## તંત્રી સ્થાનેથી—

શ્રી જૈનયુવકમંડળના પ્રયાસથી આ 'ઉત્સુક' નો વાર્ષિક અંક જનસમાજના કરકમળમાં મુકતાં અમોને અત્યંત આનંદ થાય છે. "સારા સાહિત્યને પોષવું અને તેનો પૂર્ણ વિકાસ કરવો." એ મંડળના ધ્યેયમાંનું એક હોવાથી આ સાહિત્ય વિષયક વાર્ષિક અંક પ્રગટ કરીએ છીએ.

'ઉત્સુક' સંબંધી વ્યવસ્થા કરવા માટે એક સમિતિ નિમવામાં આવી, અને બન્ધુઓને પોતાના જ્ઞાનની પ્રસાદી આપવા સાદર આમંત્રણ કરવામાં આવ્યું. આ આમંત્રણ સ્વીકારી જે લેખકોએ અમોને પોતાના લેખો મોકલ્યા તેમના સહકારથી આ અંક અમો પ્રસિદ્ધ કરવાને શક્તિમાન થયા છીએ.

'ઉત્સુક' સંબંધી લેખોની પસંદગી કરવા માટે શ્રી જૈન યુવક મંડળે— રા. ગણપતિપ્રસાદ લલ્લુભાઈ ભટ્ટ.
બી. એ. એસ. ટી. સી. ડી.
રા. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ બી. એ.
રા. દિનકરરાવ મણિશંકર ભટ્ટ એમ. એસ. સી.
રા. માધવપ્રસાદ ના. શાસ્ત્રી.
રા. નંદલાલ શિવપ્રસાદ ભટ્ટ.

ની સમિતિ નીમી હતી. આ સમિતિએ શ્રમ લઈ જે કંઈ સરળતાઓ કરી આપી છે તે બદલ અમો અત્રે તેની નોંધ લેવી ઉચિત ધારીએ છીએ.

આ અંક પ્રગટ કરતાં અમોને આનંદ થાય છે, અને અમોને સંપૂર્ણ આશા છે કે આ પ્રયાસ સર્વને રુચિકર નીવડશે. આ અંકને પ્રસિદ્ધ કરવામાં જે બન્ધુઓએ આર્થિક સહાય આપવા કબુલ્યું છે અને જે બન્ધુઓએ આપી છે તેમનો અમો અત્રે આભાર માનીએ છીએ.

આ પ્રયત્નને સંપૂર્ણ આદર મળશે તો આવતા વર્ષે આવો બીજો અંક પ્રગટ કરવાનું અમોને પ્રોત્સાહન મળશે. **प्रमादो मानुषो भावः** એ ન્યાયે વાંચકવૃન્દ અમોને આ અંકમાં રહેલી ભૂલચૂક માટે દરગુજર કરશે એવી આશા રાખી અમે વિરમીએ છીએ.

# નિવેદન

**મંગળમય સંદેશો.**

Let us be up and doing,
With a heart for any fate;
Still achieving and still pursuing;
Learn to labour and to wait.

'Longfellow.'

આળસ વગેરે શત્રુઓને જીતીને આગળ ચાલો અને કાર્ય કરો. બસ જ્યાં સુધી કાર્ય ફળીભૂત ન થાય-પુરૂપાર્થ સિદ્ધ ન થાય ત્યાં સુધી વિશ્રાંતિ વગર સતત્ શ્રમ કરો અને ફળની રાહ જુઓ (અંતે ફતેહજ છે) !

જાગો ! જાગો !! આળસ અને મોહનો ત્યાગ કરી કામે લાગો. તમારા ઉપર ગુજરતો અન્યાય દૂર કરવા સમર્થ થાઓ. વિષમતાનો લોપ કરો. ક્ષુદ્ર ભેદ ભાવોનો લોપ કરો. દુરાગ્રહના પાસનું ઉચ્છેદન કરો. અન્યાય અને અનિષ્ઠ રૂઢીનાં બંધનો તોડો અને મુક્ત થાઓ. તહમારા હકનું રક્ષણુ કરો, સૃષ્ટિનો ભેદભરમથી ભરેલો કોયડો તમારી આગળ છેકી તેને યુક્તિ પ્રયુક્તિથી ઉકેલો. અખુટ જ્ઞાનનો ભંડાર તમારી આગળ છે તેની ગુપ્ત ચાવીનું સંશોધન કરી તે નિધિનો દરવાજો ઉધાડો અને અંદરના જ્ઞાન રત્નો (જે સુખકર છે) અને પ્રાણી માત્રની ઉન્નતિ કરનાર અને દરેકને દુઃખપાશમાંથી છોડાવનાર, મુક્તિ સૌખ્ય આપનાર રત્નો હાથ કરી લ્યો. જાગો ! અને જગાડો !!

'ઉદ્યોગ કરો અને બીજાને કરતાં શીખવો ! રૂઢીનાં બંધનો કાપી નાખો ! દરેક પ્રકારની ગુલામગીરીમાંથી મુક્ત થાઓ ઉન્નતિ ના માર્ગે વળો ! તહમારા કામમાં મદદ કરવા માટે સહસ્રરશ્મિ સૂર્ય ઉદય થાય છે. કર્તવ્ય કરવાની ઈચ્છા રાખનારાઓને સમય અનુકુળ છે-સહાય છે ! ઇશ્વર તેની મદદે છે. તો સર્વે જાગો અને જગાડો ! ઉદ્યોગે લાગી જાઓ, જગે નામ દિપાવો-માતૃભૂમિને ઉજ્વળ કરો ! "

" આગળ વધો ! આગળ વધો !
પાછળ પડો ના આર્યજો ! "




## ત્હને હું નામ શું આપું ?

જગતના નાથ ઓ પ્યારા ત્હને હું નામ શું આપું ?
જગતમાંહી રહ્યો વ્યાપી વિવિધ દેશે હું ક્યાં માપું ?
કંઇ વેદાન્તીઓ તુંને ગણી પર બ્રહ્મ માણે છે,
ઘણા મિંમાસકો તુંને ધરમ રૂપે વખાણે છે.

પુરૂષ તું સાંખ્ય વાળાનો મહા પરમાણું ન્યાયીનો,
સખા તું ગોપનો, કુંવર યશોદા મ્હારી માઇનો;
કહી શંકર ભજે શૈવો, ભજે વૈશ્નવ કહી કૃષ્ણ,
જગત આ શું ? બધું આ શું ? ઉઠે નિર્ભાગીને પ્રશ્ન.

કહી વિષ્ણુ પુકારે કંઇ, કહી માલિક, અલ્લાહ કંઈ,
કંઇ કુદરત ત્હને માને, કહે કોઇ આ નહીં આ નહીં;
થયો ગિરધારી લાલો તું, મીરાંને માટ ઓ પ્યારા,
રઘુવર રામ તુલસી કહી પુકારે પ્રીતના ક્યારા.

કહી 'રણછોડજી પ્યારો કર્યો બોડાણે પોતાનો,
થયો શામળ નરસિંહનો રહ્યો ના કેમ તું છાનો;
વિઠોબા ! ઓ વિઠોબા કહી તુકારામે લીધો કેડો,
કન્હૈયા, કાન્હુડા કહી કહી તુને કંઇ ગોપીએ તેડ્યો.

થયો તું ક્રાઇસ્ટ ખ્રીસ્તીનો, અહુરમજદ પારસીનો થઇ,
રહ્યો બૌદ્ધોનો થઇ બુદ્ધ, પુજે કંઇ અરિહંતા કહી;
મળ્યો તું રામકૃષ્ણને—અહો મહા કાળિકા થઇને,
મળ્યો માધવ તું માધવને પ્રભુ ગૌરાંગને લઇને.

પવનથી સાગરે લહેરો થઇ તે લહેર સૌ કહે છે,
ન લહેરો પાણીથી જુદી બધું તે પાણીમય વહે છે;
બધા તંતુ થયા ભેગા પડયું પટ નામ તાકાનું,
ન તાકો તંતુથી જુદો જગતમાં એ નથી છાનું.

કનકનાં બંગડી બુટ્ટી લવિંગીઆ સૌ વખાણે છે,
ઘરેણાં એ બન્યાં જુદાં છતાં સૌ સોનું જાણે છે;
રહી મહા સાગરે નદીઓ, રહી મીઠાશ સાકરમાં
રહી જયમ વાસ પુષ્પોમાં રહ્યો ત્યમ તું ચરાચરમાં.

બન્યા હાથી અને ઘોડા રમકડાં ખાંડ મિસરીનાં,
ઉપાડી પાણીમાં નાંખો જુઓ શું થાય છે બીના;
પવન તું પ્હાડ પાણી તું બધામાં ત્હારૂં છે દાપું,
વિનય જયાં ત્યાંહી તુંહી તું ત્હને હું નામ શું આપું?

સ્વ. મોતીલાલ લ. ના. ભટ્ટ



# પણ એ આંખો ગઇ ક્યાં ?

" અહા ! હા ! પુછો છો શું ? કે હું શાથી હસુછું ! તે હું પે તેજ જાણી શકતો નથી ! હૃદયસાગરનું જળ સુકઇ જવાથી આંખો માંથી આંસુ આવી શકતાં નથી તેથી જ રોવાને બદલે હસી રહ્યો છું. છતાં તમો પુછો છો તો લ્યો સાંભળો......! "

" મ્હારા ભવિષ્યનું શું થશે ! ત્હેનો લેશમાત્ર પણ બાપુજીએ વિચાર ન કર્યો. ઉલટી મ્હારી માતાને ફીટકારી ને ત્હેનું પણ કંઇ સાંભળ્યું નહિ અને કહેવા લાગ્યા કે ' મ્હેં મ્હારી આ આંખોથી પંદર હજાર રૂપિઆ કદી પણ જોયા નથી, છોકરી આંધળી છે તેથી શું થઇ ગયું ? હાય ! આટલા બધા રૂપિઆ છે ક્યાં ? તે કેમ છોડી શકાય ! છોકરી આંખોથી જોઇ શકતી નથી તો બાપુજીએ પણ પંદર હજાર રૂપિઆ કયે દિવસે જોયા છે ? ખેર ! વિવાહ થયા પછી પણ છોકરી તો નહિંજ દેખી શકે પરંતુ આ ત્હારા બાપુજીતો રૂપિઆ પંદર હજાર જોઇ શકશે ! '......! "

" હાય ! પિતાજીને જ્યારે પૈસા ઉપરજ પ્રેમ છે તો પંદર હજાર રૂપિઆ તેમને જોવાની ખાતર પણ મ્હારે હવે આંધળી છોકરી સાથે લગ્ન કર્યા શિવાય છુટકો જ નથી. "

" ત્હેની મા પણ અક્કલની અધુરી છે. આખરે પ્રમદા બુદ્ધિ પાની એ વાળો ઘાટ છે; અને સમજ્યા વિના પૈસા તરફ જોયા સિવાય ઉલટી કહે છે કે:- ' પુત્રના સુખ દુ:ખનો વિચાર કરવો જોઇએ અને છોકરા તરફ પણ જોવું જોઇએ કે ત્હેની શી મરજી છે."

બાપુજીએ ગુસ્સાથી કહ્યું કે " ભગવાને જેને પરાધિન પરવશ બનાવી ત્હેની તરફ દયાદ્દષ્ટિથી જોવું એ ધર્મ છે. ભલે એ આંધળી હોય ! પરંતુ આ બાપુજી તો દયા અને ધર્મની લાગણીની જેટલી તારીફ કરે તેટલી ઓછી છે. "

હિંદુ સમાજમાં આવા દયાળુ ઓછાજ હશે કે જે પૈસાના પ્રેમની ખાતર પોતાના પુત્ર પુત્રીઓનાં બળીદાન આપીને બીજાં-

ઓનાં દુઃખ દૂર કરે છે. આ દેશમાં આવા પરોપકારી પિતાઓ ઓછાજ હશે કે જેઓ દ્રવ્યની ખાતર મરણ શય્યા પર પડેલા પુરૂષને પોતાની કુમળી વયની કન્યાને આપતાં લેશ માત્ર પણ આંચકો ખાતા નહિ હોય.

બાપુજીએ ફરીથી કહ્યું " જો હું કદી વિવાહ કરવાને લાયક હોતતો આ તકનો લાભ લેવા કદી ચુકત નહિ. ઇશ્વરે જેને અસહાય્ય બનાવ્યા છે તેની તરફ દયાની લાગણીથી આપણે ન જોઇએ તો બીજું કોણ જુએ ? એકતો પરોપકાર અને બીજો પંદર હજારનો લાભ ! ! સ્વાર્થ સાથે પરમાર્થ ! કયો પિતા આવો ઉભય તરફનો લાભ જતો કરે ! ?

—૨—

શોકની વાતતો એ છે કે પિતાજી લાંબો વખત સુધી પંદર હજાર રૂપિઆનો ઉપભોગ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી શકયાં નહિ. મ્હારી ચક્ષુવિહીન સ્રીના આવ્યા બાદ કેટલાક દિવસ પછી પિતાજી પંચત્વને પામ્યા.

આંધળી સૂર્યા સ્વરૂપે પણ શ્યામ હતી. બાપુજીએ ત્હેના ચીર અંધકારમય જીવનની સાથે મ્હારૂ પ્રકાશમય જીવન પણ અખંડ અંધકારમય બનાવ્યું.

લગ્ન થયાને વર્ષ વિત્યા બાદ પણ અમારામાંના કોઇએ પણ વિનોદની ચેષ્ટા સરખી પણ કરી નહિ. હું નથી સમજી શકતો કે પતિ પત્નિ વચ્ચે આવા પ્રકારનો વ્યવહાર કદી સંભવી શકે ! વ્હાલા વાંચક ! ત્હને આની કલ્પના પણ આવી શકતી નહિ હોય ! આવો નિરસ વ્યવહાર ખરેખર અસહ્ય જ ! તે છતાં પણ આ વ્યવહાર બદલવાને અમારામાંના કોઇએ પણ સાહસ ખેડયું નહિ.

—૩—

બસ ! ! હવે જીવન સુખના લ્હાવ લેવા એજ મ્હારે બાકી રહ્યું છે. મિત્રોની સલાહથી બસ અમન-ચમન ઉડાવવુ એજ ઇષ્ટ છે. હાય ! પરંતુ ખેદની વાત તો એ છે કે પંદર હજાર રૂપિઆનાં નગદ નાંણું બાપુજી તીજોરીમાં રાખી ત્હેની ચાવી સરખી પણ પોતાની સાથે લઇ જવાને શક્તિમાન થઈ શકયા નહિ ! બાપુજીની દયા

અને મિત્રોની સલાહથી આજે મ્હારૂં દિવાનખાનું એક ઇંદ્રભુવન જેવું થઇ રહ્યું છે. દરરોજ અવનવા નાચો અને દારૂના બાટલાઓ ઉડી રહ્યા છે. પરિણામે તીજોરીનું તળીયું ધીમે ધીમે જણાવા લાગ્યું.

શ્યામ પણ શાણી સૂર્યા જો કે જોઇ શકતી ન હતી પરંતુ આ સઘળું સાંભળી સમજી શકતી હતી. તેણી બોલી શકતી નહતી પરંતુ મુખાકૃતિ ઉપરથી સ્પષ્ટ હું સમજી શકતો હતો. પરંતુ હાય! સમજવા છતાં પણ દિલમાં દયા લેશ પણ લાવી શકતો નહતો. ઉલટું એથી તો એક પ્રકારનો નિષ્ઠુર આનંદ અનુભવી શકતો હતો. હું ભાગ્યેજ કોઇ રાત્રિ ઘેર ગાળતો અને કદાચ આવતો તો દિવાનખાનામાંજ પડી રહેતો દિન પ્રતિદિન સૂર્યા તરફ મ્હારી અપ્રીતિ વધતી જતી હતી.

એક દિવસ અનાયાસે હું તાવથી પીડાતો હતો અને દિવાનખાનામાં અસ્વસ્થ અવસ્થામાં પડયો હતો તેવામાં સુખના સાથીઓ જે બેઠા હતા તે કયા વખતે સટકી ગયા ત્હેનું મ્હને ભાન સરખું પણ ન હતું.

× × × × ×

જોત જોતામાં ઘડીઆળમાં ટન ટન ટન ટન એમ ચાર ડંકા થયા, આંખો ઉઘાડી જોઉં છું તો સૂર્યા—મ્હારી સ્ત્રી—બેઠી બેઠી મ્હારી ચાકરી કરતી હતી પરંતુ મ્હારા નિષ્ઠુર હૃદયે ત્હેને બોલાવવાની તસ્દી સરખી પણ લીધી નહિ હું એક પછી એક મ્હારા સુખના મિત્રોને સંભારવા લાગ્યો; પરંતુ દુઃખના દિલાસા રૂપ મ્હારી સૂર્યા સિવાય કોઇને જોઇ શકયો નહિ. હાય! 'સુખ સમયના સૌ સાથીઓ સંકટ સમે સટકી ગયા!' હું બેભાન થઈ પાણી! પાણી!! કરતો પડી રહ્યો. કોઈએ મ્હારા મ્હોમાં પાણી રેડયું, થોડી વાર પછી મ્હને ભાન આવતાં માલુમ પડયું કે સૂર્યા સ્વહસ્તે વાયુ ઢોળતી બેઠી હતી.

× × × × ×

એકા એક મ્હારા કપાળ ઉપર પાણીનાં ટપકાં પડવા લાગ્યાં. હું સમજી શકયો કે તે આંસુનાં ટપકાં હતાં. આવી અઘોર રાત્રિએ મ્હારી શૈય્યા સમીપ બેસી કોણ અશ્રુપાત કરે છે,.... ..એજ એજ અન્ય કોઇ નહિ પણ સૂર્યા!!—! હાય! પરંતુ એ સઘળું કોને માટે!!-શા માટે?

× × × × ×

દુ:ખી અવસ્થામાં મનુષ્યનું હૃદય કોમળ બને એ સ્વાભાવિક છે. નહિતો મ્હારૂં પાષાણહૃદય કેવળ આંસુનાં બે ત્રણ ટીપાંથી પીગળીજ કેવી રીતે શકે ! મ્હેં ધીરે સ્વરે કહ્યું "સૂર્યા ! !..."

જવાબમાં મૌન.

મ્હેં ફરીથી કહ્યું "સૂર્યા !"

આ સમયે પંખો બંધ થયો.

"સૂર્યા કેમ બોલતી નથી ?"

કોમળ પણ કંપિત સ્વરે સૂર્યા બોલી "શું કહો છો ?"

"શા માટે રૂએ છે ?"

"હું કયાં રડુ છું ?"

"શા માટે જુઠું બોલે છે ?"

ડરતે ડરતે રૂંધાએલા સ્વરે સૂર્યા બોલી "હવે ફરી નહિ રડું."

મ્હેં ફરીથી પુછ્યું "આટલી મોડી રાત સુધી તું કેમ બેસી રહી છું?"

"ત્હમને તાવ આવ્યો છે ને" સૂર્યાએ જવાબ આપ્યો.

"મ્હને તાવ આવ્યો છે તેથી ત્હને શું ?"

જવાબ ન મળ્યો. અને વધુમાં મ્હારા મ્હોં ઉપર અશ્રુનાં બે ત્રણ ટપકાં પડયાં. મ્હારૂં પાષણ હૃદય પીગળ્યું, અને બે હાથે મ્હેં સૂર્યાને મ્હારી તરફ ખેંચી છાતીએ છાતી મિલાવી એક મધુર ચુંબન લીધું.. સૂર્યા શું બોલી, શાથી થર થર ધ્રુજવા લાગી તે હું સમજી ન શકયો. તેણી એકાએક મ્હારા ખભા ઉપર માથું ટેકવી ઓશી આળી પડી રહી !

× × × × ×

શ્યામ શાણી અંધ સૂર્યાને પ્રાત:કાળના પ્રકાશથી એકીટશે કદી નહિ જોએલી સૂર્યાને આજે સારી રીતે અવલોકી.

આ મ્હારૂ પ્રથમ વા અંતિમ અવલોકન હતુ.

મ્હેં ત્હેની આંખો ઉપર બંને હાથ રાખ્યા, અને જાણે કે કમળની પાંખડીઓમાં એકઠું થએલું વર્ષાનું જળ સહજ સ્પર્શમાત્રથી નીચે ટપકવા લાગે છે તેમ સૂર્યાની આંખોથી આંસુ પડવા લાગ્યાં.

"સૂર્યા ?"

" અરે ! મ્હને માફ કરો ! ! હું ક્ષમા યાચું છું. હું કદી આવું કરીશ નહિ. "

" સૂર્યા ! શું નહિ કરૂ વારૂ ? ! "

" હવેથી હું કદી રડીશ નહિ "

મ્હેં ગદ્ ગદ્ કંઠે કહ્યું:–"સૂર્યા ! વ્હાલી સૂર્યા ! આજ સુધી હું ભ્રમમાં હતો. આજે મ્હારી આંખો ઉઘડી. રડ ! ભલે રડ ! ! ખૂબ રડ !! હું પણ સાથે સાથે રડું છું !! ' કહેતાં કહેતાં મ્હારી આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી !

(૫)

તાવના ઉપદ્રવથી જોકે હું મરણ શરણ તો ન થયો પરંતુ કોણ જાણે શાથી મ્હારી બંને આંખો ચાલી ગઇ—સુરદાસ બન્યો ! હાય ! સૂર્યા !! ત્હારા જેવો હું પણ આંધળો થયો. ત્હને અંતિમ એકવાર જોઇ તે જોઇ. હાય ! હવે શી રીતે જોઇ શકું?—સૂર્યા ! ત્હને ફરી શી રીતે નિહાળી શકું !—કહે ? કહે ! સૂર્યા ! ! પણ એ આંખો ગઈ ક્યાં ! ?

'નલિન'

---

## કુદરતનું રમકડું.

દીઠી મેં દૈવના યોગે પ્રભાતે બાલિકા રમતી,
હતી તે એકલી ભોળી જતો'તો જંગ ઓળંગી;
નહિ કો સ્નેહિ કે સાથી નથી કંઇ વિત્ત કે વાડી,
હતી ત્યાં એકલી બાળા વીંટેલી ઝાડી ત્યાં ધાડી.

કિંતુ ત્યાં નહિ એક મૃગ ચરતું વાડી વિષે દિસતું,
તેવે ત્યાં મુજને સ્મરી પ્રિયવતી મનતું ખરે મોતીડું:
પૃથ્વીના પટની પરે ઉગી હતી લીલીજ લીલોતરી,
તેવે વન વિહાર કંઇ કરતી આ દીઠી રમા રાંકડી.

આજે દિસે છે મુજને નિશા આ
તોફાનમાં ત્યાં ચઢશે ખરે ! હા !

" તારે જવું નક્કી જ નભમાં તો—
દીવો લઇ સત્વર તું જજે હો !
માતા તમારી વગડે રહી છે !
તેડી તમો સત્વર આવજો ને ! ! "

દીધી પિતાએ આજ્ઞા જવાની
તત્પર થઈ બાળકી તે બીચારી ! !

" પિતા ખુસીથી સહુ તે કરૂં હું
વિતિ ગઈ હા ! મધરાત તો શું ? "

કમ્મર કસીને કરમાં લઇને—
દીવો; બીચારી ગઇ તે ગઈ છે ! !
ખરે કહુ કુદરતનું રમકડું
દીસે રૂડું સુંદર તે મજેનું !

× × ×

પાછળ પિતા કંઇક વિચારી આવ્યા !
પુત્રી સમીપ હિંમતથી સીધાવ્યા ! !
જોત જોતામાં ગઈ તે વટાવી—
ખાબોચીયા ખીણુ ઝાડી લટાવી ! !

વંટોળીઓ કંઇ કંઈ છે વિતાડે !
તેવે તહીં વાદળ કંઇ છવાયે :
કડડડ મેઘના નાદ થાયે !
ઝમક વિજળી નભમાં જણાએ ! !

ફ્રરર કરતો વળી મેઘ આવ્યો
પુત્રી—પિતાના મનને દુભાવ્યો
વળી સરિતા મહીં પુર આવ્યું
સામે કિનારે જવું ન ફાવ્યું ! !

તોયે ધરી હિંમત બાળ ચાલી
વિનવે વિભૂને વદી વ્હાલ વાણી ! !
તોફાનમાં ત્યાં પુત્રી પિડાએ
બાળા બિચારી ચોમેર ભાળે !
પડી પછી તે પળમાં વિચારી
સરિતમાં તે ગઈ ઝંપલાવી
ગઇ ! ગઇ તે ! ! ફરી ના જણાયી ! ! !
લેજે વિભૂ તું સંભાળ સારી ! ! !

× × ×

શોધે છે નિજ પુત્રીને પ્રિય પિતા, ચોમેર ભાળે અરે ! !
તોયે ના નહિ એક શબ્દ શ્રવણે સુણાય શોધ્યો જડે ! !
તેવે ત્યાં ભમતી ભલી ભગવતી માતાજ આવી અરે !
શોધે છે નિજ ઠામ ત્યાં નજર તો સ્વામિ પરે જઇ ઠરે !
પુછ્યું 'પુત્રી મુકી પતિ કયમ ફરો ? તોફાની આ રાત્રિમાં
શોધો શું ચીજ છે કંઇ ગુમ થઈ ચાલો પિયુ ધામમાં'
શોધું ના કંઇ ચીજ છે ગુમ થઇ પુત્રી ન શોધી જડે
વદતાં વાણી વિચારમાં ગરક થઇ પિતા તહીં છે રડે ! !

× × ×

રૂદન માત પિતા કરતાં રહ્યાં !
તદપી શબ્દ ન એક સુણી શક્યાં ! !
વિતિ ગઇ તવ રાત્રિ નિરાશમાં !
ઉદય ભાણુ થયો દુઃખ કાળમાં ! !
નવ જડે પગલાંની નિશાનીઓ !
કંઇ હશે ! શું એ બાળ કે ભ્રાંતિઓ ? !
કયમ જડે અમને હવે બાળ તું ? !
કરવી કયાં કહે ભાળ સંભાળ તું ! ?
અરજ આ પ્રભુ તું સુણજે અરે !
લઇ સંભાળ તું બાળને આપજે—
સુખ ને શાંતિ સદા સુખદાઇની
કુદરત તણા બાળને હે ! હરિ ! !

'ઉત્સુક'

# હું અને મારી પ્રિયલતા !–

## ( મારી એક જીવનાનુભવ ટુંક ઘટના )

—૧—

હું અને જયન્ત અમદાવાદની કૉલેજમાં સહપાઠી હતા અને તેથી અમારામાં બન્ધુ સમાન મિત્રતા વસી હતી. જે સ્થાનમાં અમે રહેતા હતા, તેની સામેના બંગલામાં અમારી જ્ઞાતીનું એક ધનવાન કુટુમ્બનું નિવાસ સ્થાન હતું. મારા પિતાને તેમની સાથે ઘણા વર્ષોથી ઓળખાણ હોવાને લીધે, હું અને જયન્ત તેમને ત્યાં જતા આવતા હતા. અમે તે સમયમાં કૉલેજના વિદ્યાર્થીઓ જેવા મશ્કરી ખોર અને તોફાની હતા. નવિન વસ્ત્રો પહેરવા અને સભા–સમાજો–ટેનીસ વગેરેમાં ભાગ લેવાનો અમને ઘણો શોખ હતો.

તે જગદીશચંદ્રને એક પુત્રી હતી; જેણી અતિ સૌન્દર્ય અને લાવણ્યમયી હતી. અમારી સાથે તે ઘણી ભળી ગઇ હોવાથી અમે સર્વ જણા ઘણી છૂટથી બોલતા ચાલતા; જેમાં તેના પિતા વગેરે કોઇ પણ જાતનો વાંધો લેતા નહિ. પ્રિયલતા અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં—સ્કુલમાં અભ્યાસ કરતી હતી.

*　　　*　　　*　　　*

કેટલોક સમય વ્યતિત થયા પછી પ્રથમ સંભાષણ જયન્તેજ કર્યું હતું, તથાપિ પ્રિયલતા તેની બાજુ વધારે ભાવ રાખતી નહોતી; કિન્તુ મારા પિતા ગર્ભ શ્રિમંત હતા અને મારા પિતા અને પ્રિયલતાના પિતાનું સારૂં ઓળખાણ હોવાને લીધે અન્તે મારી પ્રણયી બની. મારા પિતાના મરણ પછી હું એક મોટો ધનાઢય થઇશ ! એ કારણ ને લઇ તેણી મને વધારે ચાહવા લાગી. જયન્ત પાસે એટલું ધન ન હતું.

સમય વ્યતિત થતાં હું અને પ્રિયલતા વારે વારે મળવા લાગ્યા. અને જયન્તથી હું દુર રહેવા લાગ્યો. પ્રિયલતાના પિતાને અમે બન્ને

એકાન્તમાં ઘડીએ ઘડીએ મળતા હતા તે વાત તેમના જાણવામાં આવી. ખબર કાઢતાં અમે બન્ને એક બીજાના પ્રણયી જીવ છીએ એવું તેમનું હૃદય સમજી ગયું. તેઓ સુધરેલા રીતરીવાજોને અનુમોદન આપતા હતા. તેથી આ વાત મારા પિતાને લખી, અને અમારો વિવાહ નક્કી કર્યો.

આ પ્રમાણે પ્રણયાવેશમાં દિવસ પર દિવસ પસાર થવા લાગ્યા એક દિવસે હું કોલેજમાં ભણતો હતો અને પ્રોફેસર "અવર" લઇ રહ્યા હતા તે સમયે મારા પિતાના મૃત્યુનો તાર આવ્યો. તરત હું પ્રિયલતાને મળીને પહેલી ગાડીથી સુરત પહોંચ્યો. ત્યાં હિન્દુ રીત રિવાજ પ્રમાણે જે કંઈ કરવાનું હતું તે સર્વ ક્રિયા કરી હું મારા પિતાની મિલકતનો ખરો વારસ થયો.

મારી માતા ત્રણ ચાર વર્ષ પહેલાં જ પ્લેગમાં સ્વર્ગવાસી થઇ ગયાં હતાં અને હું મારા પિતાનો એકનો એક પુત્ર અમદાવાદની કૉલેજમાં ભણતો હતો. પિતાના સ્વર્ગવાસ પછી ગૃહની સર્વ લગામ મારા હસ્તમાં આવી એ અઢી માસ સુધી હું સુરતમાં રહ્યો અને પછી અમદાવાદ આવ્યો, અને સુધરેલા રિવાજોને અનુસરી અંગ્રેજી ફેબ્રુઆરી માસની પહેલી તારીખે અમારૂં લગ્ન થયું.

પ્રિયલતાના પિતાની સલાહ લઇ ચર્ચમાં જઇ સર્વ સગા સંબંધીઓની સમક્ષ અમે હસ્ત મેળાપ કર્યા. લગ્ન તારીખ ચોપડામાં લખાઈ અને મોટી મીજબાની અપાઇ સર્વ વિખરાઇ ગયા. હું અને પ્રિયલતા, " હની-મુન " માટે મુમ્બાઇ ચાલ્યા ગયા.

હું અને પ્રિયલતા અભ્યાસના ભારે બોજામાંથી છૂટયા. એટલે અમે તદ્દન કામ વિનાના બની ગયા. અમે દરરોજ નાટક-સિનેમા અને સરકસ જોવા લાગ્યા અને મોઝ ઉડાવવા લાગ્યા. હિંદુસ્તાનના મોટાં શહેરો જોવાનો વિચાર થતાં અમે પ્રવાસ કરવા નિકળી પડયાં. એ પ્રમાણે આનંદોત્સવનો અનુભવ કરતાં અમે કાળ વ્યતિત કરવા લાગ્યા.

પણ ચાર વર્ષ આ પ્રમાણે આનંદોત્સવમાં પસાર થયા પછી એકાએક મારા મગજમાં વિચાર સ્ફુર્યા કે આ પ્રમાણે કરવાથી તો મિલકત પૂરી થશે, અને આવક તો છે નહિ--હજારો રૂપીયા તો ખર્ચ થઇ ગયા હતા અને એ પ્રમાણે ચાર પાંચ વર્ષ ચાલ્યા જશે તો ખાવા પિવાના પણ સાંસાં થઇ પડશે ! તેથી હવે નાટકશાળામાં

જવાનું બંધ કર્યું અને નાટકનું નામ લઉં છું તો મારા હૃદયમાં પીડા ઉત્પન્ન થવા લાગી. છતાં પ્રિયલતા માટે સાડી-વગેરે તેને જોઇતા કપડાં-ઘરેણાં ઇત્યાદિ તો મોટી કંપનીઓમાંથી મંગાવવા વિના ચાલતું નહિ.

મેં હવે ઘરના ખર્ચનો હિસાબ રાખવા મારા હાથમાં લીધું. પ્રથમ જે ત્રણ નોકર હતા, તે સર્વેને રજા આપી. અને જે ફક્ત એક નોકર મારો પુરો વિશ્વાસુ હતો તેને જ નોકરીમાં રહેવા દીધો. રસોઇઓ પણ રહેવા દીધો. મોટર—ઘોડા ગાડી જે વધારાનાં હતાં તે વેંચી દીધાં ફક્ત પ્રિયલતા માટે એક ગાડી અને ઘોડો રહેવા દીધો.

હવે ખર્ચ થોડુ થાય તેટલા માટે હું પોતે બઝારમાં જાઉં છું અને જોઇતી જ ચીજો ખરીદ કરી લાવું છું. પણ પ્રિયલતા ? તે બીચારી ઘરનું કામ કંઇ પણ જાણતી નથી, રસોઈ કેવી રીતે કરવી એતો જરાએ સમજતી જ નથી. તેના પિતા ધનાઢય હોવાથી તેને તે બાબતની કેળવણી આપી ન હતી. તે તેમની એક ભૂલ હતી, છતાં પણ તેણી એક વાત સારી જાણતી હતી, તરેહ તરેહનાં ગુંથણ કામ કરવામાં ઘણી હુશીયાર હતી.

પ્રિયલતાને નાટક જોએ આજે ઘણો વખત થયો હોવાને લીધે તેનો જીવ દુભાવા લાગ્યો હોય તેમ માલુમ પડતું. પણ મારા લીધે તેણી કઇ બોલતી નહોતી. છતાં પણ હું તેને પસંદ રાખવા માટે અનેક પ્રયાસ કરૂં છું અને બીજી બાજુ ચાર પૈસાનો બચાવ થાય એમ થવું જોઇએ એ ભૂલતો નથી. હું બઝારમાં જતો તે વાત પ્રિયલતાને ગમતી નહિ. ઘરનાં સર્વ કાર્ય મારે હાથે કરૂં છું અને મારી ભાર્યાની કોઇ પણ બાબતની સલાહ નથી લેતો, તેનું મારા હૃદયમાં દર્દ તો થાય છે ! પણ શું કરૂં ? તે ઘણી ખર્ચાળ છે ! છતાં તેવા દિવસો વ્યતિત થયા.

—૨—

હું એક દિવસે રૂમાલ—મોજાં સિવવાના દોરા વગેરેના બે ત્રણ બંડલ અશોક સ્વદેશી સ્ટોરમાંથી પ્રિયલતાને માટે ખરીદી હાથમાં અને બગલમાં મારી ટ્રામની રાહ જોતો ઉભો હતો; તેટલામાં સામે કેટલીક યૂવતિઓ હાથમાં વાવટા લઇ આવતી જોઇ—નજીક આવતાં

હું કેટલી સ્ત્રીઓને ઓળખી ગયો. જેમાં ત્રણ ચાર જણીઓ તો મારી સાથે કૉલેજમાં ભણતી હતી. અને કોઈ પ્રિયલતાની બહેન-પણીઓ હતી. તે યુવતિઓનું ટોળું તદ્દન મારી પાસે આવ્યું, તેટ-લામાં બે ત્રણ બોલી ઉઠી—" Chandra ! our Friend ! ચન્દ્ર ! આપણો મિત્ર ! "

કેવો સ્નેહ સુચક ઉચ્ચાર ? આવા શબ્દો મારી જીંદગીમાં ફક્ત ત્રણ જણાએ જ કહ્યા હતા. એકતો મારા પિતાએ—બીજા મારા મિત્ર જયન્તે—અને ત્રીજા મારી ધર્મ પત્નિએ ! જેથી આ સંબોધન મને રૂચતા ન આવ્યા; મારી નઝર વાવટા ઉપરના લખાણ ઉપર ગઇ જેમાં લખ્યું હતું:

" સ્ત્રીઓને સમાન હક્ક આપો ! અને સર્વ જગ્યાએ અમે સ્થાન મેળવવાને અધિકારી બનીએ ! "

સર્વ યૂવતીઓ મારી સામે આવીને ઉભી રહી. અને તેમાંથી એક યૂવતિ બોલી—" હવે તમારે ખૂલ્લે ખૂલ્લુ કહી દેવું પડશે ! "

બીજી—" હવે તમારી અને તમારી પ્રિયલતાની પરિક્ષાનો સમય આવ્યો છે ! "

ત્રીજી—" વધૂવાત કરવાને સમય નથી. તેથી તમારા મકાનમાં અમારી સભા મેળવવાનું સ્થાન આપો યા સ્પષ્ટ કહી દ્યો કે અમે સ્ત્રીઓને સમાન હક્ક અપાવવાના પક્ષમાં નથી.

મેં જોયું કે આ યૂવતિઓની પાછળ કેટલાક પોલીસ વાળાઓ પણ છે જેથી " નાહ " કહેવાથી મારૂં તેમનાથી રક્ષણતો થવાનું ! પણ મારી પ્રિયલતા યાદ આવવાથી હું નિરાશ બન્યો. ટ્રામના રસ્તે જોયું તેના આવવાનું નિશાન કંઇ માલુમ પડતું નથી. એકતો હાથમાં અને બગલમાં સામાન ! અને બીજી બાજુ પચીસ, ત્રીસ સ્ત્રીઓનું ટોળું ! અન્તે મારે મશ્કરીમાં યા હારીને ' હા " કહેવી પડી; તરત સ્ત્રીઓ આગળ ચાલવા લાગી. ત્યાં ટ્રામ ટન—ટન કરતી મારી આગળ ઉભી રહી. મારા હૃદયમાં શાન્તિ વળી !

અંદર પ્રવેશ કર્યો—સાથે જ ફરીથી કોઇએ—' Hallow Chandra ! " કહીને અવાજ માર્યો. મને આ અવાજ પરિચીત લાગ્યો. કે તરત જોઇ હું બોલી ઉઠયો—" ઓ હો ! જયન્ત ! તું કયાંથી ? "

ટ્રામમાં મારો જુનો મિત્ર જયન્ત બેઠો હતો. હું તેને જોઇ ઘણો આનંદ પામ્યો, પરન્તુ મને આ પ્રમાણે સામાન ઉંચકેલો જોઇ, આશ્ચર્યકપૂર્વક મને પૂછયું—" ચંદ્ર ! આ બધી શી બલા છે ?"

મારા હૃદયમાં કંઇ ચિન્તાનું વાદળ ફરી વળ્યું પણ બેસીને મેં ધીરે ધીરે કહ્યું—" શું કહું ? નિશ્ચય કર્યો તો કે મારી વિતેલ ઘટના હું કોઇને નહિ કહું ! પરન્તુ દિલનો ઉભાર ઓછો કરવાને માટે બીજો કંઇ ઉપાય નથી. જયન્ત ! હું જીવન સંગ્રામમાં સચેષ્ટ રહું છું. સારૂં, પણ તું ! "

જયન્ત—' એ કંઇ દુઃખની વાત નથી. પણ તારા હાથમાં આ બંન્ડલનો બોજો લઇ વિવશ બનવું તેમાં અવશ્ય કંઇક રહસ્ય વાત હોવી જોઇએ ! હું તારી સાથે સહાનુભૂતિ રાખું છું, પણ ગૂઢ ભેદ જાણવાની મારી અભિલાષા નથી હોં ! યદિ દિલનો ભાર હલકો થતો હોયતો કહી દે ! પરન્તુ જો તને કહેવામાં દુઃખ થતું હોય તો કહીશ નહિ. મારી વાત રહી, હું હવે એક પાઠશાળાનો અધ્યાપક છું."

મેં—" હવે મારા તે દિવસ રહ્યા નથી. અપરાધ મારોજ છે, નકામા ખર્ચથી, સર્વ સ્વાહા થઈ ગયું. "

જયન્તનું હૃદય દ્રવીભૂત થયું અને કહ્યું " પ્રિયલતા તો સારી છે ને ? "

મેં—" હા—હા—' ઘણી સારી છે. એ બાબતનો તો સંતોષ છે."

મને પસંદ રાખવાને માટે જયન્તે ફરીથી કહ્યું —અને સમાન હક મેળવનાર મંડળ સફ્રેજીસ્ટ* મંડળના શા હાલ છે ? "

મેં—" હું તો તેથી કંટાળ્યો છું તે વિષયથી હવે મારો વિચાર બદલાઈ ગયો છે. "

જયન્ત—" ત્યારે તમારી પત્નિ સાથે કેમ બને છે ? "

મેં—તો જયન્ત ? હું ખૂલ્લે ખૂલ્લુ તે મંડળ તરફ વિરોધ નથી બતલાવતો અને વાત એ છે કે પ્રિયતમા પણ મતાભિલાષિણીઓને સહાયતા આપવાને માટે બહુ ઉત્કંઠિત રહેતી નથી. મને આનંદ થાય છે કે તેણી હવે નવલકથા અને નાટકો પર વધારે નઝર રાખે છે. "

જયન્ત—"અને ઘરનું કામ કાજ ? "

---

* સમાન હક મેળવનાર મંડળ.

મેં—" મેં મારા હાથમાં લઇ લીધું છે !"

જયન્ત—" પ્રિયલતા શું એ તમારા પ્રબંધથી સંતુષ્ટછે?"

મેં—" મને પૂરો સંતોષ છે કે તે ઘણી સુખી છે!

જયન્ત—" તમારો વિચાર હવે તે મતાભિલાષિણીઓ પ્રત્યે કેવો છે?"

મેં—"બીજો શો હશે? હવે તે ઝઘડામાં પડીને દેશને રસાતાળ કરવા ઉચિત લાગતું નથી. ઘરનું કામકાજ કરવાને માટે તેને માટે બહુ છે."

જયન્ત—"તો પછી તે કામ પ્રિયલતાનેશા માટે સોંપી નથી દેતો !"

મેં—" એટલા માટે નથી કરતો કે હું તેના કરતાં વધારે સારૂ કરી શકુ તેમ છું."

જયન્ત—" મતાભિલાષિણીઓ ને કદાચ તમારા રંગ ઢંગની ખબર પડી જશે તો તો તમારી પાછળ પડયા વગર રહેશે નહિ."

મેં—"એતો આજે પાછળ પડી હતી. ભાઇ! હુંતો મોટી આફતમાં છું. તેઓ મારા ઘરમાં પોતાની સભા ભરવા હમણાં વચન લઇ ગયા છે. પ્રાણ સંકટમાં છે. પણ એક ઉપાય સૂઝયો છે. પોલીસને ખબર દઇશ, પછી સભા—બભા કંઇ પણ નહિ થાય !"

જયન્તે જોયું કે આ વાર્તાલાપથી મને અતિશય દુઃખ થઇ રહ્યું છે તેથી તેણે વાતચિત બીજા વિષય ઉપર ઘસડી.—"ત્યારે શું આ તારા નવા પ્રબંધથી ઘરમાં શાન્તિ છે ?"

મેં—" તેતો હું પ્રથમથીજ કહી ચૂકયો છું કે સર્વ પૂછવાની શી જરૂર છે ? આજેજ ચાલને તું પોતેજ જોને ?"

જયન્ત મારૂં આમન્ત્રણ સ્વીકારવાને આનાકાની કરવા લાગ્યો, મારીતો એવી ધારણા હતી કે જયન્ત જેવો કૉલેજમાં આનંદી રહેતો હવો તેવો અત્યારે પણ હશે તેથી મેં કહ્યું—"અરે ! ઉલ્લુ ! બહાનું કાઢવાથી કંઇ કામ ચાલશે ? આજે તો તારે મારે ત્યાં જ ભોજન કરવું પડશે. જો જે મારા હાથની દેખરેખની નીચે ભોજન કેવું સ્વાદિષ્ટ થાય છે ? મોં માં સ્વાદ રહી જશે ?"

જયન્ત—" ધન્યવાદ ! આજતો તમારે ત્યાં સફ્રેજીસ્ટનું ટોળું ભેગું થશે ને ?"

મેં—"ઓહ ! પોલીસ સર્વ ઠીક કરી લેશે આજે તો તારે મારે સાંજ આવવું પડશે. પ્રિયલતા તને જોવાથી ખૂશી થશે !"

જયન્ત—" સારૂં, તો કેટલા વાગે ? "

મેં—"બરાબર આઠ વાગે. મોડું ના કરતો હવે તો કોલેજના દિવસો નથી જયાં આઠને બદલે અઢાર વાગે તું આવે ! "

જયન્તે હસીને કહ્યું—" બરાબર આવીશ, શ્રેષ્ટ ભોજન મળે ત્યાં કોણ ના આવે ?"

હું જયન્તથી વિમૂક્ત થવા માંગતો ન હતો પણ મારે ગિરગામ આગળ ઉતરવાનું હતું તેથી વગર છુટકે મારે ટ્રામથી ઉતરવું પડયું

ઉતરી સીધો પોલીસ ચૉકીમાં ગયો.

---

( ૩ )

જયન્તની ઘડીયાળ આજે આગળ હોવી જોઇએ કારણ કે તેણે આઠને બદલે સાડાસાતવાગે મારા મકાનમાં પ્રવેશ કર્યો. તે મારી પ્રિયલતા સાથે વાત કરતો બેઠો.

પ્રિયવતા—" આવો જયન્તભાઇ ! કેમ છો ? ઘણે દિવસે દેખાયા !"

જયન્ત—"જી ! થઇ તો ગયું છે !"

પ્રિયલતા. હસી પડી અને કહ્યું—" એમ કેમ ? કેમ શ્રીમતી જયન્ત દેવી મઝામાં છે ને ? "

જયન્ત—" હા ! સૂખી છે !" મારા સૂખે તે સૂખી અને તેના સુખે હું સુખી છું ! "

પ્રિયલતાએ લાંબો નિશ્વાસ નાખ્યો ને કહ્યું—" પેલા મંડળમાં તેઓશ્રી ભાગ નહિ લેતા હોય ?

જયન્ત—" તેવા ઝઘડામાં પડવાને તેને અવકાશ મળતો નથી કારણકે સર્વ ગૃહકાર્ય તે સંભાળી રહી છે. "

પ્રિયલતા—કંઈ ભણેલી છે !

જયન્ત—"હા... સ્કુલમાં મેટ્રીકની પરિક્ષા પાસ કરી છે."

પ્રિયલતા—" જ્યાં તેઓશ્રી તે મંડળમાં નથી ? ઘણી આશ્ચર્યની વાત છે."

જયન્ત—" પાર્લામેન્ટ-કચેરી વગેરેમાં જઇ હક પ્રાપ્ત કરવો તેના કરતાં ગૃહકાર્ય સુધારવું તેને અધિક સારૂં લાગે છે!"

આ સાંભળી પ્રિયલતાનું હૃદય કંઈક દુઃખી થયું. તરત જયન્તને ખ્યાલ આવ્યો કે મેં કઠોર અને અનુચિત શબ્દ કહી દીધા.

જયન્ત—" ચન્દ્ર કંઇ બહાર ગયો છે ? "

પ્રિયલતા—" હા. કંઇ કામ માટે ગયા છે. હજુ આવ્યા જ નથી એ તો મેં પહેલાં આવતાંજ કહ્યું હતું. "

જયન્ત—"કંઇ ખરીદવા ગયા છે ?"

પ્રિયલતા—"હા એવુંજ કંઇ કામ હશે ?"

જયન્ત—" તમને કદાચ કહીને નહી ગયા હોય ?"

પ્રિયલતા—"આજ કાલ એવા કામના વિષય ઉપર મારે અને તેમને કંઇ વાતચિત થતી નથી " તેઓની મરજીમાં આવે છે તે લઇ આવેછે.

જયન્ત-તો શું તમે આ ગૃહપ્રબન્ધથી સંતુષ્ટ નથી ?

પ્રિયલતા—"શામાટે પતિના પ્રબંધથી સંતુષ્ટ નહિ રહેવું ?.

જયન્ત—"એ તો હું પણ જાણું છું. પરન્તુ ચન્દ્રે મને કહ્યું કે ગૃહપ્રબન્ધ સારી રીતે ચાલી રહ્યો છે ! અને તમે સુખી છો"

પ્રિયલતા—" તેમાં કંઇ શક નથી, તેઓ મને સુખ આપવા માટે હંમેશાં તત્પર છે. પરન્તુ હું સુખી નથી; મને ઘરમાં કંઇ બાબતની સગવડ નથી. છતાં મને એમ લાગે છે કે ઘરમાં કશું છે જ નહિ ! નોકર વગેરે તેઓની આજ્ઞા લઇને જ કામ કર્યા કરે છે.

જયન્ત—" હું દીલગીર છુ પ્રિયલતા બહેન તમે મારી એક વાત માનશો ?"

પ્રિયલતા—" હા ! પણ સ્ત્રીઓ ને પુરૂષોની દાસી થઇ શું હંમેશાં રહેવાનું કહો છો ? શું સર્વ હક અપાવવા તમારૂં દિલ ના કહે છે ? શું અમે પ્રાપ્ત ના કરીએ !

જયન્ત—" પ્રિયલતા બહેન હું વિનયભાવથી કહું છું કે હું તમને દીલગીર કરવા માગતો નથી પણ સત્ય કહો કે પાર્લામેન્ટ કચેરી વગેરેમાં જગ્યા મેળવવી અને મોટા ભાષણો આપી તમે અધિક સુખી બનશો કે ઘરનું સ્વામિત્વ હાથમાં રાખી અને ગૃહરાણી બનીને વધારે સુખી બનશો ?"

પ્રિયલતા—" એ તો તમારા જુના અને સડી ગયેલા વિચારો છે. આ દુનીઆ સ્ત્રીઓ અને પુરૂષોને બંન્ને ને માટે છે. બંન્નેને સમાજ શિક્ષા મળવી જોઇએ. અને બન્નેએ દેશને સુધારવા માટે સમાન ભાગ લેવો જોઇએ. આટલા આટલા કાયદા સરકાર ઘડે છે પણુ તેઓ સ્ત્રીઓની તરફતો જરા પણુ નજર નાખતાં નથી.હિન્દુ સંસારની સ્ત્રીઓ કેવો દરજ્જો ભોગવે છે ? તે પુરૂષોથી કેટલું દુઃખ ભોગવે છે ! તેમના દાસત્વ કામો કર્યા છતાં તેઓને સ્ત્રીઓની તો જરાપણુ કીંમત નથી ? જાણે હિન્દુ સંસારમાં સ્ત્રીઓ ગુલામજ હોય તેમ પુરૂષ વરતે છે.

જયન્ત—" પ્રિયલતા બહેન એ સર્વ સત્ય છે! એટલું તો વિચારો કે કદાચ સ્ત્રીઓ રાજનૈતિક હકોને પ્રાપ્ત કરવાના કાર્યમાં લાગી રહેશો તો અમારા ઘરની શી દશા થશે ? કદાચ અમારા ગૃહસ્થાનનું જીવન નષ્ટ થઇ ગયું તો શું એ નાશથી જે હાનિ થશે તે સ્ત્રીઓને રાજ્યનૈતિક હક આપવાથી અટકી જશે ! "

પ્રિયલતા—"હું નહોતી જાણુતી કે તમે આવા સ્ત્રીઓ તરફ ક્રુર હશો ! શું હિન્દુ સ્ત્રીઓની દુર્દશા જોઇને તમારૂં હૃદય નથી પીગળતું !"

જયન્ત—હા, તે દુર્દશા જોઇને મને ઘણી દયા આવે છે અને શીઘ્રતાથી એ અન્યાય દુર થઇ જશે. કિન્તુ ગૃહની દુર્દશા તેનાથી અધિક દયાજનક છે. પ્રભુ ! જાણે ભવિષ્યમાં શું થશે ! "

પ્રિયલતા—આવી વાતોમાં તમારો અને અમારો મત સરખો આવે એ અસંભવ માલુમ પડે છે. પણુ એક વાત માનું છું ઘર. કાર્ય સ્ત્રીઓના હાથમાં રહેતું જોઇએ, જે તેઓ ઘણી સારી રીતે ચલાવી શકે તેમ છે ; "

જયન્ત—"સારૂં, તો શું તે હક મેળવ્યા પછી તમો ઘરનું કામ બરાબર કરી લેશો ? "

પ્રિયલતા—"હાં-હાં-શા માટે નહિ ? તેઓના હાથથી જે ખર્ચ થાય છે તેમના કરતાં અમે થોડું ખર્ચ કરીશું "

જયન્ત—"બહેન ! એમ કેમ ?

પ્રિયલતા—એમજ—તમે અમોને હક અપાવવામાં સહાયતા કરો એમ મને લાગતું નથી.

જયન્ત—"રાજ્યનૈતિક ?"

પ્રિયલતા—નહિ-નહિ ગૃહપ્રબંધક ?

જયન્ત—શું ખરેખર કહો છો ! તમારા વિચાર તે તરફથી બદલાઇ ગયા ?"

પ્રિયલતા—કેમ નહિ બદલાય ? સ્ત્રીઓ વિચાર વગર જે કામ કરે છે તેનાથી છેવટે પસ્તાય છે. તમારૂં કહેવું યોગ્ય છે. હું હવે તમને સત્ય કહું છું કે પ્રથમ હું મારા ઘરનું ભલું કરવા ચાહુ છું."

જયન્ત—" શું આવુ તમે કોઇ દિવસ ચન્દ્ર આગળ કહ્યું હતું ?"

પ્રિયલતા—"વાહ ! ભાઇ ! શું મારામાં એટલું અભિમાન નહિ હોય ? પણ હું તમારા ભાઇ પાસે ગૃહસ્થાશ્રમીના કામ ગ્રહણ કરવા માટે ભીખ માગવાની નથી તેથી આ વખતે તમારી સહાયતાની જરૂર છે.

\+ + + +

રાત્રીએ પોલીસ લોકોએ મારા મકાનની આસપાસ ચોકી કર્યા કરી. જેથી અંદર દાખલ થવા કોઇ પામ્યું નહિ, એટલે મારા હૃદયમાં ત્યારથી શાંતિ વળી અને જયન્ત અને પ્રિયલતાના વચ્ચે જે વાતચીત થઇ તે જયન્તે ભોજન પછી સર્વ હકીકત મને કરી સંભળાવી અને પ્રિયલતા હવે તે મંડળમાં ભાગ નહિ લે અને મારા ઘરનું કામ હાથમાં લેશે એ જાણી મને વધારે આનંદ થયો.

× × × ×

હું તે દિવસથી ઘણો સુખી છું વધારે કહેવા કંઇ જરૂર નથી.

શંભુપ્રસાદ કેશવલાલ વૈદ્ય.

---




ઘેરાયલું કોપઘનેથી ઘોર,
હશે મુખાકાશ કદિય ત્હોય;
વિદ્યુલ્લતાથી સ્મિતરેખની પ્રભા,
સદાય ત્યાં વાસ કરી રહેલી.

પ્રસન્નતા એજ સ્વભાવ ત્હોયે,
એનો કદિ ત્યાગ કરી જવાયતો;
રોષે ભર્યાં ક્રૂર કટાક્ષમાંયે,
સૌન્દર્ય છે કો વધુ હાસ્યથીયે.

એનુંજ એ છે મુખ, વાણી એજ,
ને સ્નેહભીનાં નયનોય એજ;
પ્રત્યેક ત્હોયે પ્રિય દર્શને ન શું,
પ્રેમીજનોને રસ લ્હાણુ કો નવી ?

પ્રિયા મહિં અક્ષય પાત્ર છે કો,
રસે ભરેલું પ્રિય માટ એતો;
પ્રિયા મહિં ઉદ્ભવતો નકી ન શું,
ક્ષણે ક્ષણે કોઈ નવીન જાદુ ?

વિચિત્રતાથી જગ આ ભરેલું,
સર્વત્ર નાના રસથી રસેલું;
સહુ થકી ત્હોય અગમ્ય છે ન શું,
વિચિત્રતા પ્રેમની હાર્દ એહનું ?

પ્રેમીજનો આ જગમાં અનેક,
અનેક પૂજા તણી તેમ રીત;
અનેક રીતિ પણ લક્ષ્ય એક,
સહુ તણી અંતિમ મૂર્તિ એક.

પ્રભુ તણાં રૂપ જગે અનેક,
અનેક પૂજા તણી તેમ રીત;
અનેક રૂપેય પ્રભુ તણી નકી,
સહુ તણી અંતિમ મૂર્તિ એક.

પ્રેમીજનો તેમજ પ્રેમ પાત્રએ,
અંતે નકી એક રૂપે વિરામેઃ
ન્હાસે અહિં સ્થૂળ જ, સૂક્ષ્મ આવતું,
તું પ્રેમ છે આ જગમાં નકી પ્રભુ.

'સનેહી'

---

# કર્મફળ.

'કરવું તેવું પામવું' એ કાયદો કિરતારનો !
'વાવવું તેવું લણવું' એ ન્યાય હરિદરબારનો ! !
માનવ કોઇ શયતાન થઇ જો ના પ્રભુને ઓળખે !–!—
ને માર્ગ અનીતિ ગ્રહે તો કર્મફળ નિશ્ચે મળે ! ! !

---

—૧—

આજે શારદાને સાસરે જવાનું હોવાથી ઘરનું તમામ કામકાજ શાંતિથી અને આનંદથી કરતી હતી. તેનું મુખ કમળ મધુર હાસ્યથી ઉભરાઇ જતું હતું તે ગંભીર અને સ્નેહીઓનો વિયોગ થવાનો સમય નજીક આવવાથી કાંઇક દુઃખી પણ માલુમ પડતી હતી.

શારદા તેના કાકા શાન્તિલાલની પાસે જઇ પ્રણામ કરી ચુપ ચાપ ઉભી રહી. તેની આંખમાંથી પ્રેમનાં અને વિયોગનાં આંસુ આવવા લાગ્યાં આ સ્થિતિમાં તેને જોતાં શાન્તિલાલ શાંત ચિત્ત

તેને આશ્વાસન આપવા કહેવા લાગ્યાઃ-" બ્હેન શા સારૂ રડે છે ? શરદપૂર્ણિમા ઉપર તને પાછી તેડાવીશું. ત્હારી બ્હેનપણીઓ તમામને સાસરે જવાનું છે. દરેક સ્ત્રીને સાસરે જવાનું તો હોય. માટે છાની રહે રડ નહિ બ્હેન ! ગાડી મોટી થાય છે માટે તૈયાર થા."

" કોણ તેડવા આવશે કાકા ! " બાળા આંખો લુછતાં બોલી.

" હું પોતે આવીશ બ્હેન ! તને તેડવા હું જાતે આવીશ." કાકાએ આશ્વાસનસુચક શબ્દે કહ્યું.

થોડી વારમાં શારદા સજ્જ થઇને આવી અને જે કોઇ ત્યાં તેને વિદાય કરવા ઉભા હતા તેમને પ્રણામ કરી ગાડીમાં જઇ ગોઠવાઈ.

શારદા સ્વર્ગસ્થ સુમતીલાલની એકની એક પુત્રી હતી. તે આઠ વર્ષની હતી ત્યારથી તેને પરણાવવામાં આવી હતી. પરંતુ આજે તે પહેલ વહેલી સાસરે જાય છે. મા, બાપ વિનાની સુશીલ, સદ્ગુણી, શાણી શારદા આજે સાસરે જવા સજ્જ થઈ રહી છે.

સુમતીલાલને અને શાન્તિલાલને ધાડી મિત્રાચારી હતી. તેથી કરીને સુમતીલાલનાં પત્નિ સદ્ગુણના મરણબાદ શાન્તિલાલની માતાએ શારદાને પાળી પોષી ઉછેરી મોટી કરી હતી. જે વખતે સુમતીલાલ મરણ શૈય્યાપર હતા તે વખતે તેમણે શારદાને શાન્તિલાલને સોંપી હતી અને શાન્તિલાલ શારદાને પોતાની બ્હેનની માફક રાખતો હતો.

શારદા નાનપણથી ચાલાક હતી. પરંતુ તેણી ઘણીજ કોમળ અને શરમાળ હતી. આ વખતે તેની ઉમર ચૌદ વર્ષની હતી. એનો સરલ સ્વભાવ જોઈ સૌ કોઇ તેને ચાહતા હતા.

શારદાનું સગપણ મનહરલાલ સાથે કરવામાં આવ્યું હતું. મનહર જો કે ભણ્યો ગણ્યો ઓછું હતો છતાં દેખાવડો અને સુંદર પૈસાદારનો પુત્ર હતો. તેની ઉમર આ વખતે વીસ વરસની હતી. શોખીન મનહર વરણાગીયો અને આજકાલની ભાષામાં કહીયે તો પુરેપુરો લોફર જેવો લાગતો હતો. વળી અધુરામાં પુરૂં તેના પિતાને સ્વર્ગવાસ થયાને થોડોકજ સમય થયો છે એટલે તમામ કારોબાર તથા માલમીલકત ભાઇસાહેબના હાથે આવી છે એટલે પછી પુછવુંજ શું ?

× × × × ×

શારદાને સાસરે આવે આજે સવા માસ થયો છે. આટ્લી નાની ઉમરમાં બિચારીને આખા ઘરનો બોજો ઉઠાવવાનો માથે આવ્યો છે. સાસરીયામાં બીચારીને સાસુ નણંદ કોઇ જ નથી એટલે આખા ઘરનો કારોબાર શારદાને હાથે જ આવ્યો છે.

સૌભાગ્યે શારદાને અહીં આવ્યા પછી રમણગૌરી નામની સખી ( બ્હેનપણી ) મળી આવી છે. રમણ શારદાની પાડોશમાં રહે છે. તે દરરોજ નવરાશના વખતે શારદા પાસે આવતી જતી આવતી વાતો કરતી તથા કોઈ કોઈ દિવસ શારદાને કામ કરવામાં મદદ કરતી.

એક દિવસે શારદા શાન્ત ચિત્તે બેઠી હતી તે વખતે રમણે આવી કહ્યું:—" બ્હેન ચુપ ચાપ બેઠી બેઠી કોનું ધ્યાન ધરે છે ? "

" છાની માની ન બેસી રહું તો શું કરૂં ? કાલ તમારી ઘણીયે રાહ જોઇ પરંતુ તમારાં દર્શન ન થયાં. અરે પણ એ કાંઈ તમારો દોષ નથી એતો મારૂં નશિબ જ એવું છે. હું ધારતી હતી કે તમો મ્હને ચાહો છો પરંતુ તે મારી ભુલ છે."

રમણ શારદાને વળગી પડી અને પ્રેમયુક્ત શબ્દોથી કહેવા લાગી " શું કરૂં બ્હેન ! કાલેતો ભાભીએ માથું કોણ જાણે કેવા પ્રકારે ઓળ્યું કે આખો દિવસ મ્હારૂં તો માથું દુઃખવા આવ્યું અને તેથી ત્હારી પાસે ન આવી શકી બ્હેન ! શું એટલામાં ખોટું લાગ્યું ?"

" વારૂં, પણ કહોતો ખરાં કાલે તમારે ઘેર કોણ કોણ આવ્યું હતું ? શારદાએ વાત ઉપાડી:

" બે ચાર જણાં આવ્યાં હતાં પરંતુ બધાંને હું ઓળખતી નથી." રમણે જવાબ આપ્યો.

" શું વાતચીતો થઇ તેતો કહે, કંઇ સાસરે બાસરે જવાનું છે કે શું ? " શાન્તિથી શારદાએ પ્રશ્ન કર્યો.

" કોણ જાણે મેંતો કંઇએ સાંભળ્યું નહિ. હુંતો ઘરના કામ કાજમાં રોકાઈ હતી." રમણે ઉત્તર આપ્યો.

આ પ્રમાણે આડી અવળી બે ચાર વાતો કર્યા પછી શારદાએ કહ્યું:—" બ્હેન ન કરે નારાયણને કદાચ સાસરે જવાનું આવે તો

આ સખીને ભુલીશ નહિ હો. ત્હારૂં હેત તો મ્હારાથી વિસરાય તેમ નથી.”

“ બળ્યું બ્હેન પાછી એ વાત કરી એવી વાતોથી શું લાભ ? ” ગંભીર મુખમુદ્રાએ રમણે કહ્યું.

‘ બ્હેન એક વાત પુછું ? ખરેખરૂં જણાવીશ.” શારદા ઉંડો નિસાસો નાખી બોલી.

“ શા માટે નહિ બ્હેન ! પુછ, હું કોઇ દિવસ ત્હારાથી વાત છુપાવું છું?” રમણે જવાબ આપ્યો.

“ કહે બ્હેન કહે ! શું પરણ્યા પછી પણ ત્હારા ભાઇનો આ વ્યવહાર ઠીક છે ? ” લાંબો નિસ્વાસ નાખી શારદાએ કહ્યું.

“ ભાઇનો આ વ્યવહાર કોઇ રીતે ઠીક નથી. હું ધારૂં છું કે આજે ભાઇ સાહેબને કહું કે તમો ઘરમાં જુજ રહોછો ને આખો દિવસ તથા રાત ફરતા ફરો છો તો મ્હારી બ્હેનપણી પાસે એક દાસી રહે એવી ગોઠવણ કરો. કારણ કે આ પ્રમાણે તે એકલી શી રીતે રહી શકશે.’ રમણે જવાબ આપ્યો તથા ખુલાસો કર્યો.

“ ના બ્હેન જોજે કહેતી કદાચ પતિદેવ ગુસ્સે થઇ જશે. ” શારદાએ કહ્યું.

“ હાય, પરાધીનતા ” કહી રમણગવરી શારદાના ગળામાં હાથ નાખી આસ્વાસન આપવા લાગી.

એકાએક રમણગવરી વિચારમાં પડી તેનું મુખ કમળ કરમાવા લાગ્યું તેનો હસમુખો ચહેરો ગંભીર જણાવા લાગ્યો તે એકી નજરે શારદા સામું જોવા લાગી.

શારદા રમણ સામું જોવા લાગી તેણી ન સમજી શકી કે રમણ એકાએક કેમ ગમગીનીમાં આવી ગઇ છે તેણીએ નમ્રતાપૂર્વક પ્રશ્ન કર્યો:—“ શું થયું બ્હેન રમણ આમ એકાએક સુસ્ત જેવી કેમ થઇ ગઇ ? ”

રમણે લાંબો નિસ્વાસ નાખ્યો અને ક્ષીણ સ્વરે કહેવા લાગી, “ શું કહું બ્હેન શારદા ! મ્હારી બા દરરોજ તને કંઇ કહેવા માટે મોકલે છે પરંતુ મ્હારાથી કાંઇ કહી શકાતું નથી અને કહું કે ન કહું, એમ થયા કરે છે.”

" કેમ કહેતી નથી બ્હેન કહેને એવી તે વળી શી વાતો છે કે તે કહેતાં તું દીલગીર થાય છે. કહે બ્હેન ! જલ્દી કહે ! " આગ્રહ પૂર્વક શબ્દે શારદાએ કહ્યું.

" બાએ કહ્યું છે કે હવે મનહરને સમજાવ. કયાં સુધી આમ બહાર આથડયા કરશે ! આડોશી પાડોશીની શરમતો હવે નેવે મૂકી છે માટે હવે તને સમજાવવાની ભલામણ કરી છે બ્હેન ! " કહેતાં કહેતાં રમણુ દીલગીર થઇ અને નીચું જોઇ ઉભી રહી.

" શું સમજાવું બ્હેન ! મારૂં કરમ.', ખીન્ન હૃદયે શારદા બોલી.

' શું કહું બ્હેન ! મનહરભાઇના ચારિત્ર્યની વાત એમને સુધારવા હવે કઠણ છે. તેમણે જમીન ઘર બધુંએ વેચી નાખ્યું છે. તમારા કાકા શાન્તિલાલે એક દિવસ અમારે ત્યાં આવી તેમને બોલાવી ઘણીયે સમજણ પાડી પણ તે સઘળું ધુળ ઉપર લીંપણ અને પથ્થર ઉપર પાણી જેવું થયું છે. તેમણે તેમની એક વાત લક્ષમાં લીધી જણાતી નથી હવે તો તું કંઇ સમજાવે અને સારા માર્ગે દોરે તો ઠીક. બાએ આ બધું તને કહેવાનું કહ્યું હતું પરંતુ આ વાત જાણ્યાથી તું નારાજ થઈશ અને તારા ઉપર મુને પ્રેમ છે તેને લીધે જ આટલા દિવસ મારાથી તને કહેવાયું ન હતું પરંતુ હવે તેમને સુધારવાનો ઉપાય જલ્દી લેવો જોઇએ બ્હેન ! " સર્વ વૃતાન્ત કહી રમણુ ચિંતાતુર બેઠી.

થોડીવાર બધાં મૌન રહ્યાં અને તર્ક વિતર્ક કરવા લાગ્યાં.

" કહે બ્હેન કહે ! તું જેમ કહે તેમ કરૂં ! હું તે એમને શી રીતે સુધારૂં ! સમજાવું ? આખો દિવસ અને રાત ફરફરજ કરે છે અને ઘેર સરખા પણ આવતા નથી. બે ત્રણ દિવસે એકાદવાર વળી વિચાર આવે તો મોં બતાવી જાય નહિ તો કંઇ નહિ. આવી સ્થિતિમાં તો હું તેમને શું કહી શકું ? શી રીતે સમજાવી શકું ? ' શારદાએ પોતાના મનનો ઉભરો કહાડયો.

શારદા એકાએક ગભરાઇ જવાથી રોવા લાગી તેને સમજાવવાના રમણુગવરીએ ઘણા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ નિષ્ફળ નિવડયા અને છેવટે, રમણુનાથી પણ રોયા સિવાય રહી શકાયું નહિ. બન્ને બ્હેનપણીયો ફક્ત ઇશ્વર ઉપરજ આધાર રાખી ગમગીનીમાં બેસી રહી.

---

—૨—

જ્યારથી શારદાને માલુમ પડયું કે પોતાનો સ્વામી શરાબી અને દુરવ્યસની છે ત્યારથી પોતાના સૌભાગ્યનો સુરજ ઝાંખો જણાવા લાગ્યો અને શરિર નિરતેજ ફીકુ પડી ગયું. તેના જીવનમાં દુઃખ અને આશામાં નિરાશાનાં વાદળાં છવાવા લાગ્યાં. તેણી શરમથી અને ભયથી પોતાના પતિને કાંઇપણ વાત કરી શકતી ન હતી. રોજ વિચાર કરે કે 'આજ કહું કે કાલ.' એક દિવસ શયન ગૃહમાં એકલી બેઠી બેઠી રડયા કરતી હતી તેવામાં 'ડડીંગ ડડીંગ' એમ બે ડંકા થયા તેણીએ લાંબો નિશ્વાસ નાખ્યો અને કહ્યું:-"આજ બે વાગ્યા તોય પણ તેઓ કેમ ન આવ્યા ?"

એટલામાં મનહર લથડતો પથડતો બબડતો આવી પલંગપર પડયો. શારદા એકદમ પાસે જઇ પગ દબાવવા લાગી તેવામાં એકા એક આંસુનાં ટપકાં મનહરના પગપર પડવા લાગ્યાં.

મનહરે કહ્યું:-"શું તું રડે છે ?"

જવાબમાં મૌન.

મનહરે ફરીથી પુછયું:-"કેમ રડે છે ? કહે શું થાય છે ? કહી દે જલ્દી ચોખ્ખે ચોખ્ખુ !"

શારદાએ અત્યંત લજ્જાથી ધીરે સ્વરે કહ્યું:-"આપ રોજ રોજ......" એટલું બોલી તેનો કંઠ રૂંધાવા લાગ્યો તેણી કાંઇ પણ વિશેષ ન બોલી શકી.

"રોજ રોજ શું કરૂં છું કેમ કહેતી નથી. કહી દે ને."

શારદાએ ઘણીજ મુશ્કેલીથી કહ્યું:—"દારૂ પીઓ છો."

ગુસ્સાથી મનહરે કહ્યું:—"અમારી મરજી."

"દારૂ ઘણોજ નિષેધ છે. ખરાબ ચીજ છે. વળી વેશ્યાનો ત્યાગ કરો લોકોમાં તમારી હાંસી થાય છે. નિંદા થાય છે. એવું અઘોર પાપ ન કરો." કહેતાં કહેતાં શારદા વધુ રડી પડી. વળી—

"સાંભળવામાં આવ્યું છે કે જમીન, ઘર વગેરે તમોએ વેચી નાંખ્યાં છે અને તમામ માલમિલ્કત ઉડાવી દીધી છે હવે આગળ શું કરશો શી રીતે ગુજરાન ચલાવશો. રમણગવરી ઘણું ઘણું કહેતી હતી."

" બસ કર વધુ ન બોલ તું વહુ છે ત્હારે ઘરનું કામ કાજ કરવાનું બ્હાર બેસી આડોશી પાડોશી સાથે ગપ્પાં મારવાનાં નથી સમજી ! એથી શો ફાયદો છે ?" વાત વધતી અટકાવવાના અને શારદાને દબાવવાના ઇરાદે મનહરે ચોખ્ખોને ચટ જવાબ આપી દીધો.

શારદાથી વધુ એક અક્ષર પણ બોલી શકાયો નહિ. સ્વામી ગુસ્સે થયા છે જાણી રડતી રડતી પગ ચાંપવા લાગી. જો જોતામાં મનહર નિંદ્રા દેવીને આધીન થયો. થોડી વારમાં ચાંદામામાએ બ્હારીમાંથી પ્રકાશ મનહરના મુખકમળ ઉપર ફેંકયો. શારદા બેઠી બેઠી સ્વામીનું મુખમંડળ જોવા લાગી અને મનમાં ને મનમાં કહેવા લાગી—" ગમે તેવા પણ પતિ છે. મુગટમણી છે. રૂપવાન છે. પરંતુ હાય ! દારૂડીયા ! ! શું મ્હારા સ્વામી દારૂડીયા ! હું દારૂડીયાની પત્નિ ! ગમે તે હો પણ મ્હારે તો તેમની પૂજા કરવી જ જોઇએ. તે કહે તેમ કરવુ જ જોઇએ."

આ પ્રમાણે વિચાર માળા ચાલતી હતી તેવામાં એકાએક શારદા ચમકી અને તેને કાંઇ કોઇ કહેતું ના હોય તેમ જણાયું એવામાં " પતિ દારૂડીયો, વ્યસની વૃદ્ધ, પાગલ ગમે તેવો હોય પરંતુ સતિને તે પૂજવા લાયક છે, દેવ તુલ્ય છે ! વગેરે વગેરે શબ્દો જાણે આકાશમાંથી ન આવતા હોય તેમ લાગ્યું.

શારદા પશ્ચાતાપ કરવા લાગી અને પોતાનાથી જે બોલાઇ જવાયું તેને માટે દીલગીર થવા લાગી અને હવે ફરીથી સ્વામીને એવા શબ્દો નહિ કહું અને મૃત્યુ પર્યંત તેમનામાં શ્રદ્ધા અને ભક્તિભાવ રાખીશ વગેરે વિચારવા લાગી. અને પતિની નિંદ્રામાં ભંગ ન થાય તેને માટે ત્યાંથી દુર થઇ.

—૩—

કેટલાક દિવસો બાદ બાપદાદાનું મકાન વેચી જર જમીનથી પાયમાલ થઇ મનહરે એક જુનું પુરાણું મકાન ભાડે રાખ્યું છે તેમાં તે તથા તેની ધર્મપત્નિ સુશીલશારદા અને એક દાસી રહે છે.

રાતના બે વાગ્યા છે. સર્વત્ર અંધકાર છવાયું છે. કોક કોક જગાએ બાળકોના રોવાનો અવાજ સંભળાય છે. બાકી સર્વત્ર શાંતિજ માલુમ પડે છે. આજે શારદા રાંધી ક્યારનીય પોતાના પ્રિય

પતિના આવાગમનની રાહ જોતી રસોડામાં બેઠી બેઠી ઝોકાં ખાતી ભીંતને અઢેલી બેઠી છે. દાસી પાસે જમીન પર સુઈ રહી છે. એટલામાં બારણું ઠોકાયાં. અને " કોણ છે." તથા " ઉઘાડો " ના અવાજો આવવા લાગ્યા.

શારદા એકાએક સ્તબ્ધ થઇ ગભરાઇ આંખો ચોળતી દાસીને ઉઠાડવા લાગી. એટલામાં તો:—" ઉઘાડો જલ્દી ઉઘાડો " નો અવાજ ફરી સંભળાયો.

દાસી ઉઠી નીચે જઇ " કોણ છે ! ઉઘાડું છું " કહેતી બારણું ઉઘાડી ઉભી.

બારણું ઉઘાડતાંજ એક કૉન્સ્ટેબલ તેની સામે આવી ખડો થયો અને કહેવા લાગ્યો " તમારા મનહરભાઇ બેહોશ થઇ સરિયામ રસ્તાપર પડેલા હતા તેમને અમો ઉપાડી પોલીસ ચોકીપર લઈ આવ્યા છીએ માટે તેમને લેઇ જાઓ. "

દાસીએ આવી સર્વ વૃત્તાંત શારદાને કહી સંભળાવ્યો. શારદા તે સાંભળતાંજ બે બાકળી બની ગઇ અને " હાય ! હવે શું થશે " વળી " હું નારી જાત ત્યાં શી રીતે રાતના જઇ શકું " કહી રડવા લાગી.

દાસીએ પણ રડવા માંડયું અને કંઇક વિચાર આવવાથી શાન્તિલાલને ત્યાં જઈ તેમને ઉઠાડયા અને સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. શાન્તિલાલ તરતજ પોલીસ ચોકી પર ગયા અને મનહરલાલને લઇ ઘેર આવ્યા.

" હું હવે જાઉં છું. સવારે આવીશ " કહી શાન્તિલાલ પોતાના મકાન પર ગયા. દાસી તથા શારદા મનહરલાલની ચાકરી કરવા લાગ્યાં. જો જોતામાં સવાર થયું શારદા બેઠી બેઠી પતિને વાયુ ઢોળતી હતી તેવામાં શાન્તિલાલ આવ્યા. લજ્જાથી શારદા પાસેના ઓરડામાં ગઈ.

મનહર લજ્જીત થઇ ગયો અને શાંતિલાલ સામુ પણ જોઇ ન શકયો.

સ્નેહમૂર્તિ શાન્તિલાલ મનહરને કહેવા લાગ્યાં:—" આજ હું તમને લજ્જીત અવસ્થામાં જોઇ ઘણોજ ખુશી થાઉં છું. જે જે માણસો પોતાના દુષ્કર્મો પર લજ્જીત થઇ નિરાશ થાય છે તે તે

માણસો અવસ્ય સુધરી શકે છે અને તેથી મુને તો સ્પષ્ટ જણાય છે કે તમો હવે સુધરી શકશો ભાઇ મનહર તું તારી જાતેજ વિચારી જો કે પહેલાં જે ત્હારૂં માન હતું તે હવે છે ? લોકો તને શરાબી વેશ્યા ગામી કહી ત્હારા તરફ તીરસ્કારની નજરે જુએ છે. માટે હવે ગૌહરને છોડી દે. જ્યાં સુધી ત્હારી પાસે માલ મીલકત હશે ત્યાં સુધીજ તે ત્હારી થઇને રહેશે. અને પછી તે ત્હારા જીવને જોખમમાં નાખી કોઇ પરાયાને ચાહશે. અને તને સદાને માટે નર્કનો વાસી બનાવી પાયમાલ કરશે—માટે મ્હારૂં કહ્યું માની શરાબ અને વેશ્યાનો ત્યાગ કર. તે ત્હારા પર પ્રેમ કરતી નથી પણ ત્હારા પૈસા પર પ્રેમ કરે છે. તેં આ બાબત ઘણીયવાર મારૂં અપમાન કર્યું છે પણ ફરી એક વાર કહું છું કે તે તમામ દુર ગુણોનો ત્યાગ કર અને પવિત્ર સુશીલ શારદા પર માન અને પ્રેમ રાખ તું વિચાર કર આ દુનિયામાં ત્હારા સિવાય શારદાને બીજું કોણ છે ?

મનહર આ સઘળું નીચું જોઇ સાંભળી રહ્યો તેણે એકે ઉત્તર સરખો પણ ન આપ્યો. પરંતુ તે વાત ઉપર જોઇએ તેટલું લક્ષ દેતો નહિ. અને આ કાને સાંભળી આ કાને કાઢી નાખતો.

જતાં જતાં શાન્તિલાલે ફરી એકવાર મનહરને કહ્યું:—" મહહર ! હું ત્હને મ્હારા નાના ભાઈ જેવો ગણું છું માટે મ્હારા હાથમાં હાથ આપી પ્રતિજ્ઞા પૂર્વક કહે કે તું હવે પછી કોઇ દીવસ દારૂ નહી પીઉં અને ગૌહરનું મોઢું પણ નહિ જોઉં."

મનહર કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય બેશી રહ્યો.

" ભલે ત્યારે આથી વધું હું તને શું કહી શકું ?" કહી શાન્તિલાલ પોતાને ઘેર ગયો.

શાન્તિલાલના ગયા બાદ શારદા મનહર પાસે આવી ઉભી કહેવા લાગી:—" નાથ ! શાન્તિલાલ કાકાનું કહેતું શું ખોટું છે. જરાતો સમજો ! મ્હારી શી દશા થશે તેનો તો ખ્યાલ કરો !"

પત્થર ઉપર પાણીની માફક મનહરને કાંઇ પણ અસર થઇ નહિ. તે ચુપચાપ ખાઇ પી પરવાર્યાં પછી ઘરની બહાર ચાલ્યો ગયો.

શારદાએ બીલકુલ ખાધું પણ નહિ અને બે દિવસના નકોડા ઉપવાસને લીધે અને શોકને લીધે શીથીલ જેવી બની ગઇ અને નાથના જવાથી ચિંતાતુર રહેવા લાગી.

થોડો સમય વિત્યાબાદ શાંતિલાલને કંઈ યાદ આવવાથી ફરી પાછો મનહરના મકાને આવ્યો પણ જુવે છે તો મનહર મળે નહિ અને શારદા રડા રોળ કરી રહી હતી. દાસી પણ રડતી હતી.

"શું મનહર પાછો ચાલ્યો ગયો ?" શાન્તિલાલે પ્રશ્ન કર્યો.

દાસીએ કહ્યું:—"જીહા !"

શાન્તિએ પોતાના નોકરને ગૌહરને ત્યાં તપાસ કરવા મોકલ્યો. નોકર તપાસ કરી આવ્યો ને માલુમ પડયું કે તેઓ તો આજે ગામ છોડી ચાલ્યા ગયા છે.

તેઓ ગામ છોડી ચાલ્યા ગયા જાણી બધાં નિરાશ થયાં ને શારદા તો એક બાળકની માફક રોવા લાગી. શાન્તિલાલની આંખોમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં.

થોડીવાર આ અવસ્થામાં બધાં રહ્યાં પછી "બ્હેન ! ચાલ મારી સાથે આપણા મકાનમાં. માની સાથે રહેજે અને મનહર આવે ત્યાં સુધી મ્હારા મકાનેજ રહેજે હું તને બ્હેન સમાન ગણું તેતો તું જાણે છે ?"

"મ્હારૂં જે થવાનું હોય તે થાય પરંતુ હું આ ઘર નથી છોડી શકતી" શારદાએ જવાબ આપ્યો.

શારદાના પિતા જે વખતે મરણ પામ્યા તે વખતે સ્વપ્નામાં શારદાને તેની માએ કહ્યું હતું કે:—" પુત્રી ! શાન્તિલાલની આજ્ઞાનું અહરનીશ પાલન કરજે તે જે કહે તે કરજે. સંસારમાં તે એકજ ત્હારા શુભ ચિંતક છે." આજે એકાએક ત્હેને આ સ્વપ્નાનું સ્મરણ થઈ આવ્યું અને બોલી—"ભાઇ ! જે તમે કહો છો તે સત્ય છે તમો જે કહેશો તે કરવા હું તૈયાર છું. આ સંસારમાં હવે ત્હમારા શિવાય બીજું મ્હારે કોણ છે ?"

"ચાલો બ્હેન !" કહી શાન્તિલાલે શારદાને ગાડીમાં બેસાડી પોતાને ઘેર આણી અને પોતાની માને સોંપી.

—૪—

આજે ગૌહરની સાથે આવે મનહરને બે માસ થઇ ગયા છે. ગૌહરનો પ્રેમ દિન પ્રતિદિન મનહર ઉપરથી ઓછો થતો ગયો છે. બલ્કે હાલમાં તો તદ્દન નથી મનહરને જોઇ તેણી પહેલાંની માફક પ્રસન્ન નથી થતી. ઉલટી તેને જોઇ મોઢું ચઢાવી અવળી ફરી બેસી

રહે છે. મનહરની પણ એજ અવસ્થા છે. તેના કાન હવે ધીરે ધીરે ઉઘડવા લાગ્યા છે સાન આવવા લાગી છે. પરંતુ હાય ! કરે શું મોહજ માણસોને માર ખવાડે છે.

નિત્ય નિયમાનુસાર મનહર સવાર અને સાંજ યમુના કીનારે ફરવાને જાય છે તે દરમીયાન મોહબતસીંહ ગૌહરની પાસે આવે છે. કેટલીક આડી અવળી વાતો કર્યા પછી મોહબતસીંહ વિદાય થયો અને મનહર મકાન પર આવ્યો.

આજે આખો દિવસ ગયો પણ ગૌહરે મનહરને એકવાર પણ બોલાવ્યો નહિ. તેણી બેઠી છે, મનહર પણ તેની પાસે બેસી દુઃખીત સ્વરે કહેવા લાગ્યોઃ—"ગૌહર તું મ્હારી સાથે આવો વ્યવહાર આજ કાલ કરતાં બે માસથી કેમ રાખે છે ? દરરોજ વિચારૂં છું કે તું આજે બોલીશ કાલે બોલીશ. નથી જાણુતી ત્હારા સુખની ખાતર ત્હારી ઇચ્છાનુસાર હું દરેક કામકાજ કરૂં છું ? ધન, દૌલત, આબરૂ, જમીન–જાગીર બધું ત્હારે લીધે મ્હેં ગુમાવ્યું ! વળી દેશ પણ છોડયો અને ઘર ઘરનો ભીખારી થયો છું છતાં એવો તે મેં શો અપરાધ કર્યો છે જેને લીધે તું મ્હારી સાથે બોલતી પણ નથી ?"

ભમરો અને મ્હોં ચઢાવી ગૌહરે જવાબ આપ્યોઃ—"જાઓ જાઓ વધુ ન બોલો, મારૂં તો માથું દુઃખવા આવ્યું ! મ્હારી સાથે હવે વાત પણ ન કરો !"

આ સાંભળી મનહર પથ્થરના પુતળા સમાન બની ગયો. જે ગૌહરને તે દેવી સમાન સમજતો હતો, જેને જોઇ તે પોતાનું સૌભાગ્ય સમજતો હતો તે આજે ત્હેને એક રાક્ષસી સમાન ભાસી. તરતજ એક ક્ષણ પણ ન રોકાતાં ત્યાંથી તે બીજા ઓરડામાં ગયો અને બારણું બંધ કરી ચિંતાતુર બેઠો.

મનહરને આજેજ પોતાની ભુલનું સ્મરણ થઇ આવ્યું તે પોતાનાં દુષ્કર્મોનો પશ્ચાતાપ કરવા લાગ્યો. અને શાંતીલાલે આપેલા અમુલ ઉપદેશને આજે સંપૂર્ણ રીતે સમજી શકયો. અને તેમની કહેલી લીટી "ગૌહરને ત્હારા ઉપર પ્રેમ નથી પણ ત્હારા પૈસા ઉપર પ્રેમ છે" વારંવાર યાદ આવવા લાગી અને સત્યતાનું ભાન થયું. સદ્ગુણી શાણી શારદા ત્હેને યાદ આવવા લાગી અને જાણે કે તેણી અશ્રુપાત કરતી તેની સામે ઉભી છે એવો આભાસ થયો. હવે મનહર હીંમત હારી ગયો અને તેનાથી બોલાઇ જવાયુંઃ—"હાય ! નીર અપરાધી

સુશીલ શારદા ક્યાં હશે ? એની શી દશા થઇ હશે ? અરેરે ! નિશ્ચય તે સતીએ આત્મહત્યા કરી હશે અગર તો રડી રડીને પોતાનો પ્રાણ ખોયો હશે. ''

મનહર એક પાગલની માફક છુટે મોંઢે રોવા લાગ્યો. અને જેમ આવે તેમ બકવા લાગ્યો. ' દેવી શારદા તું ક્યાં છે ? એકવાર આ પાતકી મુરખ મનહરને મળ ! આજે ત્હારા સ્વામીની શી દશા છે તે જો ! મ્હારા જેવા નરાધમ પાતકીને પણ પતિ સમજી ભક્તિ પૂર્વક તેં સેવા બજાવી તે કેમ વીસરી શકું શારદા ? ''

મોહબતસીંહને આવવાનો સમય થયેલો હોવાથી અને મનહર બ્હાર ફરવા ગયો નથી જાણી ગૌહર હાથમાં શરાબની પ્યાલી લઇને મનહરના ઓરડા આગળ આવી કમાડને જોસથી લાત મારી બોલી:—'' બારણું ઉઘાડો, શું થયું છે ? આમ પાગલની માફક શું બકી રહ્યા છો ? ''

મનહરે બારણું ઉઘાડયું. ગૌહરે તેના હાથમાં શરાબની પ્યાલી આપી અને કહ્યું:—'' એક ગ્લાસ પીઓ એટલે આરામ થશે અને નીરાંતે ઉંઘ આવશે. ''

'' હું પી ચુકયો છું ! છતાંય લાવો ! બધુંય ખોઇ ચુકયો છું હવે તો ખુબ પીઉં ! લાઓ હજુ પણ લાઓ. '' ગૌહરના હાથમાંથી પ્યાલી લઇ વધુ માગતો મનહર બોલ્યો.

ગૌહરે ફરી પણ એક ગ્લાસ આપ્યો છતાં પણ તે મૂર્છિત ન થયો ગૌહર એક પછી એક ગ્લાસ આપેજ ગઇ મનહર મૂર્છિત થયો એટલે કમાડ બહારથી બંધ કરી બીજા ઓરડામાં નિશ્ચિંત મોહબતસીંહની વાટ જોતી બેઠી.

મોહબતસીંહ નિયમાનુસાર આવ્યો. ગૌહરે હસતે હસતે કહ્યું ' આજે કાંઈ પણ ચિંતા નથી. '

મોહબતસીંહે વિસ્મયતાથી કહ્યું '' કેમ ! મનહરલાલ ક્યાં છે ?''

ગૌહરે હસતાં હસતાં સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો.

રાત્રીના બે વાગ્યા છે. સર્વત્ર અંધકાર છવાઈ રહ્યો છે. ફક્ત પેરાવાળાના પગરવનો તથા '' જાગતા રહેજો ''નો. અવાજ કાને કોક કોકવાર અથડાય છે. પરંતુ મહોબતસીંહ અને ગૌહર પ્રેમાલાપ કરી રહ્યાં છે. દરવાજા આગળ લાખ્ડો અડધી પડધી ઉંઘતી પડી છે.

મોહબ્બતસીંહે કહ્યું:—"ચાલો, એકવાર મ્હને તો મનહરનો બતાવો ! તે કેવા પ્રકારનો આશક છે ? જેણે ત્હમારી સાથેની મોહબતમાં સર્વસ્વ સ્વાહા કરી દીધું છે."

ગૌહરે હાથ પકડીને કહ્યું:—"ચાલો તમો પણ તે પાગલને જુઓ."

જ્યાં મનહર પડયો હતો તે ઓરડાનો દરવાજો ખોલી ગૌહરે મહોબ્બતસીંહને મૂર્છિત મનહર બતાવ્યો.

મોહબતસીંહ આવી દીન અવસ્થામાં મૂર્છિત મનહરને જોઇએ બાવરો બની ગયો. જાણે કે કોઇએ જાદુ ન કર્યો હોય તેમ દીગ્મૂઢ જેવો બની રહ્યો. અને મન સાથે વિચારવા લાગ્યો—'હાય ! વ્યભિચારીઓની આ દશા ? '

મનહરની કરૂણ કથની સાંભળી મોહબ્બતસીંહને ગૌહર પ્રત્યે તીરસ્કાર ઉત્પન્ન થયો. તેનો ક્રોધ અગ્નિ સમાન પ્રદિપ્ત થયો આંખો લાલચોળ થઇ ગઇ અને શરિર થર થર થર કંપવા લાગ્યું.

મોહબ્બતસીંહ લાલચોળ આંખો કરી ગૌહરનો હાથ પકડી જુસ્સાથી અને ગુસ્સાથી બોલ્યો:—"ઓ પિશાચ ! રાક્ષસણી ! દુષ્ટા ! જેણે તને સર્વસ્વ અર્પણ કર્યું અને ઘર બ્હાર છોડી ધનવાન—ગરિબ ભીખારી થયો તેનો તું પ્રાણ લેવા ચાહે છે ! સમજ કે પ્રભુએ તને યોગ્ય શિક્ષા કરવા માટેજ મને અહીં મોકલ્યો છે."

ગૌહર આ સાંભળી ઢોંગ કરતી રોવા લાગી. અને એક ડગલું સરખું પણ ખસી ન શકી. મોહબ્બતસીંહે ક્રોધાવેશને વશ થઇ પાસે રાખેલા છરાથી ગૌહરનું ગળું ગરદનથી જુદું કર્યું.

આ તમાસો ફક્ત દરવાજા પાસે પડેલી ચાકરડી લાઇડી જોઇ રહી—કંપી રહી—એક અક્ષર સરખો પણ બોલી ન શકી. મનહર તો બીચારો બેભાન અવસ્થામાંજ પડી રહ્યો.

મહોબ્બતસીંહ છરાને ત્યાંજ પડયો મૂકી લાઇડીને રૂપીઆ પાંચસોની નોટો આપી ચુપચાપ ત્યાંથી પલાયન થઇ ગયો.

લાઇડી પણ તરતજ ત્યાંથી છાની માની છ પાંચ ગણી ગઇ.

સૂર્યોદય થયો છતાં મનહર કે ગૌહરનો એક અવાજ સરખો પણ આવતો નથી જાણી આડોશી પાડોશી વિચારવા લાગ્યાં અને એક માણસે હીંમત ધરી ગૃહ પ્રવેસ કર્યો ને જુવે છે તો મનહર મૂર્છિત અવસ્થામાં, પાસે છરો લોહીથી ખરડાયેલો પડયો છે, નજીક

ગૌહરનું માથું ધડથી જુદું પડયું છે, શરિર લોહી લોહાણુ થઇ ગયું છે, આખા ખંડમાં લોહીજ લોહી થઇ રહ્યું છે જેથી મનહરના લુગડાં પણ લોહીવાળાં થયાં છે. તરતજ તેણે બ્હાર આવી આ ભયાનક બનાવથી સર્વેને વાકેફ કર્યા અને જોતજોતામાં પોલીસ અમલદારો પણ ગૌહરના મકાનપર આવી લાગ્યા.

મધ્યાન્હ થવા આવ્યું મનહર શુદ્ધીમાં આવવા લાગ્યો. પોતાના વસ્ત્રો લોહીથી ખરડાયેલાં અને પોલીસનો પેરો જોઇ તે તો દીગ્મુઢ ભયભીત, વિસ્મય થયો અને એકાએક ચમકયો બબડયો—"આ શું ? શું ગૌહરનું ખૂન થયું ?" તરતજ બીજી તરફ તેણે લોહીથી ખરડાયેલી છરી જોઇ, આશ્ચર્ય, શોક, અને ભયથી તે પથ્થરના પુતળા સમાન સ્તબ્ધ બની ગયો. તે ન સમજી શકયો કે આ શાથી થયું ?

પોલીસ અમલદારે મનહરને અનેક પ્રશ્નો પૂછવા શરૂ કર્યાં. પરંતુ એકે વાતનો જવાબ આપી શકયો નહિ. ફક્ત એટલુંજ કહી રહ્યો "મ્હને કાંઇ ખબર નથી." આ દશામાં પોલીસનો વ્હેમ ત્હેના ઉપર ગયો, તેઓ ગૌહરના શબને અને મનહરને બાંધીને પોલીસ ચોકીપર લઇ ગયા.

—૫—

શાંતિલાલે મનહરની ઘણીએ તપાસ કરી, કરાવી પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહિ. રાતના બે વાગ્યા છે. શારદા શાંતિલાલની માતા સાથે સુઇ ગઇ છે. તેની નીંદ્રા એકાએક ઉડી ગઇ તજાએલી વિયોગી શારદા અનેક તર્કવિતર્ક કરવા લાગી–' સ્વામી કયાં હશે ? આજ કાલ કરતાં બે મહીનાયે થઇ ગયા પરંતુ કાંઇ પત્તોજ લાગતો નથી !"

અંતે શારદાએ પોતેજ તેની તપાસ કરવાનું વિચાર્યું, પરંતુ એકલી અબળા આવતી આપત્તીઓને દૂર શી રીતે કરી શકશે ? તે કામ ઘણુંજ કઠીન છે.

શારદા સહસા વિચાર કરી બહાર નિકળવા સજ્જ થઈ અને અત્યારેજ મન સાથે વાતો કરવા લાગી "પ્રભુ ! મ્હને સહાય કરો ! હું જવા તૈયાર થઇ છું ! કદાચ શાંતિલાલ જાગશે તો નહિ જવા દે ! બસ હવે એજ." શારદાએ કાંઈક વિચારી એકાએક કાગળ તથા પેનસીલ લીધી અને ચંદ્રમાના પડતા તેજમાં તેણે તે કાગળ લખવો શરૂ કર્યો.

સુરબ્બી કાકાશ્રી;

જીવન પર્યંત તમારો ઉપકાર, પવિત્ર–સ્નેહ, મમતા તથા ઉદારતા કદી ભુલી શકીશ નહિ. પરંતુ આજ હું મારા પતિદેવની શોધ ખોળ કરવા જાઉં છું. મ્હારી કોઇપણ પ્રકારની ચિંતા કરશો નહિ. પ્રભુ મ્હારૂં રક્ષણ કરશે. જો ઇશ્વર ઇચ્છા હશે તો સ્વામી સહીત આપના ચરણ કમળમાં આવી નમીશ.

કાકાશ્રી ! આપને મ્હારા સંકલ્પનો ખ્યાલ તો થયો હશે. મને ફક્ત આપની આજ્ઞા સિવાય જાઉં છું તેજ દુ:ખ થાય છે. પરંતુ આશિર્વાદ આપશો કે કાર્ય સફળ કરી આપનાં પુનઃ પતિસહ દર્શન કરૂં !

કાકાશ્રી ! આ અભાગિની બ્હેનને ક્ષમા આપશો.

આપની દુ:ખીની,

બ્હેન શારદા

તરતજ શારદા પુરૂષ પોશાક ધારણ કરી પત્રને શાંતિલાલના પલંગ પર ફેંકી ત્યાંથી ચાલતી થઇ.

સમય વિત્યાબાદ તેણી યમુના કિનારા પર આવી બેઠી. ત્યાં તેણે કોઇ મનુષ્યના બોલવાનો અવાજ સાંભળ્યો. વિસ્મયતાથી તેણી એક વૃક્ષ નજીક ગઇ કે તરતજ તેણે તે સ્ત્રીને એકલી બેઠી બેઠી બબડતી જોઈ. શારદા તે સઘળું ધ્યાન પૂર્વક સાંભળવા લાગી. તેણીએ કહ્યું “ પૈસો બડી ચીજ છે ! ખુન કરવા છતાં પણ પૈસો આપી બચી શકાય છે ! મોહબતસીંહ ખુન કરી ચાલ્યો ગયો અને ફાંસીને લાકડે બીચારા મનહરને ચઢવું પડશે ! અરે ! મ્હેં મ્હારી આ આંખોએ ગૌહરનું ખુન મોહબતસીંહે કરેલું જોયું છે ! ? બિચારો મનહર તો તે વખતે મૂર્છિત અવસ્થામાં હતો ! અરે ! પણ...કોઇ સાંભળતું ન હોય. નહિ તો મને આપેલા રૂપિયા પણ પાછા લેઇ લેશે. અને મોહબતસીંહ પકડાશે ! હાલ તો ચુપ રહેવું જ ઠીક છે.” થોડીવાર શાંત રહ્યા પછી પાછી બોલી–“ભલે બધા જાણે ફક્ત પાંચસો રૂપીયાથી હું ચુપ રહું ને નિર્દોષ બિચારો મનહર ફાંસીપર ચઢે ! નહિ, નહિ ! ! એવું કદી નહિ બને ! હું પોતેજ સવારમાં મોહબતસીંહના રૂપીઆ પાછા આપી પોલીસને જાહેર કરીશ કે મોહબસીંહે પોતેજ ગૌહરનું ખુન કર્યું છે. અને મનહર તો બિચારો તે

વખતે મૂર્છિત–બેહોશ હતો ! નહિ, નહિ ! રૂપીઆ તો પાછા ન આપવા જોઇએ આખો મહીનો મહેનત કરૂં છું તો ફક્ત રૂપીઆ પાંચ સાતજ મળે છે તો આવી ભારે રકમ રૂપીયા પાંચસોની કેમ જતી કરાય ! મ્હારે શું ? જે થવાનું હોય તે થાય ! હું નાહક શા માટે રૂપીયા પાંચસો ગુમાવું ? અરે પણ મેં મનહરનું નમક ખાધું છે તો ફાંસીએ ચઢતાં તેને મ્હારે મળવું જોઇએ. અરે ! પણ... નહિ, નહિ મ્હારે ત્યાં શા માટે જવું જોઇએ ? કદાચ કોઇ જાણી ગયું હોય કે મેં રૂપીઆ લીધા છે તો નાહક મ્હને પણ શિક્ષા થાય!"

શારદા ઉભી ઉભી બધી વાત સાંભળી રહી છે. તેની આંખો-માંથી ચોધારાં આંસુ ચાલી રહ્યાં છે. છતાં હીંમત રાખી જરા આગળ જઇ તે સ્ત્રીના સન્મુખ આવી તેણે પૂછ્યું–"ત્હમારૂં શું નામ છે ? ક્યાં રહો છો ? મોહબતસીંહ કોણ છે ?"

"ભાઈ ! મ્હારૂં નામ લાધડી છે. ગૌહરની હું ચાકરડી હતી. હાલતો ભીખારીની માફક આમતેમ આથડું છું. ગૌહરના ખૂનની વાત યાદ આવવાથી મ્હારૂં તો આખું શરિર થરથર કંપે છે. જાણે તેજ છરો મ્હારા હૃદયમાં ના ભોંકાયો હોય ? એવું થાય છે. મોહબતસીંહ અત્રેનો રાજકુમાર છે તેણે રૂપીઆ આપી આ વાત છુપાવી છે માટે જોજે ભુલે–ચુકે તું પણ કોઇને કહેતો." લાધડીએ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો.

"પણ ..તે છરો કોનો હતો ? ગૌહરનું ઘર તમે કયારે છોડયું?" પ્રશ્ન થયો.

"જ્યારે મહોબતસીંહે ગૌહરનું ખૂન કરી રૂપીઆ પાંચસો મને આપી વાત છાની રાખવાનું કહ્યું. ત્યારથી હું મ્હારા જીવ સાટે ત્યાંથી નાસી છુટી છું. છરો પણ મોહબતસીંહનો જ છે. ભાઇ ! ફરી કહું છું કે કોઈને કહીશ નહિ." લાધડીએ વાત ખુલ્લેખુલ્લી જણાવી દીધી.

"આ સમયે મનહર ક્યાં છે ?" પાછો પ્રશ્ન થયો.

"જેલમાં છે કાલે ફાંસીનો હુકમ થશે !" જવાબ આપ્યો.

"મોહબતસીંહ કયાં હશે ?" વળી પાછો પ્રશ્ન થયો.

નહિ નહિ, વધુ ન પુછો હવે હું કાંઇ જાણતી નથી, તે તો નાશી ગયો છે ત્યાં નથી," કહેતાં કહેતાં તો તે ફીનારે ફીનારે ચાલતી થઇ અને જોતજોતામાં નાસી ગઇ.

—૬—

કોર્ટમાં આજે માણુસોની ઘણી ઠઠ જામી છે. ન્યાયાધીશ (જજ) મનહરનો મુકદમો ચલાવી રહ્યા છે. પાંજરામાં ઉભો ઉભો મનહર કોણુ જાણે શુંએ વિચારી રહ્યો છે. તેનો ઉદાસ ચહેરો તેની અંતરની વેદના સ્પષ્ટ કરતો હતો.

કેસ પુરેપુરો ચાલી ગયો. પોલીસે એ ખૂનનો આરોપ મનહર ઉપર સાબીત કરી બતાવ્યો. જજ સાહેબ જજમેન્ટ લખી રહ્યા છે તેવામાં એક અચાનક હીંદુ યુવક હાંફતે હાંફતે ન્યાયાધીશ સામે આવી ઉભો રહી બોલ્યો—" મેં ગૌહરનું ખૂન કર્યું છે! મનહર તદ્દન નિર્દોષ છે!"

જજ સાહેબ તો જોઇજ રહ્યા. બિચારો મનહર પણ ધારી ધારીને તે યુવક તરફ જોવા લાગ્યો. ક્ષણભર કોર્ટ પણ શાંત દેખાવા લાગી.

જજ સાહેબે તેનું નામ પૂછ્યું. તેણે દુઃખીદાસ નામ જણાવ્યું.

જજ સાહેબે બીજા આડા અવળા અનેક પ્રશ્નો પૂછ્યા. દુઃખીદાસે પણ સાવધાનતાથી દરેક સવાલના જવાબો આપ્યા અને કહ્યું—" હજુર! મૂર્છિત મનહરની પાસે છરાને નાખી હું ભયભીત બની નાઠો. આજે નિર્દોષ ને ફાંસી મળશે ધારી મ્હારૂં હૃદય ભરાઈ આવ્યું અને સર્વ વૃત્તાંત કહેવો યોગ્ય લાગવાથી આવી કહ્યો છે."

એટલામાં તો પોલીસ રાજકુમાર મોહમતસીંહ ને લઇ જજ સાહેબ સમક્ષ હાજર થઇ અને જાહેર કર્યું કે—" આ માણુસ જે વાત કહે છે તે તદ્દન સાચી છે?'

કોર્ટ આ જોઇ વિસ્મય થઈ અને જજ સાહેબ ચેંબરમાં જઇ કાંઇક વિચારવા લાગ્યા અને થોડીવાર પછી આવી પાછા કોર્ટ હાઉસમાં સ્ટેજ ઉપર બેઠા.

વ્હાલા વાંચક! આ સ્થળે હું જણાવું યોગ્ય ધારૂં છું. કે લાઈડી યમુના કીનારે એક ગાંડાની માફક બબડતી બબડતી હાથમાં રૂપીઆ પાંચસો લઇ ફરી રહી હતી તેવામાં એક પોલીસે તેના હાથમાં રૂપીયા જોઇ તેને પકડી. તેણીએ સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. તરત જ પોલીસો રાજમહેલ તરફ રવાના થયા. અને સારો ભક્ષ હાથમાં આવ્યો છે જાણી ત્વરાથી કામ કરવા લાગ્યા જો જોતામાં તેઓ

મહેલમાં આવ્યા અને રાજકુમારને બોલાવ્યા અને એક પત્ર તેમના હાથમાં આપ્યો.

પત્ર વાંચતાંજ મોહબતસીંહ બબડવા લાગ્યો—" ઠીક છે, હુંજ ખૂની ! ફિકર નહિ ! હું તમારી સાથે આવું છું ! " કહી પોલીસો સાથે અમલદાર પાસે ગયો.

પોલીસ અમલદાર પાસે જઇ તેમણે એક હીરાની વીંટી તે અમલદારને આપી. અમલદાર તેને છોડાવવાના અનેક વિચારો કરવા લાગ્યો.

" કેસ કયારે છે વારૂ. " મોહબતસીંહે પ્રશ્ન કર્યો.

" આજેજ " પોલીસ અમલદારે જવાબ આપ્યો.

" ત્યારે કેમ ચુપચાપ બેઠા તો ? ચાલો કોર્ટમાં " કહી મોહબતસીંહ પોલીસો સાથે કોર્ટ હાઉસમાં આવી ઉભો.

આવતાંની સાથેજ મોહબતસીંહે જજ સાહેબને કહ્યું—" હું ખૂની છું ! હું પોતેજ આવી જણાવું છું કે હું ખૂની છું ! આ બધા નિર્દોષ છે. "

જજ સાહેબ તો આ તમાસો જોઇ આશ્ચર્ય થયા. દુઃખીદાસ પણ મોહબતસીંહને ધારી ધારીને જોવા લાગ્યો. લાઇડી તો અવાક્ થઇ મનહર વિચારમાં પડ્યો. એવામાં અચાનક વેષધારી નવયુવક મૂર્છિત થઈ પાંજરામાં પડયો. જજ સાહેબના હુકમથી તેને કોન્સ્ટેબલોએ બહાર કાઢ્યો અને શુદ્ધીમાં લાવવાના સર્વે ઇલાજો કરવા લાગ્યા. અચાનક આ યુવકના લાંબા લાંબા વાળ તથા સ્ત્રીનાં દરેક ચીન્હો જોઈ સૌ કોઇ વિસ્મય થયા અને આશ્ચર્યથી બોલ્યા—"આ પુરૂષ નહિ પણ સ્ત્રી છે."

ધીરે ધીરે તેની મૂર્છા વળી અને વસ્ત્રો અવ્યવસ્થીત જોઈ તેણી લજ્જીત થઇ. જજ સાહેબે તેને તથા સરકારી વકીલને ચેંબરમાં આવવાનું કહ્યું. ત્યાં શારદાએ શાંત ચિત્તે સર્વ વૃતાંત ન્યાયાધીશને કહી સંભળાવ્યો. જજ સાહેબ તેના ઉપર પ્રસન્ન થયા અને મનહરને છુટો કરી તેને સોંપ્યો અને પોલીસ અમલદારને તેઓને શાન્તિલાલને ત્યાં પહોંચાડવા હુકમ કર્યો.



શારદા સ્વામી સહ શાંતિલાલને આવી મળી મનહર પોતાના કરેલા કૃત્યાને પશ્ચાતાપ કરવા લાગ્યો અને તેનાથી એકાએક રડી

જવાયું. શાંતિલાલે તેને આશ્વાસન આપ્યું અને વધારામાં રૂપીયા પાંચ હજાર આપ્યા અને બોલ્યા—" મનહરલાલ ! હું આશા રાખું છું કે હવે આ રૂપીયાથી તમો વેપારને ખેડશો. "

" જરૂર હું હવે આ રૂપીયાનો સારો વ્યય કરીશ અને સારૂં કમાઈ થોડા વખતમાં તમને તમારા આપેલા ઉછીના રૂપીયા દુધે ધોઈ પાછા આપીશ." મનહરે જવાબ આપ્યો.

આમ આડી અવળી થોડી ઘણી વાતો કરી મનહર પાસેના ઓરડામાં ગયો, અને જુવે છે તો શારદા બેઠી બેઠી ફુલનો હાર ગુંથી રહી હતી. મનહરે આવી તેને પાછળથી પકડી હેતના ઉમળકાથી ચુંમી. આ તેનું પ્રથમ ચુંબન હતું. કદી પણ તેણે પોતાની પત્નિ પ્રત્યે આવો પ્રેમ અત્યાર સુધી બતાવ્યો ન હતો. શારદા સફાળી બેઠી થઇ. મનહરે તેને બે બાહુઓમાં લીધી અને ત્યાંથી પાસે પડેલા હીંડોળા ઉપર લેઇ ચાલ્યો અને ઉપરાઉપરી ચુંબનો કરવા લાગ્યો. શારદાએ ગુંથેલો હાર પ્રિયતમને પહેરાવ્યો અને બોલી—"આજ મ્હારાં અહોભાગ્ય ! પતિદેવ ક્ષેમકુશળ મંદીરે પધાર્યા.

" તે બધી ત્હારી કૃપા શારદા ! "

મનહરથી બોલાઇ જવાયું.

શારદા શરમથી નીચું નિહાળી રહી અને બોલી—" કૃપા કિરતારની ! આખા જગતની તેને પડી છે ફીકર !

જે ગર્ભમાં રક્ષા કરે, તેને પડી ફીકર બધી;
માનવ ભલે ચીંતા કરે, થાવાનું તે થાયે નક્કી.

બોલતાં બોલતાં મનહરના ખભે માથું ટેકવ્યું. અને વધારામાં વદી—"ઉપકાર માનવો શાંતિલાલનો યોગ્ય છે."

"હા જુઓને મહા મહેનતે ભેગા કરેલા રૂપીયામાંથી પણ તેઓએ એકદમ કહાડી રૂપીયા પાંચ હજાર વેપારના અર્થે આપ્યા ! કેટલી તેમની ઉદાર વૃત્તિ ! હું તે તેમનાં શાં શાં વખાણ કરૂં. " મનહર બોલી રહ્યો.

"વારૂ, પણ......શારદા સંગીતનો તને સારો શોખ છે તો આજના આનંદના પ્રસંગે એક ચીજ તો કાંઇ ગાઇ બતાવ."મનહરે શારદાને ગળે હાથ મુકતાં કરૂણ સ્વરે કહ્યું.

" સારૂં. પણ જો જો ખીજાઓ નહિ—ચીડાઓ નહિ. " શારદાએ અનુમતી દર્શાવી.

"શાણી શારદા! ત્હારા પર તે હવે રીસ હોય કે! ત્હેં તો મ્હને જીવનદાન આપ્યું છે. નહિ તો કયારનોય ફાંસીને લાકડે લટકી કમોતે મુઓ હોત" બોલતાં બોલતાં મનહર ગળગળો થઇ ગયો.

"બસ, હવે એ આડી અવળી વાતો જવાદો અને હું ગાઉં તે સાંભળો, રખે રીસ લાવતા!" કટાક્ષ મારી શારદા બોલી.

મનહર મૌન રહ્યો.

"જુઓ સાંભળો." શારદા બોલી. એવામાં એકાએક મનહરને યાદ આવવાથી વચ્ચે બોલી ઉઠયો. "અરે! પણ એક બાબત તો રહી ગઇ!"

"કઇ!" આશ્ચર્યથી શારદા બોલી.

"ત્હારી માફી માગવાની." મનહર બોલ્યો અને બે હાથ જોડી શારદાના પગ આગળ બેસી ગયો.

"ઉઠો, આમ ઘેલા શું થાઓ છો." કહેતી શારદા મનહરનો હાથ પકડી તેને ઉઠાડી પોતાની પાસે બેસાડયો અને હિંદોળો જોરથી ચલાવ્યો બન્ને એક બીજાના ખભે હાથ નાખી બેસી રહ્યાં એટલામાં તોઃ—

"વાહ તમે પણ ઠીક છો! પેલું ગાયન ચલાવોને હવે! કેમ બેસી રહ્યાં છો!" મનહરે પ્રશ્ન કર્યો.

"બોલું...એમ......ત્યારે જુઓ સાંભળો...શાંત ચીત્તે સાંભળજો હોં......જો જો વચ્ચે બોલતા" કહી શારદાએ નીચેનું ગાયન પલટા ઉપર પલટા દઈ ગાવું શરૂ કર્યું:—

નાથે ભીડાવી બાથે, પકડી મુને બે હાથે,
ચાલ્યા લઇને સાથે, કહે બોલું કે ન બોલું?
ચુંબન ચતુરે કીધું, દીલડું લુભાવી દીધું;
હૈયું હુલાવી દીધું, કહે બોલું કે ન બોલું?
ઉરમાં કંઇ કંઇ થાયે, ના, ના, નવ બોલાયે;
શરમે શરીર સાલે, કહે બોલું કે ન બોલું?
"શાને રીસાય શાણી? શાને મુઝાય વ્હાલી?"
એવી વદે કંઇ વાણી, કહે બોલું કે ન બોલું?
મનહર માગે માફી, નવ યોગ્ય એનો લાગી;
વ્હાલાની થઇ સુહાગી, કહે બોલું કે ન બોલું.
કહે બોલું કે ન બોલું, દીલ ખોલું કે ન ખોલું?
વાંચક વિચારી જો તું, કહે બોલું કે ન બોલું?

"વિહારી."



# પતિ—પૂજન

આશાના ગંભીર ગગનમાં,
તમે ઉજ્જવળ ધ્રુવ તારા છો;
ચારૂ ચંદ્ર હો નેત્ર—કુમુદના,
જગમાં મુજને સહાયક છો.

હ્રદય કમળના દિવ્ય દિવાકર,
નેહ—નીરની ધારા છો;
નૈસર્ગીક સૌંદર્ય તમારૂં,
અધિક હ્રદયથી પ્યારા છો.

સ્વામી છે સર્વસ્વ સતીનું,
દેવ તુલ્ય સહુથી ન્યારા;
સેવી સુંદરી સહેજે તરશે,
ભવસાગર પ્રેમે પ્યારા.

યૌવન વનના છો મધુકર વળી,
મુજ જીવનની દોરી છો;
જન્માંતરના તપનું ફળ છો,
આ તનડાના આત્મા છો.

હ્રદય—પુષ્પને કરો વીકાસીત,
દુઃખ કાપી અતિ સુખ આપી;
ભક્તિ-પુષ્પ-અંજલી ચરણોમાં,
પતીદેવ લ્યો સ્વીકારી.

"નંદવદન"

# તે તે સ્થળો શોક હવે કરાવે

જ્યાં મોરલીનો સુર સંભળાતો
જ્યાં રાસ ગોપી જનનો રમાનો
જ્યાં પૂર્ણઆનંદ થતો સ્વભાવે
તે તે સ્થળો શોક હવે કરાવે.

ગોદાવરી દંડક દાવ દેશે
પ્રમોદદા પંચવટી પ્રદેશે
જ્યાં જાનકી શુ વસના વિલાસે
તે તે સ્થળો શોક હવે કરાવે,

મુકુન્દ સાથે કરતાં વિલાસ
જે જે સ્થળોમાં ધરિને ઉલાસ
જતાં વિદેશે હરિ ભિન્ન ભાવે
તે તે સ્થળો શોક હવે કરાવે.

જ્યાં કોકિલાઓ મનને રિઝાવે
જ્યાં કામ ચાપે શરને ચડાવે
જ્યાં કાન્ત છોરૂ ઘરને ભૂલાવે
તે તે સ્થળો શોક હવે કરાવે.

વિહાર જ્યાંના મનને ચળાવે
વિયોગમાં ધીરજ ના ધરાવે
પ્રભુ તણી જ્યાં ઉર યાદ આવે
તે તે સ્થળો શોક હવે કરાવે.

વિલાસ વાળી દ્રુમની ઘટાઓ
પ્રમોદ દેતી ફૂલની લતાઓ
ચોપાસથી જ્યાં રસ રેલ આવે
તે તે સ્થળો શોક હવે કરાવે.

ફરી ફરી શું કથિએ તમોને
પ્રભુ જતાં ઉદ્ધવજી અમોને
પૂર્વે જતાં જે સ્થળ હર્ષ આપે
તે તે સ્થળો શોક હવે કરાવે.

સંપાદક
માધવપ્રસાદ ના. શાસ્ત્રી.

# સ્નેહિના પત્રો–

## પત્ર ૧.

ભાઇશ્રી !—

× × × × મ્હારી સરસ્વતિચંદ્રની ને કુમુદની ઓળખાણ હજુ યાદ તમને આવે છે, એ જાણી એક તરફ ખુશી થાઉં છું જ્યારે બીજી રીતે શરમનો માર્યો નીચે મ્હોંઢે જોઇ દિલગીર રહું છું. સ્નેહ મ્હારા ધારવા પ્રમાણે ગુણે કરીને વિશેષ નભે છે. એ મ્હારા તમ્હારાથી અનુભવાયું છે. મ્હેં અન્ય સ્નેહિઓને હૃદય દીધું તોય પણ તમારા કરતાં કંઇક ઓછું, સમયે આગળ જે થાય તે ખરૂં ! મ્હારો જીવન પંથ એમનાથી પણ સુધરશે. એ આશાએજ આ કાર્ય આરંભ્યું. તો તે ખાતર ક્ષમા.

તમારા હૃદયને મ્હારા પ્રેમપરિચયનો મહિમા સાંભળવા વધારે ઉત્કંઠા હતી:–પરંતુ આશાને નિરાશામાં વહેતી મુકી જાણી–જાણુવા ખરે ! વધારે પસ્તાઉં છું. જ્યાં સુધી સમયનો લાભ લેવા હું ભાગ્ય-શાળી ન બનું ત્યાં લગી તમોને શું લખું ? પ્રેમયોગિનનું સ્નેહ સંમેલનમાં વિઘ્ન લાવનાર પ્રભુ કેમ કહેવાય ? આપણે કર્યાં આપણેજ ભોગવવાં ! પ્રભુ મરજી નહિ હશે એ જુદી વાત છે, તોય તે ધાર્યું–હતે તો સ્હેલાઇથી પાર પાડી શકતે. ભયરહિત વાતો કદાચ હું એની જોડે કરી શકું. છતાં ઉદાર બની એની ઇચ્છાને શી રીતે અનુસરૂં ? જગતનો કારી ઘા ખમું ? ગાંડા ખપી વંઠયામાં ખપતું ? શિવ, શિવ ! કેવો અગાધ–દૃષ્ટિપાત્ !– કે જેનાથી આ થાય છે સ્નેહ સંપાત. એની ઇચ્છાને તો આ ભવે કદાચ ન અનુસરાય અને ભવિષ્યના બીજા વ્યુહમાં પણ એ કયમ સધાય. આત્મા કદાચ ભૂલીએ જાય ! કોણ પહેલું ભૂલે તેજ માત્ર સવાલ ત્યાં શું કહું મ્હારો અહેવાલ ?

મ્હારૂં નિરાશ હૃદય પોતાને મનગમતું કરી શકતું જ નથી. તમારા જેવાજ સ્નેહિનું આજ્ઞાપત્ર ઉઠાવી કામ આરંભે અને ન જવાબ મળતાં પડતુંય મેલીદે ! જેવી તમને એકવાત ફરીથી લખતાં દુઃખ થાય છે, તેવુંજ મને સ્મરતાં, સહતાં, દુઃખ થાય છે તેનું કેમ ?

જગતની બાજીના દાવપટમાં રમતાં, ગમતનો અંત લાંબે કાળે ન આવતાં સોગટીના પાસાજ ઉંધા પડે ત્યાં રમતનો શી રીતે આંક આવે! આવી કફોડી સ્થિતિનો એના મગજને પરિશ્રમથી થાક લાગે થાકી સુઈ જાય તે સમયમાં:—

પરિશ્રમનો પથિક થાકયો
ભમે એકાન્ત વિમાસ્યો.
દરદને દુઃખ એવું તો—
વહે આશા નિરાશામાં.

એ ઉત્પાત ઓછો કંઇ આપણામાંથી બીજાને થવાનો! પ્રત્યક્ષ અને પરોક્ષ તમે જે લખો છો તેજ પ્રમાણે સ્નેહમુદ્રા જ્યાં પ્રત્યક્ષ રહે તે પ્રેમમાં પણ ફેર ને પરોક્ષમાં પણ ફેર. પ્રત્યક્ષ રહી પ્રાણમુદ્રાની અધિકારિણી બને—સ્વજનવલ્લભ ગણે—જ્યારે પરોક્ષ રહી સ્નેહ કરી અળગીજ રહે. જગતનો બાધ નેહમાં નડે. જોવામાં, લખવામાં ફેરતો ખરોને! તેથી તમોને પણ શું લખું?

અમી આંખે મ્હને જોતી
સરંતાં અશ્રુને લ્હોતી
પ્રીતિના પાસથી પોશી
ઘડીકમાં આમ શું શોષી

*  *  *

મારી તરફ અમીદૃષ્ટિથી,
જોતાં પ્રથમ સ્નેહે જડી. Love at the first sight
જડતાં જડીએ ના ખસી
હૃદયે રમા રમતી વસી.

*  *  *

નિઃસ્વાર્થ પ્રેમ ધરી રહી,
અંતર જતાં અંતર ગ્રહી;
બોલે ન શબ્દો એ જરી,
તોયે મધુર સમજાવતી.

અસ્તુ.

—પત્ર ૨—

બન્ધુ !

× × × તમારા સ્નેહસંમેલન માટે હજુ તમને દુનીઆનો ડર લાગે છે તો તેમ કરવાનું કંઇપણ કારણ નથી. દુનીઆ સ્વાર્થની સગી છે તે તમો જાણો છો ! નિંદે કે વખાણે તે પણ સ્વાર્થ ખાતરજ. દુનીઆના ડરથી દૂર રહેવાને ઇચ્છતા હો તો તે પ્રત્યેના વિચારો દૂર કરવા તમને વિનવુ છું. પરંતુ તે મ્હારા-તમારા-હૃદયમાં કોઇ કાળે પણ નહિ વિસરાય તે નહિજ વિસરાય. સ્નેહિને શુદ્ધ ભાવે મળવામાં દુનીઆ દોષ ગમે તે દે તેની તથા ન હોવી જોઇએ. દોરંગી દુનીઆથી તમે કયાં અજાણ્યા છો ? છતાં તેનાથી દેવાતા દોષને લીધે આમ સ્નેહ સંમેલનનો પ્રસંગજ પાડવા ન ઈચ્છો એ મ્હને પોતાને આશ્ચર્ય ઉપજાવે છે. તમારા સ્વજનને સહચરી તરીકે લેખાવાને દાવો આણો છો પણ તમારી સાથેના ચાલતા પ્રાસંગિક અનુભવ ઉપરથી હું તેને તે સ્થાન લાયક કેમ ગણું. શુદ્ધ સ્નેહની દૃષ્ટિએ લેખો તો મ્હારાથી ના ન કહેવાય ! !

આદર અને અધિકાર સર્વ પ્રકારનો કે જેની તેને અભિલાષા હોય, તેનો પ્રેમપરિચય તમે પાડયો અને અન્યને તે પરિચય ન પાડવા દ્યો એ કયાંનો ન્યાય ? તેમાં રખે ઉતાવળા થતા ! પણ પ્રસંગે તો પ્રેમ પાડવોજ—નહિ તો—પ્રસંગ એની મેળે પ્રેમ પાડવશે.

હું પોતે પણ સંસારી સંગ્રામીઓના સહવાસથી સંસાર દોષને પાત્ર થયો હતો પણ અંતે તો સત્યજ તર્યું. તેવી રીતે અને વળી તેથી અધિક સંબંધ તમો ધરાવો છો તો તેમાં કઇ જાતનો વાંધો આવે છે આડો ? લગ્નનો—અને તે થશે !

માણુસે સ્નેહ બાંધ્યો તો બાંધી જાણુવો અને વખત આવે તેની ફરજ પણ અદા કરવી. સ્નેહી દૂર પણ અંતર પાસે એજ અહોભાગ્ય માની સ્નેહમાં સહેલ કરવી યોગ્ય છે. અસ્તુ.

—પત્ર ૩—

વ્હાલા મિત્ર !

× × × × શાંત ઉછળતી ઉર્મિઓ કરવાનો શો માર્ગ હોઇ શકે ? શાંત છેજ કયાં. સ્નેહનાં સ્મરણ હજુ જાણે તાજાંજ બન્યાં હોય

એમ હું પ્રત્યક્ષ અનુભવું છું. આનું કારણ શું હશે ? સ્નેહિની સ્મૃતિ શું વિસરી જવાનેજ આટલું બધુ દુઃખ ઉત્પન્ન થયું. ભુલી તો કયમ જઉં ! ન ભુલું ત્યારેજ ગાંડો ગામિની પાછળ ભમું છું. શું પ્રીતિના પ્રબંધના પડળ ઉઘાડી આમ આટલી બધી પરાકાષ્ટા મ્હને આપતા હશે ! હોય ! જો તે ખરૂ ! ! ! કારણ તો હું નહિજ આપી શકું, છતાં હૃદયનો ભાર સ્વહૃદય) સુહૃદ વિના કયાં ન ખાલી થશે ! એમ ધારી આ પત્ર લખું છું.

અરે ! ઓ ! સ્નેહસાથી ! ! વિચારીશ કે પ્રીતિના વેઠયા વાનો આજ વારો ફરી આવ્યો ને તેના દમન અંગે જે સણકો, મને ફેફસાં વચ્ચે ઉભો થવા પામ્યો તેના દુઃખનો કારી ઘા એવો પીડિત થતો કે જો હું સુવા જતો તો પુરી નિદ્રા પણ ન લેતો અને ઉજાગરો વેઠયા કરી આંખનું ઝેર વધારતો ગયો. આ શું સ્નેહની શૂળ તો નહિ સાલતી હોય ને ? એ પણ હોય ! ! કયમ ન હોય ! ! જેનો દેહ દુભવ્યો તેની અંતરની દાઝ દાહ રૂપે વર્ષે તો તેમાં નવાઇ નથી. આશા આપી નિરાશા દીધી. પણ હા ! એ બનવાજ કયાં પામ્યું છે ? હું કોઈને દમું તો એ મ્હને દમે. નહિ તો એ ન બને.

આત્મ–આત્મનના કળનારાને આટલું બધું અસહ્ય વૈતરૂ વેઠવું પડતું હશે ! પરમાત્માને મેળવવામાં તો થાય છેજ. શુદ્ધ સ્નેહની ભાવના જો એવી મારામાં જાગી હોય, તો ઓ ! સૃષ્ટિના સંચાલક ! સંયમ કરતાં મ્હને શીખવ. આત્મ સંયમ જે વડે ઉદ્દભવ્યું હોય તે વડે જો મારાથી ચલાયું હોય તો અવશ્ય મ્હને સ્વજન સંબોધીત મળેજ. તમો, જો મારૂં હૃદય કળતા હો, સુખમાં ભળતા દુઃખમાં ગળતા હો–તો મ્હને જરૂર મદદ કરો. મારૂં પારખું કરવા નિકળ્યા હશો તો રસભૂમિનો સ્વાદ વિલસી ચાખ્યો હોય તો તે પુરતો જ છે. એ ખાતરી કરો.

સ્નેહ સ્મરણનું રૂપ બદલાયું. ભાવ પ્રગટી એ વાસના અવતરવા પામી, અનુભવની આશા બંધાણી, હૃદયબળ ખુટી ગયું ને આત્મબળ રૂઠી ગયું. નહિ તો આમ બને ખરૂ ? ખરા ખોટાનું-ધ્યાન ખ્યાલ બહાર હોઈ, આપવું અધુરૂં છે. જે રસસ્વાદ કુંજમાં મધુરને સાકર સમાન હોય તે કોક દિન કડવો બને ખરો ! મ્હારો જીવન પ્રવાહ તદન કડવાશ ન લેતાં કંઇક આમ્બ કિંવા ખાટો બન્યો છે તોય સાગરના પાણી સમાન ખારો નથી એટલો પ્રભુ પાધરો

છતાંય અગરના પાણીના બસ્વાદ જેવો કાંઇક ત્યાગ વૃત્તિ લાવી રહેલ છે. આ ત્યાગ વૃત્તિ સ્વાર્થમાં મળતા લાભને તિલાંજલી આપવાનું હોઇ સ્વાર્થત્યાગની અજબ મહત્તા સાધી શકત. સ્વાર્થત્યાગ એ સર્વેમાં સામાન્ય થઈ જવાથી આત્મજ્યોતિ પ્રગટાવવાનો ઉચ્ચત્તમ માર્ગ બનાવી શકયો કે જે આપણાં સ્નેહ સંજોડાએલાં સ્વજન સ્થાન લઇ શકયાં.

આપણાં સર્વનાં સ્થાન તો પ્રથમથીજ એમાં નિવાસ કરી રહ્યાં હતાં, કારણ ઉત્પન્ન કર્તા આપણેજ હતા. સ્નેહસાન શીખવનાર ગુરૂ તરીકે એમના મનોમંદિરમાં સ્થાપના થઈ. તેમનો આપણી તરફનો પુજ્યભાવ વધતો ગયો ને તે અત્યારે આપણા અંતરાત્માને જગાડી મુકે છે. પ્રભુનો પ્રેમ પારખનાર ભક્તજનો જ્યારે એક હૃદયથી બ્રહ્મનાદ (સોહમ્) ભજતા ત્યારે પ્રભુના શબ્દમાં: “હરિ ન વિસારે તેને હરિ ન વિસારે!” એ કથનના જેવો સોહમ્ બ્રહ્મનાદ આપણામાં તો નથી થયો, કે જે હૃદયાવેશના બળે પરત્માને પોતાનું કામ અધુરૂ પડતું મુકી ભક્તજનોની વ્હારે ધાવું પડતું. આવું આપણે તો નથી અનુભવ્યું. અનુભવવા ઉતર્યા હોઇશું એમ પણ કદાચ બને ખરૂં! પરંતુ કયાં એ દેવાંશી અને કયાં આપણે પ્રેમાંશી! પણ હા! પ્રેમાંશી એ દેવાંશી એ મનાય છે તે શું? પ્રેમના અંશ સ્ફુરવામાં આપણું બાકી તો નથી રહ્યું ને! એમજ. નહિ તો હૃદયના મનોભાવ કયમ કળી ન શકીએ.

જ્યાં સુધી આપણે આપણામાં વિશ્વાસ ન લાવીએ ત્યાં સુધી વિશ્વાસ બીજાનો તો કયાંથી રાખીએ. આમ અવિશ્વાસના પરિણામે સ્મૃતિનાં ચિન્હ ગયાં નથી. પૂર્વનું લ્હેણું માગતું કરી પરવાર્યા એમ જો લાગે તો આ તથા શાની રહે? અન્યની તથા રાખવા જતાં આ વ્યથા ઉભી કરી, દૈવની કોપવાની બારી જડી, એ કોપાયમાન રૂદ્ર સ્વરૂપ કામ હરી ગયું તો હામ હરનાર સ્વરૂપ કયું? હૃદય વારિધી મોજું ઉછળે છે તો ઝાઝું—પરંતુ કિનારે ભટકાતું નથી ભળાતું, તેથી એ પવનમાં ખામી છે કે એનામાં! કોઇ ચીજને બળ આપવામાં બીજી ચીજની જરૂર પડે તેથી એ કયાં સુધી હડસેલે. તમો મને આજ સવાલ કરશો. પ્રોત્સાહન દઇ-સ્નેહ સિંચ્યો પણ વાતચીતનો તો પ્રસંગ તો શી રીતે સાંપવો?

અલબત એ વસ્તુ સત્ય છે. ખોસ્થી શીખવાનો તમારો ધર્મ છે. તમો કોઇ સ્નેહનું દાન કરવા આવ્યા નથી, દાન કરનારનો ધર્મ તો જુદો હોય. સ્નેહ સંમેલન તમોએ કઇ રીતે આપ્યું કહો છો! જ્યારે જે થવા પામ્યુંજ નથી ત્યાં જગત વિષયી કઇ રીતે ધારે છે? શું માનસિક ને શારીરિક વેગના ભોગ માત્ર સરખાજ! એ સરખું માનતા હો તો લગ્ન ગ્રંથી સંભવવીજ ન જોઇએ અને જો તેમ નથી ને દંપતિનો લ્હાવ લેવાય—પ્રેમજ્યોત પ્રગટાય ત્યારે આ બધું શું?

"વદન"

# "પંખીડાનું પ્રેમ પૂજન"

———:o:———

રે! મેના કાં! મૃદુ જીવનને પિંજરે વ્યર્થ ગાળે!?
તુથી હું છું અધિક સુખીયો શું ન તે તું નિહાળે?
જોને કેવો ગમત કરતો આમ ને તેમ મ્હાલું!!
સ્વચ્છંદે હું અહીં–તહીં રમી જીંદગી શાન્ત ગાળું!
ખાવું–પીવું મન ધરી વળી મ્હાલવું મન—માણી!
આનંદેથી હળી મળી રહું પૂર્ણ હું છું વિહારી!!
જોને કેવો સુમન ગુચ્છનો માંડલો આ મઝાનો!!!
તે મધ્યે જો રમણ કરતો શુક બેઠો રૂપાળો.

× × × ×

જોયો જોયો પૂરણ નિરખ્યો! ભ્રષ્ટ સ્થાને થયેલો!!
આ ડાળેથી અવર તરૂવરે ભટકતો ભાઇ! જોયો!
શાને મૂર્ખા! નિજ સુખ તણી આત્મશ્લાઘા કરે છે!!
શું તે સુખ આ કનક પિંજરે ભાઈ રે'વા તણું છે?
ભૂખ્યો, ભૂખ્યો, ભમતો અહીં તહીં ખોળતો વાડીવેલી!
ના જોઇ તે જમરૂખ જમતી કનક પિંજરે પડેલી?!
બ્હેની ત્હારી સુખી અતિ–ઘણી જોઇ તે તો જરી લે!!

× × × ×

એવે કોઇ લલિત–લલના પુષ્પનો હાર લાવી!
સાથે સાથે કળશ જળનો હોંસથી લાવી આવી!!

કુમકુમવટીએ કુમકુમ રૂડું શોભી કેવું રહ્યું છે ?!?
આહારાર્થે ફળ ફુલ તણું પાત્ર કેવું ગ્રહ્યું છે ?!!!

× × × ×

મેના મ્હારી મધુર મુખથી માનિની માન મેલી !
બોલી "રે ! ઓ ! શુક ! સુખી તું કે હું છું જો તું વિચારી !?!
જો કેવી આ ગૃહની–ગૃહિણી પ્રેમ–પૂજન કરે છે ?!
જોને કેવી સરલ—હૃદયા સ્નેહ—સિંચન કરે છે ??"

× × × ×

એવે બાળા મૃદુ નયનથી હાસ્ય મીઠું હસીને !–!!
બોલી ઉભી કનક પિંજરૂ કળશ હસ્તે ધરીને !–!
ગંગોદકથી નિજ સખીયને સ્નાન સ્નેહે કરાવી ! !
હસ્થે ! હસ્તે ! લઈ કુમવટી ચાંદલો સુ ધરાવી !–! !
આરોપી પ્રિય સખિ ઉરે ! પુષ્પનો—હાર પ્રીતે !!!–
નેહે ! નેહે ! નમતી નમતી ઉભી મેના સુ રીતે !!!–

× × × ×

તેવે તેવે સમય સમજી શુક આવ્યો ઉડીને !
બાળા બોલી હસતી હસતી પિંજરામાં પૂરીને ! !
"કેવો મેના તુજ મનતણો માનિતો હાથ આવ્યો !!
કેવો કેવો પ્રણય રસનો પાઠ પ્રેમે પઢાવ્યો
દેજે ઘેલી શરમ તજીને શુક સન્માન દેજે ?–!!—
લેજે લેજે ! નવલ સુખનો લા'વ હંમેશ લેજે !!–!!–"

રામુભાઈ

---

મંત્ર એક કહું બાપુ !
પ્રભુ પ્રેમ સ્વરૂપ છે
અર્પો પોતા તણું સર્વે
પ્રેમ સ્વાર્પણ એજ છે

* * *

શોધે છે શું તુજ મન ગમ્યું શોધતાં લાધશે ના,
ને કૈં તૃપ્તિ તુજ જીગરને અન્યથી તો થશે ના;
ખોવાયું તે જગપર સહુ મેળવી ના શકે છે,
ખોવાયાનું અવર કદી ના સ્થાન પુરી શકે છે.

સ્વ. રાજકવિ કલાપિ.



**એક વિદ્યાર્થી સૅન્ટો**

જસવન્તરાય જેઠાલાલ વૈદ્ય

બ્લૉક: 'કુમાર'ના સૌજન્યથી

KUMAR PRINTERY AHMEDABAD

# એક વિદ્યાર્થી સેન્ડો

આપણી જ્ઞાતિમાં અથવા તો સમાજમાં દિન પ્રતિદિન કસરત ઉપર અને તેને અંગે થતી શરિરની ખિલવણી ઉપર તદ્દન બે કાળજી બતાવવામાં આવે છે, તે સાથે વિચાર કરતાં એક વિદ્યાર્થી અવસ્થામાં મેળવેલી તાલીમના પરિણામની તારીફ કરતાં ભાઈ જશવંતરાય જેઠાલાલ વૈદ્ય જેવા આપણી રાયકવાળ બ્રાહ્મણ જ્ઞાતિમાં બહાદુર કસરતબાજ હોવાનું માન પણ ધરાવે છે.

તે ભાઇ વીશે હાલ ઝાઝું તો નહીં પરંતુ અત્રે થોડુંક તો વાંચકની જાણ માટે લખાણ રજુ કરૂં છું, સાથે સાથે બની શકે તો તેવો પ્રયાસ યુવાન વર્ગમાં હરકોઇથી ઉપાડાય અને જ્ઞાતિમાં તેવો ઉત્સાહ પ્રેરાય એમ ઇચ્છું છું.

ભાઇ જશવંતની ઉમ્મર વર્ષ ૧૩ની આશરે હશે ત્યારે સ. ૧૯૧૯માં તેમણે કસરતની શરૂઆત કરવા માંડી. જ્યારે એમને એમના ભાઇ બળવંતરાયને કસરતના અખાડામાં જતા જોયા ત્યારથી તેમની હરીફ લેવાનું મન પોતાને થયું. અને આમ કસરતની શરૂઆતનો રસ લાગ્યો હોવાથી તે દિવસ જતાં રોજના બે ત્રણ અખાડાની મુલાકાત લેતા થયા, અને એની લાંબી ટેવથી અખાડામાં બબે ત્રણ ત્રણ વર્ષના મહાવરાવાળા કુસ્તીના ગોઠીઆ જોડે સરત બકતા અને તેમને હરાવતા.

. ધીમે ધીમે રોજના સો—સો બસો—ડંડ બેઠક કરતા, એક વર્ષમાં અચ્છી હુશીઆરી મેળવ્યા બાદ, તેમને સ. ૧૯૨૦ માં અમદાવાદ પ્રોપ્રાયટરી હાઇસ્કુલ તરફથી પુના શહેરમાં કસરતના એક ખેલાડી તરીકે મોકલવામાં આવ્યા કે જ્યાં દીલ્હીના કોરોનેશન હાઇસ્કુલના પહેલવાનને ૧૦ મીનીટની તક મળવા છતાં પોતાની ચપળતાથી છત ન આપી તે નજ આપી. અને આમ અમદાવાદ ખાતેની નામના મેળવી.

પ્રગતિમાં વધારો થતો ગયો—ડંડ બેઠક એક હજાર સુધી કરતાં, પહોચતાં, શરિર સંપતિ આથી વધતી ગઇ અને કુદરતે તેમને યારી આપી. સ. ૧૯૨૩માં વડોદરા કુસ્તી કરવા જવા હિંદ વિજય જીમખાનાનું આમંત્રણ સ્વીકાર્યું અને તેમાંથી માનભર

ચાંદ વિ. મેળવ્યા. એજ અરસામાં ગામ માંગરોળમાં પોતાની સરદારી હેઠળ એક અખાડો શરૂ કર્યો જે હાલ પણ એ સ્થીતિમાં છે અને સારી રીતે ચાલે છે.

આમ કસરતનો ધાડ્ઢો અનુભવ મળતાં, કસરતનો શોખ દિવસે દિવસે વધતો ગયો અને કાળજી ને ખંતથી પોતાના શરિર ઉપર પત્થર ફોડવાની, ગાડુ ચલાવવાની, સાંકળ પલકારામાં તોડવાની, વજન ઉંચકવાની ને મોટર ચલાવવાની હિંમત બીડી. આવી કળાયુક્ત કસરતોથી માંગરોળમાં નામદાર દિવાન સાહેબના હાથે ભરી દરબાર સભામાં તેમને એક અછોડો સોનાનો ચાંદ અને પ્યાલો વિ. નાં ઇનામ એનાયત થયાં. તેમજ વડોદરામાં સ. ૧૯૨૨થી પ્રતિવર્ષ તેમને નામદાર શ્રી ગાયકવાડ સરકાર હસ્તક ચાંદ મળ્યેજ જાય છે.

સ. ૧૯૨૫માં શહેરમાં એક જેપાનીસ સરકસમાં અચ્છી રીતે કુસ્તી કરી યશ મેળવ્યા બદલ તેના મેનેજર મારફત તેમને રૂ. ૫૦)નું રોકડ ઈનામ મળેલું અને હાલમાં પણ આવા આવા પ્રયોગસર તેમને મહારાજ શ્રી ત્રિભુવનદાસ તરફથી રૂા. ૪૦)ના આશરાનો એક કસબી ફેંટો ભેટ તરીકે મળ્યો છે.

આ ઉપરથી જોઇ શકાશે કે પોતાની આટલી નાની ઉમ્મરમાં એક વિદ્યાર્થીજીવન ગાળવા છતાં અભ્યાસ અને કસરત બેઉ તેમનાં પ્રિય થઇ પડયાં છે એ તેમના મનની વાત સહજ નથી. કુદરતની એ બક્ષિસ છે અને તેનો ઉપયોગ એ ભાઇએ કદરપુર્વક કર્યો છે એમ કહીએ તો ખોટું નથી. તેમના જેવી કસરતની ભાવના લાવવાનો કિંચીત ખ્યાલ કરવા અને તેમના જેવા બનવા પ્રયાસ આદરવા આપણી જ્ઞાતિના દરેક વિદ્યાર્થીની ફરજ છે.

અત્યારે તેમની વય વીશેક વર્ષની હશે તોય તેમનો કસરત અને વિદ્યા પ્રત્યેનો અનુરાગ તેવો ને તેવોજ છે અને ઇન્ટર આર્ટસ (Inter Arts) સુધી વધીને આગળ જીવન વિકાસમાં બની શકે તેટલો અભ્યાસ વધારવા ઉમેદ ધરાવે છે. એકી સાથે બંનેમાં લક્ષ્ય દોરવાની પણ એક કલા છે અને તેને ભાઇ જશવંતે જાણી છે તેવા આબાદી હરહંમેશ મુબારક હો અને તેનું અભિમાન જ્ઞાતિજનોને લેવા દો એટલુંજ ઝંખી હમણાં તો વિરમીશું.

"મણિઆલ"

# સૂર્ય સંદેશ.

( એક ખંડ કાવ્ય. )

ભવ ભય હર પરમેશ તું, ગણી દાસનો દાસ,
વર માગું પ્રભુ એટલો, તજ ના અંતર વાસ.
"વિદ્યા માત સરસ્વતિ ભગવતી, શુકલાંબરા ભારતિ,
પદ્માક્ષિ વરદાયિ ભક્ત જનની સૃષ્ટિ વિષે શોભતી;
વિણા વાહક શર્દ ઇન્દુ વદની, માતા લલિતા સતિ,
હંસા ગામિ કવીન્દ્ર વૃન્દ જનનિ, અર્પો ગિરા સન્મતિ."

*　　*　　*　　*　　*

"આનન્દિ અતિ નમ્ર શાન્ત સરલા, જે સુવિવેકી અતી,
ચિત્તાકર્ષક ચારૂરૂપ ધરતી, મુગ્ધા મધુરી ફલી.
સેવા સ્વામિની એક ધ્યાન ધરતી, શ્રી ઇશ શ્રદ્ધાધરી;
રાખે હિમ્મત ધૈર્ય, શૌર્યપરને, સત્યે પ્રીતિ છે ખરી.
સંતોષે અતિથિ તણા હૃદયને, આતિથ્ય રૂડું કરી,
દિપાવે ગૃહધર્મ જે ગૃહિણીના, સર્વે પુરા આદરી;
એવી રમ્ય મનોરમા રમણીને, આલેખી છે સુન્દરી,
તે આ કાવ્ય તનેજ અર્પણ કરૂં, ઊર્મિ ઉરે એ સરી."

×　　×　　×　　×　　×

રાજા કરણ ગુજરાતના સિંહાસને, જ્યારે હતો,
વાઘેલ વંશી રાય એ કામાન્ધને, લોભી બન્યો;
તોપણું પ્રજા ગુજરાતની સંકટ સહન કરતી હતી,
વાઘેલ ઘેલો રાય છે જાણી ક્ષમાને આપતી.
પોતા કેરી પ્રજાને તો, પુત્ર પુત્રી સમાં ગણી,
પોષવી તાત ભાવેથી, રાજાએ સંકટો હણી.

---

માધવ ગુણિ નાગર રૂડો, દિવાન પદપર શોભતો,
કાએલ શૂરો રાજના હિત ઉપરે, ચિત રાખતો;
અક્કલ હીણો છે રાય તોપણ, રાજ માધવના વડે-
શાન્તિ અને શુદ્ધ ન્યાયથી, રૈયત મહા સુખમાં રહે.

બહુ વર્ષથી ગુણિયલ પ્રજા, ગુજરાતની સુખમાં હતી,
પણ સુખ પછી દુખને વળી, દુખને ગયે સુખની ઘડી;
એ સુત્ર આ સંસારમાં સહુ ઠામ, નજરે આવતું,
રવિ અસ્ત સુખનો પામીયો, દુખ ઘોર ગુર્જરને પડયું.

ભૂલી ગયો નીતિ તણા પથને અભાગી,
પામ્યો અનન્ત દુખ સુખ સદાય ત્યાગી;
વિષયાન્ધ ક્રોધિ નૃપનું દુર્ભાગ્ય દાખું,
"સંદેશ સૂર્ય" "રૂપ-સુન્દરિ"નો હું ભાખું.

પ્રાતઃકાલે ગુણિયલ રમા, એક ગૃ'સ્થાશ્રમિની
બેઠી બા'રી સમિપ ઘરમાં, ધારી ચિન્તા પતિની;
પેખી પોતે કમલ નયની, રશ્મિ રૂડી રવિની,
બોલાવાને સજ થઇ ઉભી, ધીરી નારી અધિરી.

દેશે દેશે રમણ કરતા, સૂર્ય તું સા'મું જોની.
હું છું જાતે અધિરી અબળા. સંધિમાં સંકટોની;
પીડા પામું નથી જગતમાં, સા'ય કો માનવિની,
માટે લેજે વિનતિ ચિતમાં, નીકળી વાણી મો'ની.

સ્વામિ મા'રા ઘર થકી ગયા, દૂર દેશાન્તરે કયાં ?
તે'ની તો ના ખબર પડતી, શોચતી હું હમેશાં;
વીતી ચાલી અવધિ દુખમાં, શું થયું એમને ત્યાં ?
મારૂં ફાટે હૃદય ફીકરે, ને કરે શું ? અને કયાં ?

કંટાળીને કુટિલ કરણે, રાજને પાળવાને,
વા'લા સ્વામિ હૃદય રડતા, ક્રોધને ખાળવાને;
મે'લી સ્યામા કઠિણ સમયે, સ્વાશ્રયે ચાલવાને,
શ્રાદ્ધો આવ્યાં વિગત જનનાં ના રહ્યા સારવાને.

નારી મે'લી નગરી ત્યજતાં, લીધી અજાખડીઓ,
વીતી જોને વિજય દશમી,-ફુટી ના રાખડીઓ;
રીસાયા'તા કરણ કરણે, લાલ તો આંખડીઓ,
દર્શાવું શું દુખિત હૃદયે, માર્ગ કે' કયાં જડીઓ ?

રીસાવાનાં અતિ વિષમ છે, કારણો કારમાં છે,
વિચારૂં શું વિગત વદતાં, વાધતો કલેશ જયાં છે;

કેવી રીતે ધિરજ ધરવી, ના રહ્યો એક આરો,
સાચા સાખિ દિનકર રવિ, દીન જાણી ઉગારો.

× × × × ×

દુર્ગા રાત્રિ પ્રિતથી રમવી, ચાલ સંસારનો છે,
જાણી એવું રમણ કરતી, દાસીઓ સાથમાં છે;
એવામાં આ કુમતિ કરણે, નાદ સુણ્યો અમારો,
આવ્યો ધાયો મુખ નિરખવા, ધારીને કુવિચારો.
કામિ એણે સ્વરૂપ બદલ્યું, ના લહ્યો મેં'નઠારો,
માટે મેં તો લલિત જગવી, ને કર્યો ત્યાં વધારો;
ગાતી જે હું સરલ હ્રદયે, સાંભળી રાય ઘેલે,
કાન્તિ મા'રી મનહરી લહી, દષ્ટી કીધી છકેલે.
દુતો પ્રેર્યા તુરત સરવે, કામ તાપે તપેલે,
ને તે લાવ્યો રૂદન કરતી. "ફુલવન્તિ" મહેલે.
જાણ્યું મા'રૂં હરણ દિયરે, શસ્ત્ર લૈ વિર ધાયો,
એકીલો એ લડત લડતાં, મારતાં તો મરાયો.

× × × × ×

આવ્યો જ્યારે સચિવ પુરમાં, જાણી રોશે ભરાયો,
સુનાં દેખી ઉજડ ઘરને, ચિત્ત માંહી મુઝાયો;
આંસુ આંખે ગરગર ગરે, માલણે એ નીહાળ્યાં,
પાસે આવી ખબર કહીને ચિત્તના વે'મ ટાળ્યા.
નારી સારી કુશળવતિ છે, આચરે શિલ સારાં,
છાજે છે તો ફીકર તજવી, વે'ર લે જો ભલેરાં;
શાન્તિ પામ્યો શિયળ સતિનું, જાણી ટેકે ટકેલું,
હા ! હા ? કહીને ધર્ણી ઢળીયો, સુખ દેખી પળેલું.
ઘેલો ઘેલો અતિ મુરખ હા ? કર્યું મા'રાજ મા'રો,
આવી પોંચ્યું અશુભ સઘળું, કોણ છે ખાળનારો;
બેસા રાયે યવન કનડયા, એ'વી હું કઇ'શ વાત,
ખાશે જેથી મુરખ નૃપએ, શાહની સખ્ત લાત.
ધાર્યું મારૂં ખર ઉતરશે, લોક છો કે' કજાત,
જાવું મા'રે જરૂર દિલ્હી, છોડીને દેશ જાત;

ધારી ભૂંડું સજ થઇ પળ્યો, ગામથી ઉબી વાટ,
વાળ્યો એના સકળ સુખનો, પાપીએ હાય ! દાટ.
ઝીલે તેના નમન પુરના, લોક જે જે કરે તે,
જાણું તે'ના મરમ મનના, નેત્ર તો વીફર્યાં છે;
'લોકે મા'રી ન કરી દુઃખમાં, વા'ર સૌ બાયલા છે,'
એવું કહેતો સચિવ નૃપનો, લોક તછોડી જાએ.
× × × × ×
તેજસ્વી છે પણ સચિવની, કાન્તિ ફીકી પડેલી,
પીળો ફેંટો ધવલ શરીરે, વસ્ત્ર સાદાં ધરેલી;
મૂર્તિ એ'વી ગમન કરતી, આંખથી મેં' નીહાળી,
સ્વારી કીધી અમૂલ તુરગી, રક્ત રંગી રૂપાળી.
ચાલતાં તો ચરણ ચળકે, નાળ રૂપા તણીથી,
ચાલ્યા જાયે અતિ ઝડપમાં, દેવિ દુર્ગા ભણીથી;
કાપે રસ્તો સરલ ગતિથી, શુદ્ધ સો ગાઉ ધારી,
ને તે કે'તા અમૂલ તુરગી, ધન્ય છે તા'રી સ્વારી.
* * * +
શ્યામા સાચી રૂપ ગુણવતિ, ઇષ્ટ આરાધતિને–,
–બેઠી બેઠી રૂદન કરતી, ભાણુ ત્યાં જે કહે છે;
સાથે દેવિ વણિક વિર છે, નામના મોતી ચન્દ,
સાચા સ્નેહિ વિકટ વખતે, ભક્ત ને જેમ નન્દ.
માટે લાગિ ફીકર સઘળી, "શ્રી निराकार" યાચી,
શંભુ ગવરિ સર્વ સમયે, } આપશે સા'ય સાચી;
શંભુ ગૌરી સરવ સમયે, }
સાચાનો એ સુખકર સદા, ક્રુર પાપી પરે છે,
છો મો' ગ્લાનિ મુજ થકી તમો, ભાણુ શાન્તિ ધરે છે.

સંપાદકઃ—ભગવત્ ભટ્ટ.

---

But none aright will please you ever
a sweet and charming love-a wife.
* * * * *
A conscience good and healthy mind
Can never keep a love behind.
* * * * *

# કુંદન કુમારી

સન્ધ્યાનો સમય હતો. મોટર તૈયાર થઇ ઉભી હતી. સુધાકર સહેલ કરવા જતો હતો, પરન્તુ કુંદન તેની સાથે જવાને ઉત્સુક જણાતી નહતી. તે એક વિરામાસન ઉપર બેઠી બેઠી કાઇંક પુસ્તક વાંચી રહી હતી.

સુધાકરે કહ્યું " કુંદન, તું તો હજુ સુધી બેઠી બેઠી વાંચી રહી છે ! "

કુંદને ઉત્તર આપ્યો " પ્રાણેશ, મને કંઇ બહાર આવવાની ઇચ્છા થતી નથી. "

" ના પ્રિયે, તેમ ના થાય, મારી તો ઇચ્છા છે કે તારી આ સુમધુર મુખાકૃતિને લોકો નિરખે. "

ના, જી, મને આ લાલસા નથી. મારા રૂપની શોભા કેવળ તમારે કાજેજ છે, અને તે ફક્ત તમને જ દેખાડવા ચાહું છે. "

નહિ, નહિ હું એટલો સ્વાર્થાન્ધ નથી. હમણાં મારી સાથે ફરવા ચાલ. હું તો લોકો પાસેથી એવી સ્તુતિ સાંભળવા આતુર છું કે તારી મુખાકૃતિ કેવી સૌંદર્યપૂર્ણ છે ? સુધાકર કેવો ભાગ્ય-શાળી છે ? "

" ભલે તમારી તે વાંછના હોય, મને નથી. હવે તો આજ ક્યાંય નહિ જાઉં, તમે પણ ન જશો. આપણે બન્ને જણ આપણા જ ઉદ્યાનમાં વિહાર કરીએ. તમે હોજના કિનારા નજીક ઘાસ ઉપર શયન કરો. હું વીણા વગાડી તમને સુણાવું, તમારે માટે મધુર પુષ્પોનો હાર ગૂંથું, અને રમ્ય ચાંદનીમાં તમારી સાથે જ આનંદ રસનું પાન કરૂં.

ના, ના, કુંદન, આજ તારે અવશ્ય આવવુંજ પડશે. હું આજ જ્યોત્સ્નાને મળવાને વાયદો કરી આવી છું. તે આપણી રાહ જોઇ બેઠી હશે; આપણા ન જવાથી તેને કેટલું દુઃખ થશે ! "

પતિના મુખમાંથી વારંવાર નિકળતું જ્યોત્સ્નાનું નામ કુંદનને અગ્નિની માફક પ્રજ્વાળી રહ્યું હતું.

તેને હવે ખબર પડી કે પોતાના સ્વામિનાથ ખાસ આજ કારણથી બહાર જવાને તલપાપડ થઈ રહ્યા છે. પોતાને સુંદર વસ્ત્રો પહેરી કેશને સુવ્યવસ્થિત ઓળી તૈયાર થવાને આટલો આગ્રહ આ હેતુપુરઃસરજ તે કરતા હતા. આ સર્વ તૈયારી જ્યોત્સ્નાના મિલન માટે જ થતી હતી.

તેણે દઢ સ્વરથી જવાબ આપ્યો, "તમારે જવું હોય તો જાવ, હું કાંઈ આવતી નથી."

સુધાકરે કહ્યું, "ઠીક જેવી તારી મરજી; ત્યારે હું જાઉં છું."

(૨)

સુધાકર ગયો. ત્યારબાદ કુંદન વિચાર વમળમાં ડોલવા લાગી. જ્યોત્સ્ના અને પોતાના પતિ વિષેના વિચારો એ તેને બહુ વ્યગ્ર બનાવી. વાટિકા તેને કરડવા દોડતી હોય એમ ભાસ્યું. ઇર્ષ્યાની જ્વાળાથી તેનું કોમળ હૃદય ભસ્મ થવા લાગ્યું. "તે ત્યાં જ્યોત્સ્નાની સામે બેસીને વિહાર કરી રહ્યા હશે! પુરૂષોની બુદ્ધિ કેમ આટલી સ્થૂળ હશે? જ્યોત્સ્નાની ચટક મટકના પાસમાં કેમ એ પટકાઇ ગયા હશે? તેના મુખ કરતાં મારાં પાદતલ પણ સુન્દર છે! હા, હું એક બાળકની માતા છું, જ્યારે તે નવયૌવના છે. જરા જોઉં તો ખરી કે ત્યાં શો વાર્તાલાપ ચાલી રહ્યો છે?"

આમ વિચાર ગ્રંથી ગુંથતાં ગુંથતાં તે પોતાની સાસુ પાસે આવી અને કહ્યું, "માતાજી, હાલ મારૂં મન બહુ વ્યાકુળ થઇ ગયું છે, અને જીવ ગભરાય છે; આપણે કાંઇ બહાર જઈશું વારૂ?"

સાસુનો પ્રેમ પોતાની આ ગુણીયલ પુત્રવધૂ ઉપર ગાઢ હતો. તેણે આ વચન સાંભળી પોતાની સંમતિ દર્શાવી. ગાડી તૈયાર થતાં તેમાં બેસી બન્ને ફરવા નિકળ્યાં. કુંદનને બાહ્ય રીતે નિહાળતાં તેના અંતરની વ્યથા કળી શકાતી નહિં. તેનું હૃદયતળ તો એક ભીષણ જ્વાળાથી જળી રહ્યું હતું, જે છુપાવવાને માટે તે મીઠા સ્વરથી એક ગીત ગાતી હતી.

ગાડી એક રમ્ય ઉપવનમાં જતી હતી. સડકની ઉપર વિશાળ વૃક્ષોની સુખદ છાયા પડતી હતી. મૂલ્યવાન અશ્વો ગર્વથી શિર ઉઠાવી

ટપ ટપ કરતા પૂર વેગે ચાલી રહ્યા હતા. આ રીતે ધીમે ધીમે નૈસર્ગિક દશ્યો પ્રેખતાં આ સાસુ અને સદ્દગુણ સંપન્ન પુત્રવધૂ જ્યોત્સનાના બંગલા સમિપ આવી પહોંચ્યાં.

આ રમણીય સદનની આજુ બાજુ નાનોશો બાગ હતો. નાના વિધ પ્રકારના ઝાડ, છોડ વગેરેનું આરોપણ, ગુલાબ આદિ પુષ્પોનો મધુર પરિમલ વગેરે સર્વે આલ્હાદ જનક વસ્તુઓ આકર્ષણ કરી રહી હતી. પરન્તુ તે સઘળું કુંદનના હૃદયને તો કાંટાની માફક દુઃખપ્રદ ભાસતું. તેણે બંગલાની ચારે બાજુએ નિરીક્ષણ કર્યું, પરન્તુ સુધાકર માલુમ ન પડ્યો. જ્યોત્સના અને તેની બહેન માયાવતી, બગીચામાં વિચરી રહ્યાં હતાં. ગાડી તરફ દષ્ટિ પડતાંજ તે બન્ને ભગિનીઓએ કુંદનને બોલાવી. એક ક્ષણમાં જ હરિણીની માફક કુદકા મારીને તે બહેનો ગાડી નજીક દોડી ગઈ, અને તેને રોકી.

જ્યોત્સનાએ સ્મિત કરી સાસુજીને કહ્યું, "માજી, કૃપા કરી કુંદન કુમારીને ફક્ત અડધો કલાક અમારી સાથે રહેવા દો તો કેવું સારૂં ? આગળ ફરી આવી પાછાં ફરતાં તેમને સાથે લઇ જજો."

આમ બોલી બન્ને બહેનોએ કુંદનને ગાડીમાંથી નિચે ઉતારી. સાસુજીએ પણ હા પાડી. જ્યારે ગાડી આગળ ચાલી ગઇ, ત્યારે જ્યોત્સના અને માયાવતીએ કુંદનને એક બેંચ ઉપર બેસાડી. કુંદન આ બન્ને સાથે વાર્તાલાપ કરતી હતી. પરન્તુ પોતાના હૃદયની ઉર્મી પ્રદર્શીત કરતી નહતી. બહારથી તો કુંદનનો સ્વભાવ અતિ માયાળુ અને સ્નેહપૂર્ણ લાગે તેવો હતો.

જ્યોત્સનાએ કુંદનની સાડી પ્રતિ તીવ્ર દષ્ટિ ફેંકી કહ્યું, "બહેન કુંદન, શું આ સાડી હાલમાં ખરીદી છે ? તેનો ગુલાબી રંગ તમને ઠીક નથી લાગતો. બીજો કોઈ રંગ પસંદ ના કર્યો ?"

કુંદને જવાબ આપ્યો, "આતો તેમની પસંદગી છે. હું શું કરૂં?"

બન્ને બહેનોએ સ્મિત હાસ્ય કર્યું. માયાવતી બોલી, "તે મહાશયની રૂચિની તો વાતજ ન કરવી. તે તો આખી દુનિયાથી નિરાળા છે. હમણાં અહિંથી ગયા. તેમના શિર ઉપરની પાઘડી તો આનાથી વધુ લાલ હતી."

તરતજ સુધાકર ફરતો ફરતો સામેથી નિકળ્યો. કુંદનને તે બન્નેની સાથે બેઠેલી જોઇ પોતાની મોટર ઉભી રાખવાનો તેણે

વિચાર કર્યો. જ્યોત્સ્ના અને માયાને એકલા મળવાનું તે શિષ્ટાચારથી વિરૂદ્ધ સમજતો હતો. અને તેથીજ કુંદનને સાથે લાવવાની તેની ઇચ્છા હતી. જતી વખતે તે અહિં થોભી શકયો નહતો. કુંદનને અહિં જોઇને આ સુઅવસરનો લાભ લેવાનો તેણે વિચાર કર્યો, પરન્તુ બે બહેનોના હાસ્યમય પ્રલાપો સાંભળી તે સંકોચવશ બની ન ઉતર્યો.

થોડીવાર સુધી ત્રણે રમણીઓ ચુપચાપ બેસી રહી. પછી જ્યોત્સ્ના બોલી, "સુધાકર અહિં આવવા ચાહતા હતા, પરન્તુ શરમના માર્યા નહિ આવ્યા. મારી ધારણા પ્રમાણે તો સંબંધીઓએ આટલો સંકોચ રાખવો જોઇએ નહિ. સમાજનો આ નિયમ મને બુરો લાગે છે. તમારો શો અભિપ્રાય છે કુંદન ?"

કુંદને વ્યઙ્ગભાવથી ઉત્તર આપ્યો, "આતો સમાજનો અન્યાય છે."

કુંદન આ સમયે જમીન સામું ટગર ટગર જોઇ રહી હતી, પણ તેની આંખોમાંથી એવો તિરસ્કાર નિકળી રહ્યો હતો કે જેણે તે બે બહેનોના પરિહાસને લજ્જા—સૂચક મૌનમાં ફેરવી દીધો. તેના નેત્રમાંથી એક એવી ચિણગારી પ્રગટ થઇ કે જેણે તેના પતિ પરાયણ હૃદયને વીંધી રહેલાં તે બન્ને યુવતીઓનાં આમોદ-પ્રમોદ અને કુવૃત્તિને જવાબ દીધો.

માયાવતી કુંદનના ક્રોધયુક્ત વદનને નિહાળી રહી હતી. તે સમજી ગઇ, અને બોલી, "ચાલો બહેન, જરા આમ તેમ ફરીએ."

કુંદને એક દૃષ્ટિમાંજ જાણી લીધું કે આ યુવતીઓનો પ્રેમ પોતાના ભર્તા ઉપર નથી. કેવળ આમોદલિપ્સાને વશ થઇ તે સ્વયં દુષિત બનશે, અને પોતાના પતિને પણ બદનામ કરશે, અને પોતાના ( કુંદનના ) પતિભ્રમરને આ વિષયાસક્ત પુષ્પોથી અલગ રાખવાનો તેણે વિચાર કર્યો.

પછી કુંદન ફરતી ફરતી પોતાને ઘેર ગઇ, જ્યાં તેની પુત્રી શાન્તા રમતી હતી. આ સુકોમળ પુત્રીને નિરખતાંજ કુંદનની આંખો અશ્રુથી ભરાઇ ગઇ, અને પુત્રીને પોતાની ગોદમાં લીધી. આ દુઃસહ વેદનાની દશામાં તેના મુખમાંથી શબ્દો નિકળ્યા કે "વ્હાલી, પુત્રી, શું તું અનાથ થઇશ ? નહિ, નહિ, બનશે ત્યાં સુધીતો તે નિર્બળ હાથોમાંથી તારા પિતાને હું બચાવીશ."

આ સમયથી કુંદન વિષાદમય ભાવનાઓમાંજ દિવસ નિર્ગમન કરવા લાગી. પોતાના ઉપર આવી પડનારી આપત્તિની કલ્પનાઓથી કોઇ કોઇ વખત તે ભયમાં બુમ પાડી દેતી, ગભરાતી, અને રડી પડતી; પરન્તુ પોતાની પુત્રીનું મુખકમળ નિહાળતાં કાંઇક શાન્ત પડતી.

(૩)

ગ્રીષ્મ ઋતુ ચાલતી હતી. ચાંદની રાતનો સમય હતો. સપ્તમીનો ચંદ્ર પ્રકૃતિ ઉપર પોતાનો મંદ શીતલ પ્રકાશ નાખી રહ્યો હતો. સુધાકર મોરસલીની એક ડાળખી હાથમાં પકડી માયાવતીના સદન આગળ એકી ટસે જોયા કરતો હતો. મકાનનાં દ્વાર ખુલ્લાં હતાં, અને શાન્ત નિશામાં તે બન્ને રમણીયોના મધુર હાસ્ય ધ્વની એકરૂપ થઇને સુધાકરના કર્ણ સુધી પહોંચતાં પહોંચતાં આકાશમાં વિલીન થઇ જતા હતા. અકસ્માત બન્ને બહેનો મકાનની બહાર નિકળીને સુધાકર ઉભો હતો ત્યાં જઇ ચઢી. સુધાકરનો પડછાયો જોઈ જ્યોત્સ્ના ચમકી અને બોલી " માયા, આ કોણ છે ? "

સુધાકર વૃક્ષ ઉપરથી નીચે આવીને ઉભો રહ્યો, જ્યોત્સ્ના કઠોર સ્વરથી બોલી, " શું કરો છો અહિં, તમારૂં શું કામ છે ? "

તે સ્તબ્ધ બની ગયો, અને ધીમેથી બોલ્યો, " કાંઇ નહિ, પ્રિયે ! આજ સન્ધ્યા સમયે હું તારા મકાન સામે આવ્યો હતો, ત્યારે રાત્રીએ ચાંદનીમાં તારી બહેન સાથે આનંદ કરવા તું આવવાની છું એ તમારો વાર્તાલાપ મેં સાંભળ્યો હતો; અને તેથીજ હું પણ કાંઇક ભાગ લેવા અને કહેવા આવ્યો છું.

આ સાંભળતાંજ જ્યોત્સ્નાની આંખોમાંથી જ્વાળા નિકળવા લાગી, અને તો ઓષ્ઠ ઊપર વ્યઙ્ગ પૂર્ણ હાસ્યની ઝળક દેખાઇ. તે બોલી, " મહાશય, આપને જે કહેવું હોય તે સત્વર કહી દો, ચાલો શું કહો છો ? હું જઉં છું. "

જ્યોત્સ્નાએ અને માયાએ ચાલવા માંડ્યું. જ્યોત્સ્ના ઉભી રહી, અને બોલી, " સાંભળો સુધાકર, આજ સન્ધ્યા સમયે કુંદનની વાતો ઉપરથી સ્પષ્ટ સમજાઇ ગયું છે કે તેને આપણું વર્તન બીલકુલ પસંદ નથી."

સુધાકર, " કુંદનની તો ચર્ચાજ જવા દઉં ? શું તે તમારી સ્ત્રી નથી. "

સુધાકર, "જ્યોત્સ્ના, મારો તારા ઉપર એટલો બધો પ્રેમ છે, કે હું પાગલ બની ગયો છું."

જ્યોત્સ્ના, "તમે કુંદન ઉપર કેમ પ્રેમ નથી રાખતા ?"

સુધાકર, "હું તો તારો ઉપાસક છું."

જ્યોત્સ્ના તેના શબ્દો ઉપર બીલકુલ લક્ષ આપતી ન હતી. સુધાકર તો તેના વખાણ કર્યેજ જતો.

છેવટે જ્યોત્સ્ના કંટાળીને બોલી, "હવે તો બહુ થયું આ વ્યાખ્યાન સાંભળવા મને સમય નથી." એમ કહી તે પોતાના મકાનમાં ચાલી ગઇ.

આ નિષ્ઠુર શબ્દો સાંભળતાં સુધાકરની આંખો સામે ગાઢ અંધકાર છવાઇ ગયો. છેવટે નિરાશ થઇ તે પોતાને ઘેર પાછો ફર્યો.

(૪)

સુધાકર જ્યોત્સ્નાના વિચારમાંજ મગ્ન રહે તો, તેને પત્રો પણ લખતો. કોઇ વખતે ગદ્યમાં લખતો. તો કોઇ વખત પદ્યમાં. એક દિવસ કુંદનના હાથમાં એક પત્ર આવ્યો, તે વાંચતાંજ તેના દેહમાં જ્વાળા પ્રકટ થઇ; અને દાહ થવા લાગ્યો. પોતાના પતિને સુપથે દોરવા તેના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા જાણી તે બહુજ નિરાશા થઇ. પરપ્રેમનો પ્રવાહ તે રોકી ન શકી, અને આજ તે પ્રવાહમાં તેના જીવનની નૌકા નિરાધાર તણાતી ચાલી રહી હતી.

કુંદનનો પોતાના પતિ ઉપર અત્યન્ત પ્રેમ હતો. પરન્તુ આત્મ સમર્પણની તુષ્ટિ આત્મ સમર્પણથીજ થઇ શકે છે. હવે તેના મનમાં વિદ્રોહનો ભાવ જાગૃત થવા લાગ્યો. પોતાની અસમર્થતા અને દીનતા ઉપર તે રડવા લાગી.

સુધાકર મોજશોખમાં જ મગ્ન રહેતો. તે સર્વ જોતાં કુંદનને બહુજ ગ્લાનિ થતી. તેની પ્રત્યેક ગતિને તે સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળતી. તે રાત્રે ઉંઘતી નહિ, સુધાકરના મેજ પર પડેલા કાગળો તપાસતી, અને અધીર બની પોતાનો સમય વ્યતીત કરતી.

અત્યન્ત નિરાશા અને શોકમાં તે દિવસો નિર્ગમન કરતી. તેના દિલાસાનું સ્થાન ફક્ત તેની વ્હાલી પુત્રીજ હતું.

(૫)

એક માસ પસાર થયો. કુંદન પોતાની ચિન્તાઓ ભૂલી જવા

પ્રયત્ન કરતી હતી. પરન્તુ સુધાકર મિષ કાઢીને જ્યોત્સ્નાનીજ વાતો કાઢતો. કોઇ કોઇ પ્રસંગે તે હસીને કહેતો, કુંદન, જો તારી અનુમતિ હોય તો હું જ્યોત્સ્ના સાથે લગ્ન કરૂં. કુંદન આના ઉત્તરમાં રૂદન સિવાય કાંઇ જ કહી શકતી નહિ.

આખરે એક દિવસે રાત્રીએ સુધાકરે કુંદનને વિનયપૂર્ણ શબ્દોમાં કહ્યું." શું કહું કુંદન, તે રમણીની છબી મારી દૃષ્ટિથી વિમુખ થતી નથી. " એમ કહી તેણે પોતાનું મસ્તક પછાડયું. આ દૃશ્ય જોઇ કુંદનનું હૃદય કરૂણાથી દ્રવિત થઇ ગયું.

પ્રાતઃકાલમાં કુંદન દૂધનો પ્યાલો લાવીને ઉભી રહી. તે વખતે સુધાકર તેને પગે પડયો અને બોલ્યો, " કુંદન તને વિનવું છું કે મને જ્યોત્સ્ના સાથે લગ્ન કરવાદે; નહિ તો મારૂં મૃત્યુ થશે. મારા ઉપર દયા કર. "

કુંદન કંપવા લાગી. તે એક શબ્દ પણ ઉચ્ચારી શકી નહિ. છેવટે તેણે નિઃશ્વાસથી ઉત્તર આપ્યો.

" ઘણું સારૂં, જેવી તમારી ઇચ્છા, પણ મને છોડી દો, હું મારી માને ઘેર જઇશ, મારી શાન્તા પણ મને સોંપી દો. "

આમ બોલી રડતાં રડતાં કુંદન શાન્તાને લેવા ગઇ, અને તે પોતાની સાથે લઇ ઘરની બહાર નિકળી. સુધાકર લજ્જા અને ગ્લાનિથી શિર ઝુકાવી તેની પાછળ પાછળ ચાલ્યો અને કહેવા લાગ્યો. " જેવી તારી ઇચ્છા. કુંદન વચન આપ કે મને ક્ષમા કરીશ. " પરન્તુ કુંદને ઉત્તર આપ્યો નહિ, અને ચાલવા માંડયું. સુધાકરે તેને પકડી લીધી, અને તેના અશ્રુ સિંચિત કપોલને ચુમીને કહ્યું. " પ્રિયે મને વિસ્મરીશ નહિ. તું મારા હૃદયથી દૂર નહિ થાય. તારી મુદ્રિકા અને આપતી જા, કે જે હું તારૂં સ્મૃતિ ચિહ્ન ગણી રાખીશ. અને આ હૃદય સાથે ચાંપી આ દાહને શીતલ કરીશ. ઇશ્વરની ખાતર હે પ્રિયે મને ત્યજીશ નહિ. મારાથી નારાજ ન બનીશ. એક અઠવાડીઆમાં પાછી આવજે હો. નહિ તો મારે તેડવા આવવું પડશે. "

(૬)

કુંદનના પિયરમાં આવ્યા પછી સુધાકરને જ્યોત્સ્ના સાથે લગ્ન કરવાની તીવ્ર ઉત્કંઠા થઇ. તેણે ઘણી ઘણી વિજ્ઞપ્તિઓ કરી. પરન્તુ

જ્યોત્સ્નાએ તે સર્વનો અનાદર કર્યો. અંતે નૈરાશ્ય અને ક્રોધની દશામાં સુધાકર એક કંપનીનો એજંટ બની યુરોપ ચાલી ગયો.

ફરીથી કુંદનનું સ્મરણ તેને થવા લાગ્યું. કેટલાક દિનો સુધી ક્ષમા પ્રાર્થનના પત્રો કુંદન ઉપર આવતા રહ્યા, જેમાં બહુ જલદીથી પ્રત્યાગમન કરી તેને મળવાનાં, અને પ્રેમના આ નવા પ્રવાહમાં પુરાણી કટુતાને જલ મગ્ન કરી દઈ આશામય સ્વપ્ન અનુભવવાનાં વર્ણનો વ્યક્ત થતાં હતાં. પાતપરાયણ કુંદનના સંતપ્ત હૃદયમાં આશાની હરિયાળી લહેરો આવવા લાગી. સુકાતી જતી આશાલતાઓ નવપલ્લવિત થવા લાગી. પરન્તુ આ પણ ભાગ્યની એક ક્રીડાજ હતી.

થોડા દિવસોમાં રસિક સુધાકર એક નવા પ્રેમપાશમાં ફસાઇ ગયો, અને ત્યારથી પત્રનાં દર્શન બંધ થયાં. કુંદન હવે કાંઇક સ્વસ્થ બનતી હતી. તેવામાં ખબર મળ્યા કે સુધાકરે એક અંગ્રેજ કન્યા સાથે લગ્ન સંબંધ સાંધ્યો છે. આ સમાચારે કુંદનના સુકોમળ હૃદય ઉપર વજ્ર સમાન અસર કરી. તેના હૃદયના ટૂકડા થઈ ગયા. બધી આશાઓ ઉપર જળ ફરી ગયું. તેનું નિર્બળ મન આ આઘાત સહન કરવા અશકય હતું. તેને જ્વરે પીડવા માંડયું, અને જીવનની આશા ઓછી થવા લાગી. તે મૃત્યુની અભિલાષિણી હતી. પરન્તુ બોલાવતાં તે દૂર નાઠું. જ્વર શાન્ત થયો, અને કુંદન ફરીથી તેજ આશા વિહીન જીવન વ્યતીત કરવા લાગી.

(૭)

થોડા દિવસ પછી કુંદનના સાંભળવામાં આવ્યું કે સુધાકર યુરોપથી પાછો ફર્યો છે, અને તે આંગ્લ સ્ત્રીને સાથે લાવ્યો નથી. તેને પાછા ફરવાની કારણભૂત તે સ્ત્રીજ છે. આ યુવતી બાર વર્ષ તેની સહયોગિની રહી, પરંતુ એક દિવસ એક અંગ્રેજ યુવકની સાથે તે જતી રહી. આ ભીષણ અને અત્યન્ત કઠોર આઘાતે સુધાકર ઉપર બહુજ અસર કરી, અને તે નોકરીને તિલાંજલી આપી ઘેર પાછો ફર્યો. તેની મુખાકૃતિ એટલી બદલાઈ ગઇ હતી કે તેના મિત્રો પણ તેને ઓળખી શકયા નહિ.

ઘેર આવીને સુધાકરે એક દિવસ શાન્તાને બોલાવી. આ પ્રમાણે શાન્તા તેને ઘેર આવવા લાગી. એટલામાં તેના વિવાહ માટે

સંદેશ આવવા લાગ્યા. કુંદને પોતાના જીવનનો કટુ અનુભવ લીધેલો હોવાથી તે બહુ વિચારમાં પડી, અને પોતાની પ્રિય પુત્રીની દશા તેવી ન થાય તેને માટે સાવધાન રહેવા લાગી. આખરે એક સુશીલ ઘરનો સંદેશ આવ્યો. કુંદને આ વિષયમાં પોતાના પતિને એક પત્ર લખ્યો, અને તે શાન્તાની સાથેજ રવાના કર્યો.

(૮)

સુધાકરે પત્ર વાંચ્યો. વાંચતાંજ અત્યન્ત વ્યથિત બન્યો, અને અસ્થિર થયો.

તરતજ તે શાન્તાની પાસે આવીને ઉભો રહ્યો, અને કંપતા સ્વરે બોલ્યો, "વ્હાલી પુત્રી, જે ઘરનો તારી માતા સ્વીકાર કરે છે, તેને હું ના કઈ રીતે કહી કહું? પરમાત્મા પાસે એટલું જ પ્રાર્થું છું કે તું અખંડ સૌભાગ્યવતી રહો. મને એટલું દુઃખ થાય છે કે તું તારા ઘેર ચાલી જઇશ અને તારી માતા એકલી રહેશે. તેનાં અશ્રુ લુછનાર કોઇ નહિ રહે. તું એવો માર્ગ બતાવ કે તારી દયાળુ માતાનો કલેશ દૂર થાય અને હું પણ એકલો ન ફરૂં. સંભવ છે કે હું લજ્જાથી મારા હૃદયની વાત તને નથી કહી શકતો. મારી આ દશા તારી માતાને વર્ણવજે. જા, તારૂં સૌભાગ્ય અમર રહો.

શાન્તા અશ્રુ પૂર્ણ નેત્રે પીતાને બાઝી પડી, અને અશ્રુને તે ખાળી શકી નહિ. આ સમયે સુધાકર પોતાની દુર્વાસનાઓના દંડ ભોગવીને પશ્ચાત્તાપ અને ગ્નાનીના આંસુ નિગાળી શાન્તાના કેશને ભીંજાવી રહ્યો હતો.

પતિપરાયણ કુંદન શું શાન્તાનો અનુરોધ ટાળી શકતી હતી? નહિજ. અન્તે આ પ્રેમસૂત્રથી બન્ને ભગ્ન હૃદયો હંમેશને માટે ગંઠાઈ ગયાં.

કૃષ્ણચંદ્ર ગંગાશંકર ભટ્ટ.

## તે વગર છુટકો નથી.

ઇચ્છા થતી ના હોય તો પણ તે વગર છુટકો નથી,
ઘડીભર વિમાસી બેસતાંયે, આદર્યે છુટકો નથી.
સંબંધીનો સંબંધ બાંધી (૨)
એકના રાગે પડયા વિણુ સાચવ્યે છુટકો નથી.
હોય જગના સર્વ પંથે—
માનને અપમાનને સેવ્યા વિના છુટકો નથી.
આપ્યા લીધાનો દાખલો—
જનમાં પ્રવર્ત્યો માનવામાં કો રીતે છુટકો નથી.
છે આજે ને કાલે નથી—
જોયા પછી જોવું નથી સંતોશવે છુટકો નથી.
આશાનિરાશા દુઃખની (૨)
જાણી છતાં વળગી પીડા હૈયે વહે છુટકો નથી.
અંજાણુના ભેદી ભરમમાં—
કાયદો કુદરત તણો માણ્યા વિના છુટકો નથી.
—ઈચ્છા—
કુસુમકાન્ત મોતીલાલ ભટ્ટ.

## છેવટે એ.

ચંદુલાલ દામોદર ભટ—અમદાવાદ.

તમન્ના શું મને બતાવશે ક્બર હવે ?
દિલ કદી શું વસ્લ નહિ પામશે હવે !
તકદીર હલાવ્યું તેં સાકી ! હા ! મય પાઇને !
દફ્ન થવાનું સોચવું દિલે રહ્યું મને;
લાઝીમ છું હું પામવાને અશ્ક ચશ્મથી,
ના બાગબા બન્યો હું ગુલસને × × !
હક્ક નહિ રહ્યો હવે એ પુષ્પ તોડવા,
નિગ્રહથી બેઝાર થાય જાઉં દેખવા !

---

# શ્રી વાજસનેય સંહિતોપનિષદ્.



અનુવાદ.

"વાજ" નામ છે અન્નનું, "સનિ" દાન કરનાર;
"વાજસનિ" નો અર્થ છે, અન્નદાન કરનાર. ૧
અન્ન દાન કરતા અતિ, જ્ઞાત ન જેનું નામ,
કોઈ ઋષિ અવનિ વિષે, વાજસનિ ઉપનામ. ૨
પુત્ર હતા તે મુનિ તણા, યાજ્ઞવલ્ક્ય અભિરામ,
હતું પિતા ઉપનામથી, "વાજસનેય" સુ નામ. ૩
કૃપા થકી શ્રી સૂર્યની, પામ્યા તે જે વેદ,
શુક્લ યજુષ તેને કહે, આમ થયો એ ભેદ. ૪
મંત્ર પદોની યોગ્ય જ્યાં, સંધિ હોય કરેલ,
સંહિતા તે વેદને, છે સર્વત્ર કહેલ. ૫
વાજસનેયી સંહિતા, એ નામે પણ જ્ઞાત,
થયો વેદ પૃથ્વી વિષે, શુક્લ યજુર્વિખ્યાત. ૬
અંતર્ગત આ વેદમાં, છે ચાલીશ અધ્યાય,
જે નિરૂપણ કર્મનું, જ્ઞાન તણું પણ ગાય. ૭
અંતિમ વિણ સૌમા કથ્યું, કર્મકાંડનું જ્ઞાન,
ચિત્ત શુદ્ધિમાં કામનું, મુમુક્ષુને અતિમાન. ૮
છે અંતિમ અધ્યાયમાં, જ્ઞાનકાંડ મહા ભાગ,
ઉપનિષદોમાં તે થકી, ગણાય છે તે ભાગ. ૯
જ્ઞાન ભાગ હોવા થકી, તેનું **વાજસનેય,**
**સંહિતાની ઉપનિષદ્**, એવું છે અભિધેય. ૧૦
**ઈશા** શબ્દથી થાય છે. પ્રથમ મંત્ર આરંભ,
**ઈશોપનિષદ્** પણ તે થકી, કહે પ્રાજ્ઞ વિણ દંભ. ૧૧
બેસી પામે જ્ઞાન જે, સદ્ગુરુ ચરણ સમીપ,
ઉપનિષત્ તેને કહે, બ્રહ્મજ્ઞાન પ્રદીપ. ૧૨
લઈ જઈ બ્રહ્મ સમીપ જે, નિવારે અત્યંત,
અવિદ્યાદિક સંસારને, તે વિદ્યા મતિ મંત. ૧૩

બ્રહ્મ વિદ્યા તે ખરી, ઉપનિષદ્ કહેવાય,
અંતભાગ જે વેદનો, તે પણ તેજ ગણાય. ૧૪
મુખ્યાર્થ પહેલો જાણવો, બીજો છે ગૌણાર્થ,
પ્રસ્તાવના પૂરી કરી, કહું હવે મંત્રાર્થ. ૧૫
ઉપનિષદોના પાઠનો, કરતી વખત આરંભ,
અંત સમય પણ બોલવો, શાંતિ પાઠ વિણ દંભ. ૧૬
મુક્તિકોપનિષદે કહ્યા, શાંતિ પાઠના ભેદ,
વિદ્વાનો તે રીતથી, વદે પાઠ વિણ ખેદ. ૧૭
વાજસનેયી સંહિતા, ઉપનિષદ્ નિજ પાઠ,
વદે આમ મુમુક્ષુને, ટળવા સંસ્કૃતિ ઠાઠ. ૧૮
ઓમ્ આ પૂરણ પૂર્ણ છે, પૂર્ણથી પૂર્ણ વિશિષ્ટ;
લઇ પૂરણના પૂર્ણને, પૂર્ણ રહે અવશિષ્ટ. ૧૯

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ।

તત્પદનો લક્ષ્યાર્થ આ, ચેતન નિરુપાધિક;
અવિદ્યાની ઉપાધિથી, ચેતન સોપાધિક. ૨૦
રહિત ઉપાધિથી બને, આ ત્વં પદ લક્ષ્યાર્થ,
તત્પદ ત્વં પદમાં દિસે, એ રીતે એકાર્થ. ૨૧
રહિત થયેજ ઉપાધિથી, જીવ બને બ્રહ્મ રૂપ,
નિરતિશય વ્યાપક દિસે, એ રીતે બેઉ રૂપ. ૨૨
તે કારણથી બેઉને, કહ્યા પૂર્ણ સાક્ષાત,
અજ્ઞ જન સમજાવવા. “ નિરતિસય તું તાત. ” ૨૩.
પૂરણ કારણ બ્રહ્મ સમ, કાર્ય બ્રહ્મ કહેવાય,
કાર્ય કારણથી વધી, સ્પષ્ટ વિશેષે થાય. ૨૪
કાર્ય બ્રહ્મની પૂર્ણતા, અસ્તિ ભાતિ પ્રિયરૂપ,
તેને લઇ અંતે રહે, સત્ ચિત્ આનંદ રૂપ. ૨૫
સહ કારણ લય કાર્યનો, જ્ઞાન સમયમાં થાય,
પણ ત્રણ ગુણ જે છે કહ્યા, તે કહિયે નવ જાય. ૨૬
સગુણ નિર્ગુણ બ્રહ્મનું, સ્મરે શ્રુતિ ઓમ નામ,
ત્રિવિધ શરીરિક તાપનો, થવા પૂર્ણ ઉપરામ. ૨૭
સ્થૂલ સૂક્ષ્મ કારણ તણા, તાપ ત્રિવિધ કહેવાય,
સમાવવા તે સર્વને, શાંતિ ત્રણ બોલાય. ૨૮

શુકલ યજુર્વેદે કરી, શાખા પંદર સિદ્ધ,
કાણ્વ પ્રથમ તેમાં અને, માધ્યંદિન પ્રસિદ્ધ. ૨૯
ઇશોપનિષદે છે કહ્યા અઢાર મંત્ર બળવાન,
શાખા ફેરે ભેદ છે, અલ્પ માત્ર મતિમાન. ૩૦
આ મંત્રોનો લેશ પણ, ન કર્મથી સંબંધ,
સ્વભાવ કહ્યો ત્યાં આત્મનો, કર્મ વિષે જે અંધ. ૩૧
સ્વભાવ વર્ણન જે થશે, કર્મથી તેજ વિરુદ્ધ;
સ્પષ્ટ દિસે તે કારણે, આત્મજ્ઞાન અહિં શુદ્ધ ૩૨
પુરોડાશ સમ આત્મનો, જન્ય નથીજ સ્વભાવ,
પામી શકાય ન મંત્ર સમ, વિકારનો નહિ ભાવ. ૩૩
ડાંગર સમ સંસ્કારને, નથી યોગ્ય તે લેશ,
ભોક્તા નહિ, કર્તા નહિ, નહિ કર્મનો ક્લેશ. ૩૪
લોક પ્રસિદ્ધ જે આત્મનો, કર્તા ભોક્તા ભાવ,
અવિદ્યા રૂપ ઉપાધિથી, કલ્પિત તેજ સ્વભાવ. ૩૫

૧ જે કાંઇ આ જગમાં દિસે, સ્થાવર જંગમ વસ્ત,
આચ્છાદન કરવી ઘટે, ઇશ વડેજ સમસ્ત. ૧
રક્ષણ કરતું ત્યાગથી, કરન પરધન આશ,
જડચેતન આધીન છે, કરતું ઇચ્છા નાશ. ૨
સ્વીકારો સંન્યાસને, કરી બાહ્યનો ત્યાગ,
સાધન એ નિવૃત્તિનું, જ્ઞાનિને મહા ભાગ. ૩
૨ બાહ્ય વિષયના રાગથી, ગ્રહે ન બુદ્ધિ જો જ્ઞાન,
યાવજ્જીવ કરવાં અહિં, કર્મો શુભ મતિમાન. ૪
ગતિ ઇતર તારી નથી, જેથી થાય બચાવ,
અશુભ કર્મથી ઊગરી, મળે મોક્ષનો લ્હાવ. ૫
વિરાગ આદિ સૌ સાધનો, પામી શકાશે એમ,
સદ્ગુરના ઉપદેશથી, થશે જ્ઞાન પણ તેમ. ૬
કર્મો જે જ્ઞાની તણાં, તે છે કર્માભાસ,
ગળી ગયે કર્તા પણું, રહેન કર્મનો વાસ. ૭
૩ અસુર નામના લોક તે, અન્ય તમસથી વ્યાપ્ત,
આત્મહનન કરનારને, અવશ્ય થાય છે પ્રાપ્ત. ૮
નિત્ય સર્વગત તત્ત્વનું, હનન ન કો'થી થાય,
તિરસ્કાર આત્મા તણો, હનનજ તેજ ગણાય. ૯

કુકર્મ તણા આરોપથી, શુદ્ધ પુરુષનો ઘાત,
શસ્ત્ર વિના પણ થાય છે, તત્સમ છે આ વાત. ૧૦
કર્તા ભોક્તા જે નહિ, અશુદ્ધ નહિ જે લેશ,
તેનામાં આરોપવો, ઉલટપણાનો વેષ, ૧૧
અહિં હનન તે જાણવું, કથન માત્ર છે ભ્રાત,
પ્રાયશ્ચિત્ત હણવા તણું, નથી શાસ્ત્રમાં જ્ઞાત. ૧૨
ફલ તેથી આઘાતનું. જન્માદિક સંસાર,
એજ અર્થ ઘટતો ખરો, ઘટે ન બીજો સાર. ૧૩
ભોગ્ય વસ્તુથી પ્રાણુની, રક્ષા બહુ કરનાર,
ઈંદ્રિય ગણુના દેશમાં, વા પ્રીતિ ધરનાર. ૧૪
વિષયાસંગી સર્વ તે, અસુર ખરે કહેવાય,
દેવાદિક અજ્ઞાની પણ, તેજ નામમાં જાય. ૧૫
વિવેકને પામ્યા વિના, જન્મ મરણ નવ જાય,
કૃતી પ્રમાણે પ્રાકૃતી, અજ્ઞાને અથડાય. ૧૬
દેવોથી સ્થાવર સુધી, અજ્ઞાને આવૃત્ત,
વિધવિધ રૂપ શરીરને, પામે થઇ અહિં મૃત. ૧૭
૪ નિર્વિકાર આ તત્ત્વમાં, સ્થૂલપણું નથી લેશ,
વૃદ્ધ પુખ્તને બાળકો, દેહ તણા એ વેષ. ૧૮
જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ પણ, ચિત્ત દશાના વેષ.
આત્માને વળગે નહિ, નહિ ચલન અહિં લેશ. ૧૯
વિજ્ઞાન ઘન રૂપે સદા, સર્વ ભૂતમાં સત્ત્વ,
દિસે એક આ તત્ત્વનું, તત્સમ અધિક ન તત્ત્વ. ૨૦
અદ્વિતીય તેથી અહિં, શ્રુતિઓમાં કહેવાય,
જાય મન આ જ્યાં હિતે, પૂર્વે ગયેલ જણાય ૨૧
સંકલ્પે ક્ષણ માત્રમાં, મન બહુ દૂર જનાર,
તેથી પણ અદકો અહિં, સુવેગ મન હરનાર. ૨૨
વ્યાપક તેથી અધિક એ, મનથી પણ સમજાય,
ઈંદ્રિયગણુથી કો' રીતે, તેને નવ પહોચાય. ૨૩
વિષય પ્રકાશક ઈંદ્રિયો, બહિર્મુખી કહેવાય,
અંતર્મુખ આ તત્ત્વને, એથી નવ જોવાય. ૨૪
મન વાગાદિક ઈંદ્રિયો, શીઘ્ર ગામી કહેવાય,
તેને પણ ઉલંઘતું, પ્રતીત તત્ત્વ આ થાય. ૨૫

તો પણ ગંધ ક્રિયા તણો, નથી આત્મમાં લેશ,
શ્રુતિઓ સઊ તેને કહે, અવિક્રિયોજ હમેશ. ૨૬
ચૈતપણું આ આત્મમાં, સ્વભાવથી રહેનાર,
તેના અહિં સદ્‌ભાવથી, વાયુકર્મ ધરનાર. ૨૭
ધારે તે આ વિશ્વને, ચેષ્ટા રૂપ વળી કર્મ,
પ્રાણિ તણાં તેમજ વળી, ઇતર કર્મના મર્મ. ૨૮
અગ્નિ ને આદિત્યનાં, વર્ષોનાં પણ સર્વ,
દાહ તેજ વૃષ્ટિ રૂપી, ઇતર કર્મ નિખર્વ. ૨૯
૫ અક્રિય હોઇ ક્રિયા કરે, સમીપ છતાં દૂર જેહ,
તે છે અંતર સર્વની, સર્વ બહાર પણ તેહ. ૩૦
ક્રિયાગંધ નથી આત્મમાં, ઉપાધિથીજ જણાય,
અજ્ઞાની તે પામે નહિ, વર્ષ કોટિ નહી જાય. ૩૧
દૂર તેથી તે તેમને, જ્ઞાનિને બહુ પાસ,
સ્વ સ્વરૂપ હોવા થકી, દૂર સમીપ છે ભાસ. ૩૨
છે આ જગનિજ અંતરે, પણ જગબહાર ધરાય,
વ્યાપક સૂક્ષ્મ વિશેષથી, ન નામ રૂપ જણાય. ૩૩
૬ જુએ સર્વને આત્મમાં, સર્વ ભૂતો નિજરૂપ,
કો'ને પણ નિન્દે નહિ, જ્ઞાની ભૂપનો ભૂપ. ૩૪
૭ સોક મોહ સ્વપ્ને નહિ. જુએ જે એકત્વ,
આત્મ જાણુને રહે નહિ, સંસારી ભેદત્વ. ૩૫
૮ આકાશ સમ વ્યાપક અતિ, સ્વયં પ્રકાશ વિશુદ્ધ.
સ્થૂલ લિંગ જેને નહિ, અઘે અવિદ્ધ સુશુદ્ધ, ૩૬
નિયામક મન આદિના, સર્વ ઉપર રહેનાર,
સ્વયંભૂજ ઉપાધિથી, નામ ઇશ ધરનાર. ૩૭
નિત્યમુક્ત સર્વજ્ઞ તે, સૃષ્ટિની શરુઆત,
કરતા પહેલાં શીખવે, બ્રહ્માને સાક્ષાત. ૩૮
કર્મફલને સાધનો, ઘટના કરીને ભાગ,
મમુક્ષુને જેથી મળે, મોક્ષલાભ મહા ભાગ. ૩૯
૯ માત્ર કર્મ કરવા તણો, આગ્રહ સેવે જેહ,
ઉપાસક અવિદ્યાજનો, નિશ્ચય જાણો તેહ. ૪૦
ઉપાસ્ય દેવમાં વૃત્તિને, સ્થિર કરવા રુપયત્ન,
ઉપાસના વિદ્યા તણી, કરે ન તે નરરત્ન. ૪૧

ભટકે તેવા વિશ્વમાં અજ્ઞાને ભયકાર,
જન્મ મરણુ સંસારને, પામે વારંવાર. ૪૨
સ્થિરતાને પામે નહિ, ઉપાસના વિણુ ચિત્ત,
અસ્થિર ચિત્તે કર્મમાં, આવે નહિ કંઇ વિત્ત. ૪૩
વિત્ત વિનાના કર્મથી, ચિત્ત શુદ્ધિ નવ થાય,
ચિત્ત શુદ્ધિ વિણુ જ્ઞાનને, કયમ કરીને પહોંચાય. ૪૪
ઉલટી રીત એથી ધરી, ભજે કર્મ સુપાત્ર,
આ સક્તિ અવલંબીને, ઉપાસનામાં માત્ર. ૪૫
અધિક નીચ પામે ગતિ, કર્મિથી જન તેહ,
અધિક અજ્ઞના દેશમાં, નક્કી સમજો એહ. ૪૬
ચિત્ત શુદ્ધિ વિણુ કર્મનો ત્યાગ ઉપજાવે પાપ,
અધિકાર વિણુ દંભથી, ઉપાસના મહા પાપ. ૪૭
ચિત્ત સ્થિર થાયે નહિ, વૃથા કાળનો ક્ષેપ,
દંભીના ચિત્તે વધે, પાપ તણો બહુ ચેપ. ૪૮
અધિક ભ્રમણુ તેથી અરે, કર્મઠથી પણુ જાણુ,
દંભી ઉપાસકનું અહિં, શ્રુતિ વદે નિર્વાણુ. ૪૯
૧૦ "પિતૃ લોક કર્મે કરી," "વિદ્યાથી દ્યુ લોક,"
પમાય છે એ બોધના, ભિન્ન ભિન્ન છે શ્લોક ૫૦
તે આધારે કહી ગયા, પૂર્વાચાર્યો ન્યાય,
ઉપાસનાને કર્મનાં, ભિન્ન ભિન્ન ફલ થાય. ૫૧
વચન બુદ્ધિમાનોતણું, અમે સાંભળ્યું એહ,
સ્વરૂપ ફળ વિસ્તારથી, કહેતા તે પછી તેહ. ૫૨
૧૧ ઉપાસનાને કર્મએ, સાથ ઉપાસે જેહ,
તરી મૃત્યુને કર્મથી, અમૃત પામે તેહ. ૫૩
મૃત્યુ જાણો તેજ જે, સંસ્કારો અધરૂપ.
અમૃત જાણો પામવું. ઉપાસ્થ દેવ સ્વરૂપ. ૫૪
ઉપાસના દહરાદિથી, બ્રહ્મ લોક પહોંચાય,
વિદેહ મુક્ત બ્રહ્મા થયે, મુક્ત ઉપાસક થાય. ૫૫
હિરણ્ય ગર્ભ સ્વરૂપને, પામેલા જન જેહ,
જ્ઞાન તણી પ્રાપ્તિ થકી, પામે મોક્ષજ તેહ. ૫૬
બ્રહ્મામાં ભળવા થકી, જ્ઞાન અવશ્યજ થાય,
વિદેહમુક્ત બ્રહ્મા થયે, વિદેહી નર પણુ થાય. ૫૭

વિદેહ મુક્તિ જાણવી, અમૃત મુખ્ય સદાય,
બ્રહ્મ લોકની પ્રાપ્તિએ, અમૃત ગૌણુ ગણાય. ૫૮
કથન અમૃત ગૌણનું, એથી અહિં સમજાય,
જ્ઞાન વિણુ પ્રાપ્તિ કદિ, મુખ્ય તણી નવ થાય. ૫૯
૧૨ જન્મ નામ છે સંભૂતિ, જેનો જન્મજ થાય,
કાર્ય બ્રહ્મ તે જાણવું, હિરણ્યગર્ભ કહેવાય. ૬૦
ભિન્ન તેથી છે પ્રકૃતિ, કારણુ રૂપ તમામ,
અવ્યાકૃત તેને કહે, અસંભૂતિ પણુ નામ, ૬૧
કામ કર્મનાં બીજ સૌ, શુપ્ત પણે છે ત્યાંય,
નામ અવિદ્યા પણુ કહે, ફસે મુમુક્ષુ જ્યાંય, ૬૨
અસંભૂતિ અજ્ઞાનમાં, રમણુ કરે જન તેહ,
કરે ઉપાસન આદરે, અસંભૂતિનું જેહ. ૬૩
પ્રવેશ કરે અદકો અરે, અન્ધ તમ સમા તેહ,
આસક્તિ સંભૂતિ વિષે, ધરે છ મનમાં જેહ, ૬૪
પ્રકૃતિ આત્મા માનીને, ઉપાસશે જન જેહ,
પ્રકૃતિ લયને પામશે, પણુ નવ મોક્ષજ તેહ. ૬૫
પંચેંદ્રિયને કર્મની, જ્ઞાન તણી પણુ પંચ,
પંચ પ્રાણુમન બુદ્ધિએ, સૂક્ષ્મ શરીરનો સંચ. ૬૬
ઉપાધિ વ્યાકૃત બ્રહ્મની, સૂક્ષ્મ શરીર કહેવાય;
આત્મા માની અંગની, ઉપાસના જે થાય, ૬૭
દેહરહિત થઈ અંગના, તત્ત્વે તેથી ભળાય,
અણિમાદિક વા સિદ્ધિને, પણુ નવ મોક્ષ પમાય. ૬૮
અણિમાદિક ઐશ્વર્યને, ઉપાધિલયને તેમ.
પમિલા કરતાં વધે, પ્રકૃતિલયનું ક્ષેમ. ૬૯
જન્મ મરણુ ઓછાં અને, ચિરતર દુઃખ અભાવ;
પ્રવિષ્ટ અધિક તેથી કહ્યા, કાર્યલીન તમવાવ, ૭૦
૧૩ ભિન્ન ફળ સંભવતણું, પ્રકૃતિ ફળ પણુ ભિન્ન,
તત્ત્વજ્ઞો છે કહી ગયા, વચન એમ અછિન્ન. ૭૧
નિપુણુ બુદ્ધિમાનો તણું, અમે સાંભળ્યું જેહ,
સ્પષ્ટ કરી વિસ્તારથી, કહેતા તે પછી તેહ. ૭૨

૧૪ અવિનાશ સંભવ બેઉને, સાથ ઉપાસે જેહ,
વિનાશથી તરી મૃત્યુને, અમૃત પામે તેહ. ૭૩
અભાવ જે ઐશ્વર્યનો, અધર્મ આદિક દોષ,
ઉલ્લંઘી તે મૃત્યુને, પામે અમૃત કોષ. ૭૪
ગૌણામૃત તે જાણવું, કર્મ ઉપાસન અંત,
અટકે ગતિ સંસારની, પ્રકૃતિ લય પર્યંત. ૭૫
પરમતત્ત્વને જે જુએ, કરી ઇષણા સૌ ત્યાગ,
સર્વાત્મત્વજ પામશે, સંસૃતિપાર સુભાગ. ૭૬
૧૫ કોઇ મુનિની યાચના, અંત સમયની જેહ,
કયા માર્ગથી પામશે અમૃત દાખે તેહ. ૭૭
" ઢાંકયું હિરણ્મય પાત્રથી, સત્ય લોકનું દ્વાર,
ઉઘાડો સૂરજ તમે, મુજ માટે આ વાર. ૭૮
યથાર્થ ધર્મને સત્યથી, હું છું આચરનાર.
જ્ઞાનદષ્ટિને કારણે, ઉભો હું અહિં બહાર. ૭૯
પ્રકાશમય બહુ તીક્ષ્ણને, આચ્છાદન કરનાર,
પ્રતિબંધક આ વસ્તુને, તમસમ કો' હરનાર. ૮૦
૧૬ જગત્પોષકા હે નિયંતા અમારા,
વિરાટ્ પ્રજા નાથના પુત્ર પ્યારા,
સદા એકલા સંચરી પંથ કાપો,
પસારી સુરશ્મિ તમે શાંતિ આપો. ૮૧
નિવારો વળી તેજ જે તાપ આપે,
કૃપા આપની કષ્ટ સૌનું જ કાપે,
દિસે મંડળે આપનું જે રૂપાળું,
અભેદેજ તે હું સ્વરૂપે કૃપાળુ. ૮૨
સદા કાયદો ઇશ વિશ્વે ચલાવે,
" ઉપાસ્ય સ્થિતિમાં, ભળો સર્વ ભાવે, "
ન યાચ્યું જરીયે કદિ દીન ભાવે,
વિના યોગ્યતા દૈન્ય ના કામ આવે. ૮૩
૧૭ કાર્યબ્રહ્મ ઉપાસકે, કરવી કેવી રીત,
અંતકાળની ભાવના, તેનુ આ છે ગીત. ૮૪

પ્રાણુવાયુ નિકળી અરે, અમૃતમય પ્રતિજાવ,
લઇ ભાવ અધ્યાત્મનો, અધિ દૈવતમાં ધાવ. ૮૫

ઉપાસનાને કર્મના, સંસ્કારોથી યુક્ત,
લિંગશરીર જૂદું પડી, સ્થૂલથી ધાવ વિમુક્ત. ૮૬

પછી હોમેલું અગ્નિમાં. બનો ભસ્મ આ સ્થૂલ,
રચેલ જે હિત કારણે, જેનું મોઘું મૂલ. ૮૭

બ્રહ્મરૂપ અગ્નિ તમે, સ્મરણ કરો આધાર;
સ્મરણ કરવા યોગ્યનો, સમય થયો નિર્ધાર. ૮૮

બાલ્યપણુથી માંડીને, મરણ સમય પર્યંત,
અનુષ્ઠાન મેં કર્મનું, કર્યું હોય મતિમંત. ૮૯

કર્મા કર્મ તણો કરો, નિર્ણય હે બળવાન,
યોગ્ય મુજ સમ લોકને, દેવાને મતિમાન, ૯૦

૧૮ ત્રાસ્યો હવે કરી કરી બહુ આવજાવ,
ઉઠયો પુરો મનથી દક્ષિણનો અભાવ.
શાસ્ત્રોકત પુણ્ય ફળ સંસ્કૃતિ હોય તોયે
સેવા શરીરથી કરી શકીયે ન કોયે. ૯૧

જાણો તમે મુજ ઉપાસન કર્મ ને વા,
લે જો મને શુભ પથે ફળ ભોગ દેવા,
કાપો વળી કુટિલ પાપ વિશુદ્ધિ પામું,
દેવા ઘણી નમન ઉક્તિ કરી વિરામું. ૯૨

ઓમ્ આપૂરણ પૂર્ણઆ, પૂર્ણથી પૂર્ણ વિશિષ્ટ.
લઇ પૂરણના પૂર્ણને, પૂર્ણ રહે અવશિષ્ટ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

જેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ.



# પાટલીપુત્ર.

ગંગા નદીને કાંઠે હિમાલયની નજીક કનખલ નામનો પવિત્ર પ્રદેશ છે. ત્યાં આગળના વખતમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને ત્રણ છોકરા હતા. કાળબળે કરીને બ્રાહ્મણ મરી ગયો તેના ત્રણે છોકરા રાજગૃહનામના નગરમાં વિદ્યાભ્યાસ કરવા ગયા. ત્યાંથી ભણી ગણીને તેઓ ચિંચિની નામના એક નગરમાં ગયા ત્યાં એક કુળવાન બ્રાહ્મણને ત્રણ કન્યાઓ હતી. એ ત્રણે કન્યાઓના લગ્ન આ ત્રણ બ્રાહ્મણ કુમારો સાથે કરવામાં આવ્યાં.

એક વેળા તે પ્રદેશમાં અગાઉ કદિ ન દીઠેલો એવો મહાં ભયંકર દુકાળ પડયો. લોકોને અનાજને અને દાતને વેર થઇ પડયાં પેલા બ્રાહ્મણ કુમારોની દુર્દશાનો પણ પાર રહ્યો નહિં,

તેઓ ભણેલા ખરા પણ ગણેલા નહોતા. અચાનક આવી પડેલી આફતથી તેમના ગભરાટનો પાર ન રહ્યો. પોતાની પરણેલી સ્ત્રીઓને તજી એ કાયર બ્રાહ્મણ કુમારો પરદેશ નાશી ગયા ?

તે બ્રાહ્મણ કન્યાઓનો બાપ પણ મરણ પામ્યો હતો એટલે તેમને હવે શું કરવું એ સવાલ થઇ પડયો. આખરે તેમના બાપના એક મિત્ર યજ્ઞદત્તને ત્યાં તેઓ ગયા ને ત્યાં તેણે એ ત્રણને આશ્રય આપ્યો. યજ્ઞદત્તના ઘરમાં વચલા બ્રાહ્મણ કુમારની પત્નીને પુરા દહાડા થયેલા એટલે એક પુત્ર અવતર્યો.

ત્રણે બ્હેનોને એ નાનકડો બાળક આંખની કીકીથી પણ વધુ વ્હાલો થઇ પડયો. અપાર હેતથી ત્રણે તેનું જતન કરવા લાગી.

એક વેળા આકાશમાં શિવ પાર્વતી વિમાનમાં બેસીને ફરતાં હતાં. પાર્વતીજીએ પેલા રૂપાળા બાળકને જોયો. તેઓ તેના પર પ્રસન્ન થયાં મહાદેવજીને તેમણે કહ્યું કે આ બાળક મને બહુ ગમે છે. તમે એનું કલ્યાણ કરો.

મહાદેવજી કહે, એ બાળક આગલા જન્મમાં મારો બહુ મોટો ભક્ત હતો. એજ મુજબ આગલા જન્મમાં તેની સ્ત્રી હતી તે પણ મારી ભક્ત હતી. એ સ્ત્રીએ મહેન્દ્રવર્મા નામના એક રાજાની કુંવરી તરિકે હાલ અવતાર ધારણ કર્યો છે. તેનું નામ પાટલી છે.

મારો ભક્ત અહીં અવતર્યો છે. તેનું નામ પુત્રક પડશે. હું તેને વરદાન આપું છું કે આજથી તે જ્યારે સુઇને ઉઠશે ત્યારે તેની પથારીના ઉશીકાતળેથી દરરોજ હજાર સોનૈયાની ભરેલી એક થેલી નીકળશે.

સિવ પાર્વતીજીતો એમ વાતચીત કરી ત્યાંથી જતાં રહ્યાં ત્રણે બ્હેનોને તે રાતના ઉપરની વાતચીતનું સ્વપ્નું આવ્યું. સવારે પારખું કરવા તેમણે બાળકની પથારી તળે જોયું તો ખડીંગ! કરતી સોનૈયાની થેલી નીકળી તેમના આનંદનો પાર ન રહ્યો. એ બાળકનું નામ તેમણે પુત્રક પાડયું.

દહાડે દહાડે પુત્રકની દોલત તો વધતી જ ગઇ, તે જ્યારે મોટો થયો ત્યારે પોતાના ધનના ભંડારવતી તેણે એક રાજ્ય ખરીદ્યું ને ત્યાં રાજા બની પોતાની માતાઓ સાથે આનંદથી રહેવા લાગ્યો.

પણ તેના બાપ ને કાકા કયાં હશે? તેને બહુ મુંઝવણ થતી. એ મુંઝવણ ટાળવા તેણે એક યુક્તિ રચી. સવારના પહોરમાં વિદ્વાન બ્રાહ્મણોને તેણે છુટે હાથે દાન આપવા માંડયું. દેશ દેશમાં તેની કીર્તિના ડંકા વાગ્યા ને ગામે ગામથી વિદ્વાન બ્રાહ્મણો ત્યાં આવવા લાગ્યા. એક વખત એજ રીતે તેના પોતાના બાપ ને કાકા પણ આવી ચઢયા. અરસપરસ ઓળખાણ થયું ને જુવાન રાજા હરખાતો હરખાતો તેમને પોતાના મહેલમાં લઇ ગયો. બધાં ખુશીથી રહેવા લાગ્યાં.

પણ જેટલો એ જુવાન રાજા ભોળો ને ભલો હતો એટલા જ તેના બાપ ને કાકા કપટી હતા. તેમણે રાજાને મારી નાખી તેનું રાજ પચાવી પડવાનો વિચાર કર્યો. પણ તેમનું કાવતરૂં પકડાઇ ગયું રાજા બચી ગયો. અને પ્રધાનોએ રાજાના બાપ અને કાકાને મારી નાખ્યા.

રાજાનો જીવ ઉદાસ થઇ ગયો. તેને ત્યાં રહેવું ન ગમ્યું એક વખત તે વિંધ્યાચળ પર્વતની ખીણોમાં શિકાર કરવા ગયો હતો ત્યાં તેણે બે રાક્ષસોને લડતા જોયા. તેમને કારણ પૂછતાં જણાયું કે તેમના બાપ તરફથી ત્રણ અદ્ભુત ચીજો તેમને વારસામાં મળી હતી. એક અક્ષયપાત્ર હતું. તેમાંથી જ્યારે જેટલું માગો તેટલું તૈયાર જમવાનું નીકળે. કદી ખૂટેજ નહિં! બીજી પવન

પાવડીની જોડી હતી, એ પવન પાવડી પગમાં પહેરી કે જ્યાં જવું હોય ત્યાં આંખના પલકારામાં ઉડીને જવાય કોઈ રોકીજ ન શકે. ત્રીજી એક ચમત્કારી લાકડી હતી. એ લાકડીમાં એવો ગુણ હતો કે તેના વડે જમીન ઉપર કલ્પના કરીને નક્ષો ચીતરો કે પછી જોઈએ તેવો મહેલ આંખના પલકારામાં ચણાઈ જાય. કડીયા કે સુથાર, લુહાર કે મજુર કોઇની જરૂરે નહિં ને કશી કડા કુટે નહિ.

રાજા કહે, તેમાં લડો છો શું કરવા તમે એ અહીંથી દસ ગાવુ દોડવાની સરત કરો. દસ ગાઉ જવું ને ત્યાંથી અહીં પાછા મારી પાસે આવવું. જે પહેલો આવશે તેને ત્રણે ચીજો મળશે. હું તમારો સાક્ષી અહીં ત્રણે ચીજો મૂકો ને દોડવા માંડો !

બન્ને જણા અક્કલના બારદાન હતા, તેઓ દોડયા ! રાજાએ પગમાં પવન પાવડીઓ પહેરી લીધી, અને હાથમાં અક્ષયપાત્ર અને મંત્રેલી લાકડી લીધાં. ત્યાંથી રાજા ઉડયો તે જાય એક અજાણ્યા નગરમાં ! રાક્ષસો પાછા આવીને જુએ તો કોઇ ન મળે ! તેઓ સમજી ગયા કે એ લુચ્ચા માણસે આપણને બનાવ્યા ! પણ હવે શું કરે ?

આ બાજુ રાજા તે નગરની એક માલણને ત્યાં થોડા દહાડા રહ્યો. માલણ કહે, ભાઇ ! તારે શોભે એવી એક રૂપવતી કન્યા અમારા રાજાજીને છે. તે કુંવરીનું નામ છે પાટલી, રાજાને તે કુંવરી મેળવવાની રઢ લાગી. માલણની ગોઠવણથી તે રાતના કુંવ-રીને મહેલે ગયો. પાટલી પણ પુત્રકને જોઇ રાજી થઇ ગઇ, અરસ-પરસ એક બીજાને પરણવાના કોલ અપાયા.

પણ એટલામાં વાત પકડાઇ ગઈ, રાજા પુત્રકને કેદ પકડી તે નગરના રાજા મહેન્દ્રવર્મા ( રાજકુંવરીના બાપ ) પાસે ખડો કરવામાં આવ્યો. તે રાજાએ પુત્રકને સખત કેદની સજા કરી. પુત્રકે પગમાં પોતાની પવન પાવડીઓ પહેરી અને ઉડયો રાજકુંવરીના મહેલમાં જઈ તેને પોતાની બાથમાં લીધી અને આંખના પલકારામાં નગરમાંથી પસાર થઇ જઇ ઘણે દૂર નીકળી ગયો.

તેઓ ફરતાં ફરતાં ગંગાજીના કાંઠે આવ્યાં ત્યાંની રમણીય શોભા જોઇ રાજકુંવરી પાટલીનું મન બહુ આનંદ પામ્યું, પોતાની વ્હાલી રાણીને એ જગા ગમતી હતી તે જોઇ રાજા પુત્રકે ત્યા

પોતાની ચમત્કારી લાકડીવતી એક વિશાળ ને રમણીય નગરની રચના કરી. પોતાના ઓશીકાતળેથી નીકળતી સોના મ્હોરોવતી ત્યાં તેણે માણસોનું શહેર વસાવ્યું. દેશ દેશમાં એ રમણીય નગરની કીર્તિ ફેલાઇ ગઇ. પોતાની રાણીનું અને પોતાનું નામ અમર કરવા રાજાએ એ નગરનું નામ પાટલીક+પુત્ર (ક)=પાટલીપુત્ર પાડયું પ્રાચીન કાળમાં પાટલીપુત્ર બહુ જ પ્રખ્યાતિને પામેલું હતું તે વેળાએ પાટલીપુત્ર એ મગધ દેશનું પાટનગર હતું. હાલનું પટણા એજ તે કાળનું પાટલીપુત્ર એમ ઇતિહાસ લખનારાઓ કહે છે. આજે તેનાં પ્રાચીન ગૌરવ રહ્યાં નથી એ કાળનો પ્રતાપ છે.

રમણલાલ નાનાલાલ શાહ.
તંત્રીઃ—બાલજીવન.

---

# " મને તેં કેમ ના દીધું. "

---

( ગજલ. )

અટારીએ ચઢીને કે, કદી હું બારીએ જઇને,
નિહાળું હું સમાણીને, જતી લઈ બાળ હરખીને... ૧
નિસાસો નાંખતી પાછી વળી હું તો તને પૂછું,
સુખી હું ને થવા કાજે, મને તેં કેમ ના દીધું... ૨
હવેલી છે મળી ખાસી, સુવાને કોચ ખુરસી છે,
પીવાને પાણીની ઝારી, લઇ દાસી ઉભી રહી છે... ૩
પુરી લાડુ અને પેંડા, મળે મેવા મીઠા ખાવા,
રૂડા સાળુ અને સાડી, મળે છે પે'રીને જાવા... ૪
છતું છે સુખ સઘળું હા ! મજા હું માનું જો જાતે,
પરન્તુ કયાં મજાઓ તે, લખી છે શું લલાટે તે... ૫
લખેલી ભોગવી લીધી, લખાતી ના બીજી દેખું,
નવી શું એ લખાશે કે, મને તેં કેમ ના દીધું... ૬
ગમે ના દેવ દર્શન કે ગમે ના બેસવા જાવું;
ગમે ના વાંચવાનું એ, ગમે ના ગુંથવું ગાવું... ૭
ગમે ના ના રમત રમવી, ગમે ના બોલવું મીઠું,
મને તો પ્રશ્ન ઉઠે એ, મને તેં કેમ ના દીધું... ૮

ચુનીલાલ શીવનાથ શાસ્ત્રી.

# " સુંદિર વેણુ વાગી "

ગિરિવર અને સરિતા તટો તરૂ, કુંજ ભેદી આવતી,
લહરો અનિલની અભ્ર સમ બંસિ સ્વરો વર્ષાવતી.
એ બંસીનો વાનાર ક્યાં ? એ ગોપનો સરદાર ક્યાં ?
દેખાય ના પણ નાદ મંજુ, બંસરીમાં ગાય ત્યાં... ૧

શા હૃદય–સ્પર્શી નાદ ? તેના તાનમાં મનડું રમે:
વાચા વિનાનાં પ્રાણીઓ પણ થંભીને ઉભાં રહે.
ભેદ્યાં સમાધિ–કુંજ તેણે યોગીનાં હૃદયો હર્યાં;
નિસર્ગના બાળક સમા રસ–નિંદમાં ફુલડાં પડયાં... ૨

રજની તણી ખુબ શાન્તિમાં છેડયાં જીવનનાં ગીતડાં;
પળ એકમાં યમુના તણા ચંચળ તરંગ શમી ગયા.
ને શ્રવણ–લુબ્ધક ગીતથી શશિ–તારકો ભુલા પડયા;
આકાશના સૌ તેજ-ગોળા શાન્ત–રવ રેલી રહ્યા... ૩

યમુના તણાં જળ પર થઈ પ્રસર્યા સ્વરો દુર પ્રાન્તમાં.
રસ–રવ–સુધા ઝીલતાં વને હરિણો સુણે પડી ભ્રાન્તમાં;
એ નાદની ધુનમાં મળ્યું રસ–યોગીઓનું તાન હા.
દેખાય ના, નેત્રો વડે પુછે કહો ગાનાર ક્યાં ?... ૪

ગાનાર નજરે ના પડે વીચિ નાદનાં વધતાં ગયાં;
શ્રોતા તણા પ્રશ્નો શમ્યા મન તાનમાં ડુબ્યે ગયાં.
એ વાતમાં કંપો વડે વાતાવરણ ભરતી જતી;
સંગિતની પંક્તિ બધી ગુઢ જીવન–મંત્ર ઉકેલતી... ૫

એ બંસીના અવકાશમાં ગાનાર શ્વાસ પુરી રહ્યો,
સૌ ભાનમાં આવ્યું, અને એ દિવ્ય–નાદ સ્તવી રહ્યો.
પણ હૃદયના પડદા પરે તે અન્ત–લય અથડાય છે;
અંતર તણા ઉંડાણુમાં સ્વર તે હજી ગુંજાય છે... ૬

" પરિન્દા "

# ફુલ નહી તો ફુલની પાંખડી.

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥**

જનસેવા એ પણ પ્રભુસેવાનો વિભાગ છે. જનસેવા કરી જાણે તેજ પ્રભુસેવા કરી જાણે. એમાં સૌ પોત પોતાની શક્તિ પ્રમાણે ફાળો આપી શકે. આ સંસારમાં આપણે જન્મ ધર્યો તો આપણો ફેરો અફળ ન થાય તેમ વર્તવું એ આપણા જન્મ સાથે જડાયલો ધર્મ છે. પૂર્વકાળમાં જે મહાન પુરૂષો અને સન્નારીઓ થઇ ગયાં તેના આપણે કેટલા બધા ઋણી છીએ. તેમણે આપણામાં જે આશાનાં અમૃત રેડયાં, આનંદનાં આપણા અંતરમાં કીરણ ઢાળ્યાં, આપણા સુખના માર્ગો સરળ કર્યા અને આપણામાં નવચેતન રેડયું તે શી આશાઓએ કર્યું હશે તેનો આપણે પળભર વિચાર કરીશું?

પ્રત્યેક મનુષ્યનું કલ્યાણ કરવા ઇશ્વર પોતે શું ઘેર ઘેર લખ રૂપે પરિભ્રમણ કરે છે? ના, મનુષ્ય દ્વારાજ એ મનુષ્યનું કલ્યાણ કરાવે છે, મનુષ્ય દ્વારાજ એ મનુષ્યને યથોચિત માર્ગે વહન કરાવે છે. આપણા અંતરમાં રહેલા પરમાત્મા પ્રતિ આપણે દૃષ્ટિ કરીએ, નયનોને અંતરમાં વાળીએ, ઘટ ઘટ વ્યાપીને પૂછીએ તો એ આપણા શ્રવણપુટમાં સત્યનો સ્રોત વહાવશે, સ્નેહનું સ્ફુરણ કરાવશે અને એવું એવું સુચવશે કે જેથી એક નહી પણ અનેકનું કલ્યાણ કરવાની આપણામાં શક્તિ આવશે. વધારે નહી તો યત્કિંચિત પણ એક અથવા બીજી રીતે પરસ્પર સહાય કરવાની શક્તિ પરમકૃપાળુ પરમાત્માએ પોતે ઉત્પન્ન કરેલ પ્રાણી માત્રમાં અને સ્થાવર જંગમમાં મુકી દીધેલી છે. પ્રભુએ આકાશના તારાઓમાં તેજ ભરેલું છે. રાતની મુસાફરી કરનાર પાંથને એ તેજ યોગ્ય માર્ગ દર્શાવે છે. શય્યાવશ રોગી મનુષ્ય શય્યામાં પડયો પડયો પોતાની બારીમાંથી એ તારાના પ્રકાશ સામું જોઇ રહે છે. નિદ્રા એની વૈરીણી બનેલી હોય છે તે સમયે એ તેજ એને આશ્વાસન આપે છે. પ્રભુ સૃષ્ટિના એક કોમળ અને સુંદર પુષ્પ સામું દૃષ્ટિ કરીએ તો એ પુષ્પ પણ કંટાળેલા મગજને પુષ્ટિ આપે છે. એ પુષ્પ મનોરમ સૌરભથી દૃષ્ટિ અને નાકને પ્રિય થઇ પડે છે. તેજ પ્રમાણે મનુષ્ય પાસે

કાંઈ નહીતો એ મીઠાં વેણુ તો હોયજ. એ મીઠાં વેણુ નિરાશ હૃદયને આશાવંત બનાવે છે. વાટીકામાંનું એક પણ પુષ્પ અણુ વિકસ્યું રહે તેટલી વાટીકાની સુંદરતામાં ખામીજ. આકાશમાં પ્રકાશતા અગણીત તારામાંથી એક તારો પણ જો પોતાનો પ્રકાશ ન આપે તો તેટલા પ્રમાણુમાં રાત્રીની સુંદરતા ઘટવાની તેમ મનુષ્ય જે કાંઈ સદ્‌ગુણુ ધરાવતો હોય તે અન્યને ચરણે ધરાવવામાં પાછી પાની કરે તો તેટલે અંશે એ જગતને પાછું પાડે છે, તેટલે અંશે દરિદ્ર બનાવે છે. આપણા હૃદય પટારામાં સદ્‌ગુણુને આપણે નિરંતરને માટે ન પુરી રાખીએ. આપણે જે કાંઇ અલ્પ જાણુતા હોઇએ તેનો લાભ આપણા ભાઇઓને આપીએ. આથી આપણે આપણી તેમ અન્યની ઉન્નતિના સાધનભૂત બનીએ, આપણા અંતરના આનંદનો આ સ્વાદ અન્યને ચખાડીએ.

જનસ્વભાવ એવો પડી ગયો છે કે જ્યાં ત્યાં આપણુને આપણું રોદણુંાંજ રડવાની વૃત્તિ થઇ આવે છે. આપણા જીવનમાં જે યત્કિંચિત પણુ આનંદ હોય તે આપણે પ્રદર્શિત કરી શકતા નથી. જે જે મનુષ્યો સાથે આપણુને પરિચય થાય તે તે મનુષ્યો સાથે થયેલી વાતચીત જો આપણે નોંધપોથીમાં ઉતારી રાખીએ તો સરવાળે આપણુને જણુાશે કે સોએ નવ્વાણું એ તેમના દુઃખનાંજ ગાન આપણા આગળ ગાયાં છે. એમના જીવનની નાની સરખી એ આનંદ લહરીથી એમણે આપણો ઉત્તાપ દૂર નહી કર્યો હોય. કોઇ કહેશે હમણાં હમણાંની મારી પ્રકૃતિ ઘણીજ અસ્વસ્થ રહે છે, કોઈ કહેશે હુંતો મારા દુઃખોથી કંટાળી ગયો છું, કોઇ કહેશે અરે ભાઇ અમારા ધંધાની વાતજ જવાદોને, કોઇ કહેશે બળી આ નોકરી, અમે તો ગુલામીખત લખી આપ્યું છે વિગેરે.

દુઃખનાં, નિરાશાનાં, નિરૂત્સાહનાં વિષ વચનો મનુષ્યના જીવનમાં વિષ ભરે છે. ઉત્સાહનાં, આશાનાં, નવચેતન રેડનારાં, નવજીવન ભરનારાં અમૃત વચનો જગતનું અનેક પ્રકારે શ્રેય અને પ્રેય સાધી શકે છે. આપણું એક પણ ધર્મશાસ્ત્ર એમ કહેતું નથી કે આપણે મનુષ્યોના કર્ણુમાં વિપત્તિઓની વાતોનાં ઉનાં કડકડતાં તેલ રેડવાં. મનુષ્ય માત્રને ચિંતાઓ તો હોય, ઉપાધિ પણુ હોય, દુઃખ શલ્ય પણુ હોય. આ આધિ, વ્યાધિ અને ઉપાધિવાળા સંસારમાં

અવિચ્છિન્ન સુખતો કયાંથી લાવીએ ? છતાં આપણે ઉંડા ઉતરીને તપાસીશું તો આપણને સમજાશે કે મહાન કૃપાળુ પરમાત્મા દુઃખો કરતાં એની કૃપાનો વરસાદ વધારે વરસાવે છે. ઘડીઆળને નિયમમાં અને એક સરખું ચલાવવા લોલકની જરૂર છે તેમ આપણા જીવન પ્રવાહને એક સરખો વહેવડાવવા ઉપાધિઓની પણ જરૂર છે. આ સંસારમાં આપણે ડટાઈ ન જઈએ, રચ્યા પચ્યા ન રહીએ તેટલા માટે પ્રભુએ આપણા માર્ગો કંટકવાળા કરેલા છે.

આપણા દુઃખોનાં વારંવાર રોદણાં રડયા કરીએ તે મહાન પ્રભુને ગમતી વાત નથી. આપણે કોઈના મોઢા આગળ આપણા દુઃખનીજ કથની વારંવાર કર્યા કરીએ તે શું તેને ગમશે ? જે જે મનુષ્ય આપણને મળે તેના કાનમાં આપણી વિપત્તિઓનાં વિષ રેડીને આ સંસારને કલુષિત કરી નાખવાનો આપણને કશો અધિકાર નથી. જયાં જયાં જઈએ ત્યાં ત્યાં આનંદનુંજ વાતાવરણ પ્રકટાવીએ તો ગમે તેવા નિરસ પ્રસંગમાં પણ આપણે રસ ઉત્પન્ન કરી શકીશું. દરેકમાં સદ્‌ગુણ જોવાનો પ્રયત્ન કરીએ, દરેક વસ્તુમાંથી સારરૂપ ભાગ ગ્રહણ કરીએ. કોઈની નઠારી વાત કરવા કરતાં તેનામાં જે સાર વસ્તુ હોય તેનીજ વાત કરીએ.

ઘણાએ મનુષ્યના હૃદયમાં સદ્‌વિચારોનાં ઝરણાં ઝરી રહ્યાં હોય છે પરંતુ એ ઝરણાંનો લાભ અન્યને એ આપી શકતા નથી. બોલી શકતા નથી, પ્રકટ કરી શકતા નથી. કેટલાક બોલી શકે છે તો કુવાડાના ઘા જેવું બોલે છે. ધનુષ્યમાંથી છુટેલું શર પાછું ખેંચી શકાતું નથી, બોલેલું ન બોલ્યું કરી શકાતું નથી. વગર વિચારે બોલાયલાં વચન ગાઢી મિત્રતાનો અંત આણે છે, સ્નેહાળ હૃદયના સહસ્ર કટકા કરી નાખે છે.

## अनुद्वेग करं वाक्यं सत्यं प्रियहितं च यत् ।

આવાં વચનો સામાના હૃદયને ઉન્નત બનાવે છે. કઠણ ઉદ્વેગ કર અને દ્વેષ ભર્યા વચનો ઉચ્ચારતા પહેલાં વિચાર કરીએ કે મારાં આ વચનોથી કોઈનું દીલ દુભાશે તો, કોઈનું હૃદય ખંડીત થશે તો મનમાં બીજા પ્રતિ દ્વેષ ભર્યા વિચારો લાવવા એ પાપ છે, એ વચારો વાણીમાં પ્રકટ કરવા એતો મહા પાપ છે. વાણીના ઘા રૂઝાવ્યા રૂઝાતા નથી, એવી વાણીને કંઠમાંજ રૂંધી રાખવી.

આભારદર્શક વચનો ઉચ્ચારવામાં, સ્નેહભરી લાગણીઓ દર્શાવવામાં જરાએ પાછી પાની ધરીએ નહી. નિખાલસ ભાવથી બોલાયલાં સત્ય હિતકર અને પ્રિય વચનો પરમ દૈવત રૂપ થઈ પડે છે. આવાં વચનો જેટલી પ્રસન્નતા ઉપજાવી શકે છે તેટલી પ્રસન્નતા કેટલીક વાર દેવનાં દર્શન પણ ઉપજાવી શકતાં નથી. જે આપણા અધિકારની વાત છે, જેમાં આપણને પૈસોએ બેસતો નથી, અને જે તૃષિત હૃદયોની તૃષા છીપાવે છે, જે નિરાશ હૃદયમાં આશાની જ્યોત પ્રકટાવે છે એવાં અમૃત વચનો ઉચ્ચારવામાં શો પ્રતિબંધ હોઇ શકે? પ્રભુને આપણે તો એજ પ્રાર્થના કરીએ કે જો મારો એક મધુર શબ્દ એકના પણ જીવનને અલ્પવાર પણ મધુર કરી દેતો હોય, એકના પણ અંતરને પ્રફુલ્લ કરી શકતો હોય તો હે પરમાત્મા! મારા તે શબ્દનો રણકો તે જીવનમાં અને તે અંતરમાં નિરંતર વગાડયા કરજે.

આપણે પરસ્પર એકબીજાના દુઃખમાં ભાગ લઇએ, એક બીજાના દુઃખમાં દીલાસા દઇએ એ જગતના કર્તારની ઇચ્છા છે. કેટલાંએ ગૃહ કુટુંબો જોઇએ તેવું સુખ નથી ભોગવી શકતાં તેનું કારણ એકબીજા પ્રતિ સ્નેહનો અભાવ છે તે નથી પરંતુ એ સ્નેહ શબ્દો દ્વારા, કાર્યો દ્વારા કે વિચારો દ્વારા બહાર ટપકી શકતો નથી એ છે.

પતિનો પત્ની ઉપર પુરેપુરો પ્રેમ છે, એ પત્ની માટે પ્રાણ અર્પવા તત્પર છે પરંતુ પતિ પ્રેમદર્શક એક શબ્દ પણ મુખમાંથી કાઢતો નથી, તેમ પોતાનો પ્રેમ અન્ય માર્ગે પણ એ સુચવી શકતો નથી. પત્ની પોતાના પતિને અથાગ પ્રેમથી ચહાય છે, પરંન્તુ એ પ્રેમ દર્શાવી શકતી નથી માત્ર મુગે મોઢે આજ્ઞાંકિત સેવક પેઠે પ્રેમનાં દર્શન કરાવ્યા વિનાજ પતિની તમામ સેવા ઉઠાવે જાય છે. જે પતિ અને પત્ની એક બીજાનાં અંતર એક બીજામાં નથી ઠાલવતાં તેમનો સંસાર દિવસે દિવસે શુષ્ક થતો જાય છે. અંતરને પોષણની જરૂર છે, પોષણ વિના અંતર હીઝરાઇ જાય છે.

કેટલાંક માબાપો પણ એવીજ ભૂલને પાત્ર છે. પોતાનાં બાલકો પ્રતિ એમનો વાત્સલ્યભાવ એમનાં અંતરમાં ઉછળી જતો હોય છતાં એ ભાવને બહાર પડવાનો એ જરાએ માર્ગ આપતાં નથી. એમને એમ થાય છે કે આપણું બાળક છે અંતરથી આપણે એને ચાહીએ છીએ, બહારથી એવાં લાડ જણાવવાની શી આવ-

સ્યકતા ? બાલકની બાલ્યાવસ્થા પુરી થયા પછી તો કેટલાંક મા બાપ લાડ, વાત્સલ્ય કે મમતાનું કાંઇ પણ ચિહ્ન પ્રકટાવી શકતાં નથી હા પોતાની સંતતી ઉપર કાંઇ ભય આવી પડે છે તો પિતૃ હૃદય ઘેલું બની જાય છે, એ ભય નિવારવા એમનો અથાગ પરિ. શ્રમ થાય છે, પરંતુ આવા પ્રસંગ શીવાય એમની મમતા બહાર નથી પડી શકતી. કહેવાનું તાત્પર્ય એ નથી કે એમને પોતાનાં આત્મજ ઉપર પ્રેમ નથી, પ્રેમ અવશ્ય હોય છે. પરંતુ બુચ મારેલી અત્તરની શીશીની માફક એ પોતાની સુવાસ બહાર ફેરવી શકતાં નથી. ટુંકામાં કહેવાની મતલબ કે આપણા સ્નેહી સમજી શકે, એમાંથી પ્રોત્સાહન મેળવી શકે એવો આપણો સ્નેહ હોવો જોઇએ. વળી આ સ્નેહ આ સહાનુભૂતિ વખત સરની હોવી જોઇએ. વાગેલામાંથી કેટલું એ લોહી વહી જાય ત્યાર પછી પાટા ખોળવા દોડીએ એનું નામ સહાનુભૂતિ કે સ્નેહ નથી. શ્રી કૃષ્ણની આંગળી કપાતાં વેંતજ મહાસતી દ્રૌપદીએ પહેરેલું ચીર ફાડી પાટો બાંધી દીધો હતો ત્યારે ત્યાં ભરાયલાં બીજા માણસો પાટો બાંધવા ચીથરાંનાં રદ્દી કકડા ખોળવા દોડયાં હતાં. ભગ્ન હ્રદયને, હતાશ હૈયાને તાજે ઘાયે મધુરતાનો મલમ જોઇએ છીએ, પડતી વિપત્તિએ દયાળુ દીલના દીલાસા જોઇએ છીએ, પાણી વહી ગયા પછી નજે દાટા દેવા નકામા છે. આપણો મિત્ર કે સ્નેહી માંદો હોય ત્યારે એ ઘેર ફરકી સરખીએ ભાળીએ નહી અને જ્યારે એને પુરેપુરો આરામ થઇ જાય ત્યારે એને ઘેર જઇને કહીએ કે ભાઇ તમે માંદા હતા એ જાણીને હું ઘણો દીલગીર થયો છું તો એ સ્નેહી આપણે માટે શો વિચાર કરશે ? જીવન સંગ્રામમાં મિત્ર કે સ્નેહી વિપત્તિઓ સાથે તુમુલ યુદ્ધ કરી રહ્યો હોય તે વખતે તટસ્થ બનીને માત્ર જોયાજ કરીએ અને જ્યારે યુદ્ધમાં વિજય મેળવી એ શાંતિ અનુભવતો હોય ત્યારે આપણે તેની પીઠ થાબડવા જઇએ તો તેમાં આપણી શી મહત્તા ? જ્યારે એની પીઠ થાબડવાની જરૂર હતી, જ્યારે ઉત્સાહના બે બોલ માટે એ વલખાં મારતો હતો ત્યારે આપણે એના સામુંએ ન જોયું. સંકટ સમયેજ બનતી સહાય કરવામાં મનુષ્યનું મનુષ્યત્વ રહેલું છે. સંકટ વિત્યા પછીના આપણા આડંબરી શબ્દો એ મિથ્યા શિષ્ટાચાર છે. આપણે આપણું જીવન આપણા સ્વાર્થની ખાતર જ નથી ધરેલું. એ જીવનની રસિકતા

ઉપર, એ જીવનની ઉચ્ચતા ઉપર જેટલો આપણો અધિકાર છે તેટલોજ અધિકાર આપણા સ્નેહીઓનો છે. આપણો એક પણ સહૃદય દૃષ્ટિ પાત, મમતા ભર્યો એક પણ શબ્દ, કે સ્નેહ ભર્યો સ્પર્શ કોઇ દુઃખી જીવનના પ્રકાશ રૂપ થઇ પડતો હોય તો તેને તેથી વંચીત રાખવાનો આપણને કશોયે હક નથી. આપણું જીવન આપણને તેમ બીજાને આશીર્વાદ રૂપ થઇ પડે તોજ આપણું જીવ્યું જીવ્યા રૂપ છે.

આપણે અનુભવીએ છીએ કે સંસારમાં મનુષ્ય માત્રને સંસારના ભાર વહન કરવા પડે છે. કેટલાકને એ ભાર ભારે લાગે છે કેટલાકને એ હલકો લાગે છે. આપણે જયારે મનુષ્યોને એ ભાર તળે દબાઇ ગયેલા નજરોનજર જોઈએ છીએ ત્યારે આપણને તેમની દયા આવે છે, તેમના પ્રતિ આપણને સહાનુભૂતિ પ્રકટે છે, સ્નેહને વશ થઇને આપણે તેમને સહાય કરવા દોડીએ છીએ પરંતુ ઘણાએ મનુષ્યો એ ભાર તળે કચરાઇ રહેલા હોય છે છતાં આપણી દૃષ્ટિ એ જોઇ શકતી નથી. ઉલટું આપણને એમ લાગે છે કે એ માણસને તો કાંઈ ઉપાધી નથી, આપણે તેના ભાગ્યની અદેખાઇ કરીએ છીએ પરંતુ આપણે જો એના જીવની અંતર ગુહામાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરીએ તો આપણને અદેખાઇને બદલે એના ભાગ્યની દયા આવે. જે દુઃખ ભાર આપણે નરી આંખે જોઇ શકતા નથી તેજ દુઃખભાર ભારેમાં ભારે હોય છે. કેટલીક વાર આપણને આપણા સ્નેહીઓની ઉપાધિઓ કરતાં આપણી ઉપાધિઓ ઘણી વિપુલ લાગે છે તે વખતે મહા કવિ કાલિદાસનું વચન યાદ આવે છે **महदपि परदुःखं शीतलं सम्यगाहुः** , આપણુંજ દુઃખ ભારે છે અને તે હીસાબે પારકાનું દુઃખ કશાએ લેખામાં નથી. આ માન્યતા દોષવાળી છે. આપણને કેટલીકવાર એમ થઇ જાય છે અહો આ માણસ કેવો સુખી છે એને બદલે મને એવું સુખ મળે તો, એની સ્થિતિની અદલાબદલી થાય તો મારૂં જીવન કેટલું સુખમય બની જાય, મારા માર્ગો કેટલા સરળ થઇ જાય. એની જગ્યાએ હું હોઉ તો એણે કરેલું કાર્ય કેટલી ઉત્તમ પ્રકારે કરી શકું વિગેરે; પરંતુ જેના ભાગ્યની આપણને ઇર્ષ્યા આવતી હોય, જેના દૂરથી ભાસતા મનોરમ સંસારની આપણને લાલસા થતી હોય તો તેના તે સુખની માગણી કરીએ તે સાથે એની સ્થિતિની એના સંજોગોની

એની જંજાળની એની ચિંતાઓની અને એની જવાબદારીઓની પણ સાથે સાથે માગણી કરી લઇએ પછી તપાસીએ કે આપણને શું સુખ પ્રાપ્ત થાય છે, એની સ્થિતિમાં મુકાયા પછી એના જેટલુંએ આપણે કરી શકીએ છીએ કે કેમ તે જોઇએ. અરે આપણે તરત જ પોકારી ઉઠીએ કે હે પ્રભુ અમારે આ સુખ ધર્મેએ નહી જોઇએ અમને હતા તે સ્થિતિમાંજ મુક.

આપણામાં કહેવત છે કે "આપ મુવા વિના સ્વર્ગે ન જવાય." ત્યારે કેટલાક સંસારના ભાર એવા છે કે એ આપણે જાતેજ ઝીલવા જોઇએ, આપણે જાતેજ વહન કરવા જોઇએ. એ વેઠવામાં ઇશ્વર પણ સાથ નહી દે તો પછી અન્યની તો આશાજ શી? આપણે માટે બીજો કોણ જીવે? આપણો સંસાર ચલાવવા જીવવું હોય તો આપણેજ જીવીએ, મિત્રો તો આપણને પ્રોત્સાહન આપે સહાનુભૂતિના બે શબ્દ સંભળાવે, આનંદમાં અમી ઝરણાં ઝરાવે, સ્નેહ ચંદનનાં છાંટણા છાંટે, આપણને માર્ગ બતાવે, આપણને સાચી સલાહ આપે પણ આપણને એ જીવી બતાવે નહીં. એ જીવન મંત્ર તો આપણે જાતેજ જપવો પડશે. આપણને શું ગમે છે એની પસંદગી આપણે જ કરી લેવાની છે. બીજાની પસંદગી એમાં કામ નહી આવે. આપણા કલ્યાણ માટે પ્રભુમાં રાખવી જોઇતી શ્રદ્ધા આપણે જ રાખી શકીએ, આપણે માટે બીજા શી રીતે રાખી શકે? આપણા વ્યવહાર આપણેજ સાચવી શકીએ, બીજા શું સાચવી શકે? આપણાં પાપમાં પ્રાયશ્ચિત આપણેજ કરી શકીએ, એ બીજાથી કેમ થાય? આપણા ધર્મ બીજા કોણ આદરે? આપણા માથાનો ભાર બીજો ઉંચકીને નહી ચાલે. આપણે જન્મ લેવાનો ત્યાં બીજો નહી જન્મે, આપણે બદલે બીજો નહી મરે. નાના બાળકને થતી પીડા જોઇને માતાનું હૃદય કલ્પાંત મચાવી મુકે છે પણ બાળકની પીડામાં એ ભાગ પડાવી શકી છે? આવા આવા ભાર જાતેજ વહન કરવા પડે છે.

કેટલાક ભાર એવા હોય છે કે તે વહન કરવામાં અન્ય સહાય કરી શકે છે. સત્ય છે કે આપણા દુઃખમાં કોઇ ભાગ ન પડાવી શકે પરંતુ આપણા મિત્રો આપણામાં નવું બળ ભરે છે અને એ બળથી દુઃખ સહન કરવાની આપણી શક્તિ દ્રઢીભૂત થાય છે. આપણું કર્તવ્ય તો આપણેજ કરવાનું છે પરંતુ સ્નેહીની સહાનુભૂતિ આપણી શીરાઓમાં જોશભેર લોહી વહેવડાવે છે, એ સહા-

નુભૂતિ આપણને કર્તવ્ય નિષ્ટ અને શુર બનાવે છે, સહાનુભૂતિ આપણા દર્દને લઇ લેતી નથી, આપણી દીલગીરીને દૂર કરી શકતી નથી, મૃત્યુ પામેલા સ્નેહીને એ સજીવન કરી શકતી નથી. આપણા ભારનું પ્રમાણ એ ઘટાડી શકતી નથી પરંતુ એ સહાનુભૂતિ આપણને સાથ દે છે અને આપણા ભાર ઉપાડવામાં ખાંધ દે છે. આપણે સર્વ ભાઇઓ છીએ. ભાઇઓ ભાઈની પરસ્પર સહાયની આપણને જરૂર છે, આપણને એકબીજાની સહાય વિના ચાલી શકતું નથી. જ્યાં સુધી આપણે આપણા જેમના પ્રવાહ અન્ય હૃદયમાં વહેવડાવી શક્યા નથી ત્યાં સુધી આપણે જીવી જાણ્યું નથી. આપણે એકબીજાને મદદરૂપ ન થઇ પડયા, એકબીજાના જીવન કલહ અને કટુતા ન શમાવી શકયા, એકબીજાની નિર્બળતા દૂર ન કરી શકયા તો આપણા હૃદયના રસ કસ વિનાના છે.

કેટલાક ભાર એવા છે કે તે પ્રભુ ઉપરજ નાખવા ઘટે છે. પ્રભુની પ્રતિજ્ઞા છે કે.

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

આ પ્રતિજ્ઞાને જેમ ઉંડે વિચાર કરીએ તેમ તેની પ્રભુતા અને ઉત્તમતા વધારે સારી રીતે સમજાય છે. કુટુંબના કર્તા પિતા તેને માથે કુટુંબના પોષણનો ભાર રહેલો છે. માતાને માથે ગૃહ વ્યવસ્થાનો ભાર રહેલો છે, છોકરાંને ઉછેરવાનો ભાર રહેલો છે. કેટલાકને માથે ગુંચવણ ભર્યા વેપારના ભાર રહેલા છે, એ વેપારમાં હજારોની જીવન દોરી એમની દક્ષતા ઉપર અવલંબીને રહેલી છે. કેટલીક વેળા કર્તવ્યનો ભાર આપણને દિવસ અને રાત સતત રોકી રાખે છે, કેટલીકવાર એ ભાર આપણને અસહ્ય થઇ પડે છે કેટલીકવાર એવા વિકટ પ્રસંગો આવીને નડે છે કે તે સમયે મનુષ્યની બુદ્ધિ હારી જાય છે વિદ્ગત્તા મારી જાય છે કુશળતા કરમાઇ જાય છે કળા કરમાઇ જાય છે એવા એવા તમામ ભાર પ્રભુને શીરે નાખી દેવા ઘટે છે,

જીવન એ નંદનવન નથી, કુબેરની વિહાર વાટીકા નથી. એતો સંગ્રામ છે. રોજનાં રોજ આપણે વિવિધ ઉપાધિઓ જોડે યુદ્ધ

રચવાં પડે છે, આપણે તો સત્ય માર્ગે જીવન ગાળવાની ઇચ્છા રાખીએ છીએ પરંતુ કુટુંબ જનોની વિવિધ મનોવૃત્તિઓ આપણી પ્રગતિ સામે યુદ્ધ મચાવી મુકે છે. આપણે પ્રેમમય જીવન ગાળવાના અભિલાષ રાખીએ છીએ પરંતુ ચંચળ મન આપણી મનોવૃત્તિઓને પલટાવી નાખે છે, ઇર્ષ્યા, અસૂયા સ્વાર્થ અને કટુતાના કંટક આપણા માર્ગમાં પાથરી રાખે છે. આપણે પવિત્ર જીવન ગાળવાના મનોરથો રચીએ છીએ પરંતુ વિષય વાસનાની વિષ લહેરો આપણા એ મનોરથોને મૂર્છાગત કરી દે છે. અરે કેટલીકવાર તો આપણને એવા કડવા અનુભવ મળે છે કે આપણને ભલાશ રાખવાનું મનજ ન થાય. આવા આવા તમામ પ્રસંગોમાં પ્રભુનું શરણ શોધીએ. આપણને વિષાદ પણ પજવી મુકે છે, ઈશ્વરની સૃષ્ટિમાં વિષાદ વિનાનું માનવી ઘડાયું નથી. આપણી આસપાસનું વાતાવરણ આપણને જરાએ અનુકુળ ન હોય, એ વાતાવરણમાં પ્રેમ ક્યાંએ આપણને દષ્ટિ ગોચર થતો ન હોય, સૌન્દર્યનાં સ્વપ્ન પણ આપણે ન નીરખી શકતા હોઇએ તો પણ સરજીએ કે વ્હાર વિશ્વધાર છે. ઇશ્વર ઉપરજ શ્રદ્ધા રાખીને આપણે વિચાર કરવાનો છે કે એણે આપણને જે સ્થિતિમાં મુકયા છે તે પાકો વિચાર કરીનેજ મુકયા છે. આપણું ચારિત્ર્ય ઉત્તમ પ્રકારે ઘડાશે એમ સમજીનેજ એણે આપણને અમુક સ્થિતિમાં મુકેલા છે. ગુંચવાઇએ કે તરત એની પાસે દોડીએ, આપણી ગુંચવણ એ ઉકેલી આપશે.

એક વિદ્વાન કહે છે કે રોજની જંજાળ રોજના કર્તવ્યભાર જેને આપણે ગદ્ધા વહીતરૂં કહીએ છીએ તે સમયની ઘડીઆળના સમતોલ પણું જાળવી રાખવાનાં વજનો છે. એ વજનો આ ઘડીઆળના લોલકને યોગ્ય ગતિ આપે છે અને એથી ઘડીઆળના કાંટા બરોબર ચાલે છે. એ વજનો સમતોલ પણું રાખવું છોડી દે તો ઘડીઆળનું લોલક હાલતું બંધ થઈ જશે, કાંટા ફરતા અટકી જશે અને ઘડીઆળ આપો આપ નિર્જીવ બની જશે.

આપણા સંસારના ભાર ભારરૂપ નહી ગણતાં એને પ્રભુનાં દાન ગણીએ, એણે આપણને જે આપ્યું તે સહર્ષ માનથી સ્વીકારી લઇએ. આ પ્રમાણે પ્રભુનો અનુગ્રહ મેળવવા આપણે ભાગ્યશાળી થઇએ. પ્રભુની પ્રતિજ્ઞાનો અર્થ હજુએ વધારે તપાસીએ. એનો

અર્થ એવો નથી કે આપણી ખાંધ ઉપર મુકેલી ઝુંસરી એ તદ્દન ઉઠાવી લેશે, અગર એ ઝુંસરી આપણે માટે એ પોતે વહન કરશે. એનો અર્થ એ છે કે એ ઝુંસરીના ભારથી કદાચ આપણે ગળીઆ બળદ થઇને બેસી જતા હોઇએ તો એ આપણને બળ અર્પીને ટકાવી રાખે, પ્રભુનાં દાન ગણીને આપણે એ ઝુંસરી સહર્ષ સ્વીકારી લઇએ એવો એ આપણને ઉત્સાહ આપે. આપણી અંતિમ પ્રાર્થનાથી કદાચ પ્રભુ એ ભાર ઉઠાવી લે તો એ એની આપણા ઉપર અવકૃપાજ સમજવી. આપણા જીવનની એ એક જરૂરીઆત છે. એ જરૂરીઆત આપણા વિકાસને માટે અનિવાર્ય છે. આ જરૂરીઆતથી જો આપણને વંચીત રાખવામાં આવે તો આપણી પ્રગતિ અટકી પડે. એ ભાર તો આપણને કસી જોવાની પરમાત્માએ મુકેલી કસોટી છે. એ કસોટીએ આપણું બળ અને ચારિત્ર્ય પરનીાય છે. સુવર્ણ અગ્નિમાં શુદ્ધ થાય છે. સંસાર ભાર એ પ્રભુનો પવિત્ર અગ્નિ છે. એમાં નાખીને પ્રભુ આપણને તાવે છે, શુદ્ધ બનાવે છે. આપણા આ દુ;ખભાર આપણે સહનજ ન કરવા પડે એમ આપણા સ્નેહીઓ ઇચ્છે પરંતુ ઇશ્વરની ઇચ્છા એથી ભીન્ન છે. એની આજ્ઞા છે કે આપણે આપણો દુઃખભાર વહન કરવો, એની આજ્ઞાને જો આપણે શીરે ચઢાવીએ તો એનાં કૃપા કટાક્ષથી એ ભાર ઉત્તમ પ્રકારે વહન કરતાં આપણને એ શીખવે છે. આપણા ભાર ઉચકી લેવા પ્રભુ કાંઈ વારે વારે આપણી પાસે દોડી આવતા નથી પરંતુ આપણામાં એ એવું સુખી પરિવર્તન કરી નાખે છે કે જે ભાર આપણે રડતા રડતા ઝીલીએ તે ભાર આપણે હસતા રમતા ઝીલી શકીએ છીએ.

નાનું બાળક એકલું એકલું દાદર ઉપર ચઢવા મથન કરી રહ્યું હોય, માને ડર લાગે બાળકની દયા આવે કે રખેને બાળક પડી જશે, ચઢતાં ચઢતાં એ થાકી જશે એટલે બાળકને ઉચકી લઈને પોતેજ એને વગર મહેનતે માળ ઉપર મુકી દે છે પરંતુ આમ કરવાથી બાળકોનું હિત સાધ્યા કરતાં અહિત વધારે સધાય છે કારણ કે બાળકને પ્રયત્ન કરવાની ટેવ પડતી નથી. બાળકને માતા એ ચઢે તેમ ચઢવાજ દેવો એ પડી ન જાય તેટલુંજ લક્ષ રાખવાનું છે તેવીજ રીતે પ્રભુ પણ એનું અનન્યપણે ચિંતન કર-

નારાના દુઃખ ભાર તરફ લક્ષ રાખે છે એ દુઃખભારનો એને અનુભવ કરાવે છે એ દુઃખભારમાં જો એ દટાઇ જતો હોય તો એનું અજબ રીતે રક્ષણ કરે છે. માર્ગમાંથી તમામ વિઘ્નો દૂર કરી નાખવાં એ કૃપા નથી પરંતુ એ વિઘ્નો જીવનની ઉન્નતિ સાધવાનો અભ્યાસક્રમ છે માટે એ અભ્યાસક્રમ તો ખંતથી કરવો એવો ઉત્સાહ પ્રકટાવપો એજ સાચો આશીર્વાદ છે. સીકંદર દિવસોની આશા રાખવી તેના કરતાં પ્રભુપરાયણ જીવન ગાળવાનું ધ્યેય રાખવું એજ જીવનનું ઉત્તમ ધ્યેય છે. આ ધ્યેય હશે તો પ્રભુ સંકટમાં આપણને છોડી નહીદે. શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનના સારથી થઇને અર્જુન પાસે યુદ્ધ કરાવ્યું. એ નર અને એ નારાયણ બેનાં દીલ એક હતાં અર્જુને કહ્યું હોત કે હે સખા, તમે તો પરમાત્મા સ્વરૂપ છો અંશાવતારી છો મને આયુદ્ધની તકલીફમાં શું કામ નાખો છો, તમે તમારા યોગ પ્રભાવે અમારા શત્રુઓને મારી અમને રાજ્યગાદી અપાવીદો; તો પ્રભુ શું એમ કરત? આપણે જ જુઓને અર્જુનનો તો લડવાનો એ વિષાદ પ્રકટયો હતો પણ પ્રભુએ અર્જુનનો ધર્મ તે વખતે યુદ્ધ કરેવામાં જોયો અને એની પાસે યુદ્ધ કરાવ્યુંજ. અત્યારે એ યુદ્ધથીજ અર્જુન બાણાવળીની અમર કીર્તિ પ્રાપ્ત કરી ગયો અને સંસાર ભારની કેટલી અગત્ય છે, એ ભાર કર્તવ્યરૂપે સુખરૂપે, આનંદરૂપે કેવી રીતે વહેવા તેનું એણે શ્રીકૃષ્ણચંદ્ર પાસે જુગ જુગ જીવનું કર્મ ભક્તિ અને જ્ઞાન દર્શાવનારૂં પરમ પવિત્ર જ્યોતિર્મય ગીતા શાસ્ત્ર રચાવ્યું અને સર્વના સંસાર વ્યવહાર સ્વાર્થ અને પરમાર્થ સુલભ કરી નાખવા પ્રભુ પાસે તેણે ઉપર જણાવેલી પ્રતિજ્ઞા પણ લેવડાવી. જો એના દુઃખભાર પ્રભુએ પોતાના યોગ પ્રભાવથી દૂર કરી દીધા હોત તો આજે આપણે પ્રભુની આવી પરમ દયામય પ્રતિજ્ઞાનો થોડે ઘણે અંશે પણ વિચાર કરવા કયાંથી ભાગ્યશાળી થાત?

અંતમાં એક સમર્થ મહાત્માનાં વચનો ટાંકીને હું વિરમીશ.

**भव जलधि गतानांद्वन्द्व वाताहतानां सुतदुहितृ कलत्र-त्राण भाराद्दतानाम् । विषम विषयतोये मज्जता मप्लवानां भवति शरणमेको विष्णुपोतो नराणाम् ॥**

આ વચનો નૃપતિ શ્રી કુલ શેખરનાં છે. એ જ્ઞાની મહાપુરૂષ કહે છે કે આ સંસાર એક મહા સાગર છે. એ મહાસાગરમાં વિષમ વિષયોરૂપી જળ ભરેલું છે, એવા જળવાળા મહાસાગરમાં સુખ દુઃખાદી દ્વંદ્વના ભયંકર વાવાઝોડાનું તોફાન ચાલી રહ્યું છે તેમાં પત્ના પુત્ર પુત્રીના અનેક વિધ રક્ષણના ભારથી ડબાઇ ગયેલો મનુષ્ય ડબુ ડબુ થઇ રહ્યો એને સાગરને તળીએ નિઃશેષવત થઇ જતો અટકાવવા પ્રભુ શરણરૂપી નૌકાનોજ એક આધાર છે. એ નૃપતિએ સંસારનું સ્વરૂપ પુરેપુરૂં જોઇ લીધું છે. એમણે એ જોયું કે આ સંસારભાર છુટે એવા નથી, એતો વેઠી લીધેજ છુટકો પરંતુ એ વેઠવા સુગમ પડે માટે પ્રભુનું શરણ એમણે શોધ્યું છે. ઇતિ શ્રી.

રત્નેશ્વર ભવાનીશંકર.

---

# ઉત્સુકોદ્યાન.

---

ચાલો મિત્રો સહુ મળી અહિં,
વાડીમાં ફૂલ વીણો,
જેને કાજે દિલ બહુ હતું,
કાર્ય એ આજ સાધો;
પુષ્પો રૂડાં નવિન થકી આ,
ફુલવાડી બનેલી;
ચારે બાજુ મધુર સુરભિ,
પુષ્પની રે'તી ફેલી;
અર્પે શોભા વિવિધ રીતથી,
રંગને જાત જુદી,
ગુંજી ભોગી ભ્રમર ભમતા,
દૂર થાતા ન ત્યાંથી;
આસ્વાદાર્થે મન બહુ ચહે,
પ્રાણને ધીક ધારે,

ભાવે ભેટી જીવન જીવવું,
　　　　ધન્ય તેનેજ માને;
રે'વું નિત્યે પુલ સમૉપને,
　　　　અર્પવી જીંદગી એ;
દર્શાવે છે ફિલસુફી ખરી,
　　　　પ્રેમની દિવ્ય જે એ;
ખીલ્યો દીસે રમણીય ખરે,
　　　　બાગ પુષ્પો થકી હા,
મૃદુ રીતે મયુર કરતા,
　　　　નર્તનો ભાવથી ત્યાં;
કેકા સુણી રસિક જન જે,
　　　　પ્રેખવા ત્યાંહિ આવે,
સુણે સાથે ટહુ ટહુ મીઠા,
　　　　કોકિલાનાદ ત્યાંહે;
આવું સારૂં ઉપવન રૂડું,
　　　　સિંચવું રે ઘટે છે,
જ્યાંહિ થાતો કલકલ રૂડો,
　　　　પક્ષીઓનો દીસે છે,
પ્રાર્થું હું તો પ્રભુજી ખિલવે,
　　　　ફૂલડાં પૂર્ણ રીતે,
ફાલી વાડી ચિર બહુ રહે,
　　　　અર્થની સર્વને એ;
રે ! રે ! બન્ધુ કરી બની શકે,
　　　　તેટલો સા'ય આને,
રક્ષો આવું ઉપવન રૂડું,
　　　　કાર્ય જે આપણું છે.

अंतर्द्युति

# વીર--રમણી.

## ( એક ઐતીહાસીક વાર્તા )

---

( ૧ )

પ્રાત:કાળનો સમય છે. સૂર્ય ભગવાન ઉદયાચળ પર્વત પર આવી પહોંચ્યા છે. સમીરની ઠંડી સુખદાયક લહરીઓ મનને પ્રફુલ્લીત કરી રહી છે, પક્ષીઓ આકાશમાં ઉડ્ડયન કરી રહ્યાં છે. ઉપવનોમાં અનેક પ્રકારનાં સુગંધીત પુષ્પો વેલાઓને વિભુષીત કરી રહ્યાં છે અને તેમની સૌરભ ઉપવનમાં ચારે તરફ ફેલાઇ રહી છે. મધુકરો ગુંજારવ કરી રહ્યા છે. પ્રીય વાંચક! આવ આપણે પણ આ સુંદર કુસુમ-વાટિકામાં પ્રવેશ કરીએ, અરે! આ વાટિકાનાં સુંદર નાનાં નાનાં વૃક્ષો તેની શોભાને કેવાં વધારી રહ્યાં છે. જ્યાં ત્યાં ફુવારા કેવા શોભાયમાન થઇ રહ્યા છે. આગળ જતાં એક સુંદર દશ્ય નજરે પડે છે. ચાલો તે તરફ દષ્ટી ફેંકીએ.

બે રમણીઓ ચાંદીની ખુરશી ઉપર વિરાજમાન થઇ છે અને પોતાના સૌંદર્યથી તેની શોભામાં વૃદ્ધી કરી રહી છે. અરે! આ રમણીઓની પાસે સાહેલીઓ પણ ઘણીજ નજરે પડે છે. આ ઉપરથી સહજ અનુમાન થઇ શકે છે કે અવશ્ય આ બન્ને કોઈ રાજકુમારીઓ છે. એટલામાં બેમાંની એક સુંદરી બોલી ઉઠી "બ્હેન! પ્રભાત! ચાલો ઉઠીએ, સહજવાર આમતેમ ફરીએ, હવે તો અહીં બેસી બેસીને કંટાળો આવ્યો છે. આ સમયે ઉદ્યાનની શોભા કેવી અનુપમ-અવર્ણનીય થઇ રહી છે બ્હેન!"

પ્રભાતે કહ્યું—"વારૂ, બ્હેન કલાવતી! ચાલો ઉઠીએ, અને આમ તેમ ફરીએ. પરન્તુ આ સમયે મારા મનમાં એવા વિચાર થઇ રહ્યા છે જેથી મારૂં મન આમ તેમ ફરવાને નથી માનતું. અર્થાત્ મને અહીંથી ઉઠીને આમ તેમ ફરવાનું મન નથી."

કલાવતી—"કેમ બ્હેન, તેનુ શું કારણ?"

પ્રભાત—"કાલે જ્યારે હું મહારાણી પાસે બેઠી હતી ત્યારે ત્યાં એવી વાત થતી હતી કે યવનોની એક ઘણીજ મોટી સેના

ભારત વર્ષ ઉપર આક્રમણ કરવાને આવી રહી છે. આ સાંભળીને મારા મનમાં ચિંતા ઉત્પન્ન થઇ છે કે આ આક્રમણનું પરીણામ શું આવશે !"

કલાવતી—" બ્હેન ! આ વાતનો ભય તો અવશ્ય છે,"

પ્રભાત—" બ્હેન ! કલાવતી ! તું ક્ષત્રીય રાજકુમારી હોવા છતાં પણ આટલો ભય કેમ રાખે છે ? કાંઇ વિશેષ ભયનું કારણ નથી કારણ અહીં પણ સૈન્ય દલ દઢ છે."

આ બન્ને રાજપુત્રીઓ ઉપર પ્રમાણે વાર્તાલાપ કરી રહી હતી એટલામાં એક સાહેલીએ આવીને કહ્યું કે આપને મહારાણી બોલાવે છે. આ સાંભળીને તરતજ તે બન્ને રાજપુત્રીઓ પોતાની સાહેલીઓ સહીત રાજમહેલ તરફ જવાને તૈયાર થઈ.

પ્રીય વાંચક ! આ બન્ને રાજપુત્રીઓનો પરીચય દેવો અત્રે આવશ્યક માની આપું છું. પ્રભાત અને કલાવતીમાં બચપણમાંથીજ ઘણો પ્રેમ હતો. પ્રભાત દેવાલના રાજા રામસીંહની પુત્રી અને રાવેરના રાજા વીરસીંહની ભાણેજ થતી હતી. કલાવતી રાજા વીરસીંહની પુત્રી હતી, પ્રભાત–કુમારી જ્યારે કિશોરાવસ્થામાં હતી ત્યારે તેનાં માતા પિતા દેવલોક પામ્યાં હતાં. આ કારણથીજ વીરસીંહે રાવેરમાં તેનું લાલન પાલન કર્યું હતું. તે રાજા તથા રાણીનેજ માતા પિતા સમજતી અને રાજા તથા રાણી પણ તેને પુત્રી સમાન ગણી તેના ઉપર ઘણોજ પ્રેમ રાખતાં.

( ૨ )

રાજા રામસીંહને કાંઇ પુત્ર નહિ હોવાથી રાજા વીરસીંહે દેવાલ, રાજ્યમંત્રી ગોવીંદસીંહને સોંપી દીધું હતું. ગોવીંદસીંહને શીકારનો ઘણોજ શોખ હતો. એક દિવસે જંગલમાં એક વાઘ તેને સુતેલો ઉઠાવી ગયો અને કોઇ ઠેકાણે લઇ જઇને ત્યાં તેણે તેને મારી નાખ્યો. તેના મૃત્યુ પછી દેવાલનું રાજ્ય તેના પુત્ર ઉદયસીંહને સોંપવામાં આવ્યું. ઉદયસીંહ બલવાન, વીર તથા ઉત્તમ પ્રબંધક હતો, પરંતુ તે પ્રભાતના સૌંદર્યથી મોહીત થયો હતો અને તેને મેળવવાને ઇચ્છતો હતો. રાજા વીરસીંહને આ વાતની ખબર મળી એટલે તે કોઇ રાજપુત્રની સાથે પ્રભાતનો વિવાહ શીઘ્ર કરી

દેવા ઇચ્છતો હતો. આ સમયે એક ઘટના બની જેથી વીરસીંહનો મનોરથ સીદ્ધ થયો. આ સમયે રાજા વીરસીંહના રાજ્યમાં ડાકુઓ ઘણોજ ઉપદ્રવ કરી રહ્યા હતા આ કારણથી વીરસીંહે એક મોટું સૈન્ય ઉદયસીંહના આધિપત્ય નીચે ડાકુઓને સર કરવાને મોકલ્યું, ઉદયસીંહને પૂર્ણ આશા હતી કે તે પ્રભાતને ડાકુઓને સર કર્યા પછી જરૂર મેળવશે. આ કારણથી તે ઘણીજ પ્રસન્નતાથી સેનાનું આધિપત્ય સ્વીકારી ચાલતો થયો. વીરસીંહે અવસરને ઉત્તમ માની પ્રભાતનો વિવાય રાજશાહી ઠાઠથી પ્રસીદ્ધ મહારાજા દહીરના પુત્ર રાજકુમાર જયસિંહ કરી સાથે દીધો, અને દેવાલ રાજ્ય જયસીંહને પહેરામણીમાં આપી દીધું. આ તરફ કેટલોક સમય વિત્યા બાદ ઉદયસીંહ ડાકુઓનું દમન કરીને પાછો આવ્યો કે તરતજ તેને આ સકળ સમાચાર મળ્યા. પરંતુ તે નિરાશ થયો નહિ. તેને હજુ પણ પ્રભાત મેળવવાની આશા હતી.

કેટલોક સમય વિત્યા બાદ વીરસીંહે ઉદયસીંહને નીચેનો પત્ર લખ્યો,

" શ્રીયુત ઉદયસીંહ !

યથાયોગ્ય તમને સુચવવામાં આવે છે કે દેવાલ રાજ્ય રાજકુમાર જયસીંહને પહેરામણીમાં આપવામાં આવ્યું છે. તેથી તમે બધાં કામોમાં તેમની સાથે પત્ર વ્યવહાર કરો, મારા અને તમારા વચ્ચે હવે કાંઇ સંબંધ નથી. "

આ પત્ર વાંચતાંજ ઉદયસીંહનો ક્રોધાગ્ની પ્રજ્વલીત થઇ ઉઠયો. પરન્તુ હવે પ્રભાતને હું નક્કી મેળવી શકીશ એવી આશાને તેણે મનમાં સ્થાન આપ્યું. અને શાન્ત થયો.

કેટલોક સમય વિત્યાબાદ રાજકુમાર જયસીંહ અને પ્રભાત પોતાના રાજ્યનો પ્રબંધ જોવાને દેવાલ આવ્યાં અને દેવાલમાં ઘણા દિવસો સુધી રહ્યાં. એક દિવસે પ્રભાતને એકલી જાણીને ઉદયસીંહ તેની પાસે ગયો. આ જોઇને પ્રભાતે અસંત ક્રોધાયમાન થઇને કહ્યું—" તું અહીં આ સમયે કેમ આવ્યો છે ? અહીંથી એકદમ ચાલ્યો જા. " ઉદયસીંહે કહ્યું—" પ્રભાત ! મ્હારા હ્રદયમાં ત્હારી મૂર્તિ સદા અંકીત રહેલી છે. મેં તને મેળવવાને માટે અનેક કષ્ટો વેઠયાં છે, તને આ બધું ખબરજ હશે; તોપછી આમ સવાલ શામાટે કરે છે !—મારી દશા ઉપર દયા કર. હું મારૂં તન, મન ધન સહુ કાંઇ તારે માટે

અર્પણ કરવા તૈયાર છું." પ્રભાતે આ દુષ્ટની વાત સાંભળીને કહ્યું—રે ! અધમ ! તું મારૂં અન્ન ખાઇને મારી જ સાથે પાપ કરવા ઇચ્છે છે. તને શરમ નથી આવતી કે તું તારી માતા સમાન સ્વામિની સાથે આમ વાત કરી રહ્યો છે ! સાંભળ, ક્ષત્રીયોનો ધર્મ છે કે તે અન્યની સ્ત્રી તરફ દ્રષ્ટી પણ નથી કરતો. તેવીજ રીતે સ્ત્રીઓને પણ એ ઉચીત છે કે તેમણે પરપુરૂષનું દર્શન પણ કદી ન કરવું. રે મુર્ખ ! શું તું નથી જાણતો કે પતિવ્રતા સ્ત્રીનું મન કદી પણ ધર્મના પંથેથી ચલીત થતું નથી. પતિવ્રતા સ્ત્રી સમય આવે પોતાનો પ્રાણ પાથરીને પણ પોતાના પતિવ્રતની—સતીત્વની રક્ષા કરે છે. હે ! અધમ ! હજુ પણ કાંઇ વિચાર કર અને અહીંથી ત્વરીત ચાલ્યો જા. હું એક વખત તને ક્ષમા આપું છું.

આ સાંભળીને ઉદયસીંહ ત્યાંથી ચાલતો થયો અને થોડા દિવસ પછી જયસીંહ પણ પ્રભાતને લઇને પોતાના નિવાસસ્થાનમાં ચાલ્યો ગયો.

(૩)

મહારાજા દહીરે આરબ લોકોનાં જહાજ લુંટી લીધાં હતાં. આ કારણથી યવનોની એક મોટી સેના મુહમદબીન કાસીમના આધિપત્ય નીચે ભારતવર્ષ ઉપર આક્રમણ કરવાને નીકળી હતી.

પ્રીયવાંચક ! તમને વદીત હશે કે યવનોએ આ પ્રથમજ વાર ભારતવર્ષ ઉપર આક્રમણ કર્યું હતું. આ આક્રમણના સમાચાર સાંભળી સર્વ રાજાઓનાં મન ઉદ્વિગ્ન થયાં અને આક્રમણ રોકવાના ઉપાયો શોધવા લાગ્યા. સહુથી વધારે ચિન્તા મહારાજા દહીરને ઉત્પન્ન થઇ કારણકે, આ આક્રમણનું કારણ જ તે પોતે હતો. દેવાલની રક્ષાનો પ્રબંધ ઉદયસીંહને કરવાનો હતો. કારણકે તે ઘણોજ બહાદુર હતો અને દેવાલ ઉપરજ પ્રથમ આક્રમણ થવાનો સંભવ હતો. કારણ દેવાલ રસ્તામાં જ આવતું હતું. ઘણા રજપુત રાજાઓ યવનોની સામે થવાને પોતાની સેના એકત્રીત કરી તૈયાર થઇ રહ્યા હતા. ધીરે ધીરે યવનો ભારતવર્ષ ઉપર આવી ચડયા અને દેવાલ ઉપર આક્રમણ કર્યું. ઉદય-સીંહે પોતાના દેશપ્રતિ વિશ્વાસઘાત કર્યો અને પ્રથમથીજ યવનોની સાથે મળી ગયો. આ કારણથી યવનોએ દેવાલનો કબજો વિના મુસ્કેલીએ લઇ લીધો. જ્યારે આ સમાચાર મહારાજાદહીરને મળ્યા ત્યારે તેને બહુ શોક થયો. પરન્તુ આ બાજુ યવનોતો આગળ વધેજ ગયા હતા

તેથી તે પણુ બધા રાજાઓ તથા જયસીંહ અને ઘણીજ મોટીસેના સાથે યવનોની સામે આવ્યો. બીજે દિવસે પ્રાતઃકાળમાં યુદ્ધ શરૂ થયું. સહસ્ત્રવીરો સમરાંગણુમાં રગદોળાયા અને લોહીની નદીઓ વહેવા લાગી. ઘણુંજ ઘોરયુદ્ધ મચી રહ્યું. રજપુત વીરો દેશના રક્ષણાર્થે પોતાના પ્રાણુ હથેલી ઉપર રાખી લડવા લાગ્યા. એટલું ભારે યુદ્ધ મચી રહ્યું કે યવનો હવે તો નાસી જવા ઇચ્છતા હતા પણુ એટલામાં એકાએક એક તીરે મહારાજા દહીરના હૃદયને વીંધી નાખ્યું અને તે મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડયા અને તુરત જ મરણુ પામ્યા. આ ઘટનાથી બધી સેનામાં હાહાકાર મચી રહ્યો. આ જાણીને યવનોએ ફરીથી આક્રમણુ કર્યું. અને યુદ્ધ પાછું જોરથી ચાલવા લાગ્યુ. પરન્તુ ભારતવર્ષના દુર્ભાગ્યે જયસીંહ તથા અન્ય રાજાઓ વીરગતિને પામ્યા અને રજપુતોનું જોર એકદમ તુટી ગયું યવનોએ ભારે ઉપદ્રવ કર્યો. સેંકડો મનુષ્યોને મારી નાખ્યા. સેંકડોને ગુલામ બનાવ્યા.

સેંકડો આર્ય રમણીઓનાં સતીત્વ બળાત્કારે નષ્ટ કર્યા, અને ઘણીએ આર્યરમણીઓએ પોતાના સતીત્વના સંરક્ષણાર્થે પ્રાણુ ખર્ચ્યા.

વાંચક ! તને કલાવતી તથા પ્રભાતનું વિસ્મરણુ તો નહિજ થયું હોય. તે બન્નેને પણુ કેદ કરવામાં આવી હતી અને ખલીફાના પાસે બગદાદ મોકલવામાં આવી હતી. શોકથી દિનો વ્યતીત કરતી આખરે બન્ને વીર રમણીઓ—પ્રભાત કુમારી અને કલાવતી બગદાદ આવી પહોંચી. બગદાદમાં એક સુન્દર મહેલમાં તેમને રાખવામાં આવી. અને કેટલીએ હિંદુ સ્ત્રીઓ જે તેમની સાથે બંદીવાન થઇને આવી હતી. તેમને તેમની સેવામાં મુકવામાં આવી. આ બન્ને શોકમાં દિવસો ગાળતી હતી. અનેક વિચારો તેમના મનમાં ઉત્પન્ન થતા હતા. કદિ તેમને પોતાનો દેશ યાદ આવતો, કદિ તે પોતાના પતિ તથા પિતાને યાદ કરી શોકથી આકુળ વ્યાકુળ થઇ જતી અને કદી પોતાના સતીત્વનું રક્ષણુ કેવી રીતે કરવું તેના વિચાર કરતી હતી. એક દિવસે કલાવતીએ પ્રભાતને પૂછ્યું—"બ્હેન પ્રભાત ! આપણા સતીત્વનું રક્ષણુ કેવી રીતે થશે ? શું આપણે આપણું સતીત્વ નષ્ટ કરી આ સંસારમાં નિન્દ જીવન વ્યતીત કરવું પડશે ?"

પ્રભાત—"બ્હેન કલાવતી ! ધૈર્યધર. ઇશ્વર આપણી રક્ષા કરશે. આપણે પહેલાં મુહમદ બીનકાસીમને તેના ઘોર કૃત્યનો બદલો આપી પછી આપણા સતીત્વની રક્ષાનો ઉચીત ઉપાય કરીશું."

કલાવતી—" બ્હેન ! તમારી આ વાતથી મારા મનમાં સંતોષ થયો છે." આમ કહીને તે બન્ને ત્યાંથી ઉઠી અને ભોજન કરવા ચાલી ગઇ.

(૪)

આજે બગદાદમાં વિવિધ પ્રકારના ઉત્સવો થઈ રહ્યા છે. જ્યાં જોઇએ ત્યાં સર્વત્ર આનંદજ ફેલાયલો નજરે પડે છે. આજે ખલીફા પણ અત્યંત હર્ષીત માલુમ પડે છે. સકળ દરબાર પણ પ્રસન્ન લાગે છે. બન્ને રમણીઓ પણ દરબારમાં જઈ રહી છે. આ રમણીઓ કોણ છે તે જાણવામાં નથી આવતું પરંતુ નિકટ આવ્યા પછી માલુમ પડયું કે આતો તેજ પ્રભાત અને કલાવતી છે. આ ઉપરથી જણાઈ આવે છે કે ખલીફાએ દરબાર તેમનાજ માટે ભર્યો છે. જુઓ, તે બન્નેએ દરબારમાં પ્રવેશ કર્યો. તેમના પ્રવેશ કરવાની સાથે જ બધા લોકો તેમની તરફ ટગર ટગર જોઇ રહ્યા. આખરે તે બન્નેને ખલીફાની સન્મુખ ઉપસ્થીત કરવામાં આવી અને ખલીફા તેમને જોતાંજ મુગ્ધ થઇ ગયો. અને કેટલાક સમય સુધી તે તેમની તરફ જોઇ રહ્યો. પછી ખલીફાએ કહ્યું—" જ્યારે જ્યારે હિંદુસ્તાન સંબંધી વિચાર તમારા મનમાં આવતા હશે ત્યારે ત્યારે જરૂર તમારાં મન ઉદ્વિગ્ન થતાં હશે. પણ હું ઉમેદ રાખું છું કે તમે હવે તે ખ્યાલને દૂર કરશો અને મારા ઝનાનામાં દાખલ થશો."

— આ સાંભળીને પ્રભાતે ખલીફાને કહ્યું—" જહાંપનાહ ! અમે આપની સેવા કરવાનું અમારૂં સદ્‌ભાગ્ય સમજીએ છીએ, પરન્તુ, લાચાર ! કારણ મુહમદબીનકાસીમ અમને આપની પાસે મોકલતા પહેલાં તેમની સેવામાં રાખી ચૂકયા છે,"

ખલીફા આ સાંભળી અત્યંત ક્રોધીત થયા. અને તુરત તેમણે નીચેનો પત્ર તેમના બીજા સેનાપતિ દિલાવરશાંને લખ્યો જે આ સમયે મુહમદ બીન કાસીમની સાથે ભારતવર્ષમાં હતો.

" દિલાવર !

તને હુકમ આપવામાં આવે છે કે તું મુહમદબીનકાસીમને બહુજ જલ્દીથી પકડીને મારી નાખી તેની લાશ બગદાદ મોકલી દે."

ખલીફા, બગદાદ.

આ પત્ર તુરતજ ભારતવર્ષ મોકલવામાં આવ્યો. તે દિવસે ખલીફા ક્રોધના આવેશમાં પત્ર લખીને તુરતજ રાજમહેલ તરફ ચાલ્યા ગયા. પ્રભાત તથા કલાવતીને પણ પોતાના નિવાસસ્થાનમાં પહોંચાડવામાં આવ્યાં.

પ્રિય વાંચક ! તને આશ્ચર્ય લાગ્યું હશે કે આ બન્ને પ્રભાત અને કલાવતીએ જે ખલીફાને જે કહ્યું, કે મુહમદબીનકાસીમની સેવામાં તેમને રાખવામાં આવી હતી પરન્તુ આ અસત્ય હતું. તેમણે મુહમદ બીન કાસીમ ઉપર હિંદમાં તેણે જે અત્યાચારો કર્યા હતા તેનો બદલો લેવાજ આ કામ આ વીર રમણીઓએ કર્યું હતું જો આમ ન કહે તો બીજા કોઇ પણ પ્રકારે બદલો લેવો એ તેમના માટે અસંભવીત-અશક્ય હતું.

( ૫ )

મીરકાસીમ સિંધ તથા બીજા ભારતવર્ષના ઉત્તરના પ્રાન્તો જીતીને મેવાડના પ્રસિદ્ધ રાણા બાપા રાવળના રાજય તરફ ગયો. પરન્તુ વીર બાપા રાવળે તેનો પરાજય કર્યો અને તેને નસાડી મૂકયો. આ બાજુ ખલીફાનો બીજો સેનાપતિ દીલાવરખાં બીજી બાજુ વિજય કરવા માટે ગયો હતો પરંતુ તેને ખલીફાનો પત્ર મળ્યો એટલે તુરતજ તે મુહમદબીનકાસીમને પકડવાને તૈયાર થઇ ચાલવા લાગ્યો પરન્તુ મુહમદ તેને રસ્તામાંજ ભેટ્યો. તરતજ દીલાવરખાંએ તેને પકડી લીધો અને મારી નાખી તેની લાશને બગદાદ મોકલાવી દીધી. થોડા દિવસ પછી ખલીફાએ પ્રભાત તથા કલાવતીને ફરી બોલાવી અને મુહમદબીનકાસીમની લાશ તેમને બતાવી અને કહ્યું,—" જુઓ તમારા કહેવા મુજબ મુહમદબીનકાસીમને તેના કાર્યનો બદલો મળી ચૂકયો છે. હવે મારૂં નક્કી માનવું છે કે તમે બન્ને જેમ બને તેમ જલ્દીથી મારા ઝનાનામાં દાખલ થઈ જશો. "

આ સાંભળીને પ્રભાતે તરતજ ઉત્તર આપ્યો—" રે ! દુષ્ટાત્મા ! શું તું સ્વપ્ને પણ ધારી શકે છે કે હિન્દુ રમણીઓ કદી પણ એશઆરામમાં જીંદગી ગાળવાને માટે પોતાનું સતીત્વ નષ્ટ કરશે ? કદી નહિ, કદી નહિ, તે પોતાના સતીત્વનું રક્ષણ કરવાને પોતાના પ્રાણની પણ આહુતી આપતાં બીલકુલ આંચકો ખાશે નહિ. જો

તારા મનમાં તેં એમ વિચાર રાખ્યો હશે કે મુહમદબીનકાસીમના મરણ પછી આ રજપુત વીર રમણિઓ તારી સેવા કરશે, એ કેવળ તારો ભ્રમજ હતો. તું કામાંધ, વિચારી ન શક્યો અને થોડાજ સુખને ખાતર મુહમદબીનકાસીમ જેવા વીર સેનાપતિને તેં મારી નંખાવ્યો. રે ! પાપી ! સાંભળ, અમે અમારો પ્રાણ ત્યાગ કરવા તૈયાર છીએ પરંતુ સતીત્વને નષ્ટ કરી પાપમય જીવન વ્યતીત કરવા સ્વપ્ને પણ ઇચ્છતાં નથી."

આ ઉત્તરથી ખલીફા ક્રોધીત થયા અને બોલ્યા,—' વારૂ જો તમે ઝનાનામાં દાખલ થવાની ના પાડશો તો હું તમને સખત સજા ફરમાવીશ." આમ કહીને તુરતજ ખલીફાએ હુકમ કર્યો કે આ બન્નેને જલ્દી દીવાલમાં જીવતાંજ ચણી દો. ખલીફાની આજ્ઞાનુસાર તુરતજ આ બન્નેને જીવતાં દીવાલમાં ચણી દેવામાં આવ્યાં. આ પ્રકારે આ બન્ને રજપુત વીર રમણીઓ—પ્રભાત અને કલાવતીની જીવન લીલા સમાપ્ત થઈ. જ્યાં સુધી હિંદુ ધર્મ સંસારમાં વર્તમાન છે ત્યાં સુધી પ્રભાત અને કલાવતીની કીર્તી અખિલ ભારતવર્ષમાં અજર–અમર રહેશે.

" વિજય. "

---

# " અમારો એકજ હિન્દુસ્તાન. "

---

પદ—રાગ.

અમે તો આર્ય તણાં સંતાન અમારો દેશ હિન્દુસ્તાન,
તન, મન, ધન ને પ્રાણ, અમારો એકજ હિન્દુસ્તાન;

રૂશ, ચીન, જાપાન, એરેબીઆ, ઇરાન તુર્કસ્તાન,
ઇજીપ્ત, કોંગો, ગીની, ન્યુબીઆ, કોલોની સંસ્થાન—
અમારો એકજ.

પોર્ટુગાલ, સ્વીસ, સ્વીડન, પર્શીઆ, નોર્વે ને સ્કોટલેન્ડ,
ગ્રીસ, ઇટાલી, સ્પેન, જર્મની, ફ્રાન્સ અને ઈગ્લાંડ—
અમારો એકજ૦

સ્ટેટ્સ યુનાઇટેડ અને મેક્સિકો, કેનેડાની લેંડ,
બ્રાઝીલ, પેરૂ, વેનેઝુલાદિક, અધિક વળી ગ્રીનલેંડ—
અમારો એકજ૦

યુરોપ, આફ્રિકા અને એશીયા, અમેરીકાના દેશ,
ગણુતાં ગણુના થાય ન જેની, એક એકથી બેશ—
અમારો એકજ૦

હિન્દુસ્તાન અમારો એકજ, સર્વ થકી પ્રખ્યાત,
સુવર્ણ સમ પંકાતો સઘળે, વળી સ્વર્ગમાં ખ્યાત—
અમારો એકજ૦

વીંધ્ય હિમાલય નીલગીરી આદિ, સ્થળ શીતળ સુખકંદ;
સિંધુ, સરસ્વતી, ગંગા, યમુના, સરિતાનાં બહુ વૃંદ—
અમારો એકજ૦

સૂર્ય, ચંદ્ર નિર્મળ ઉગે જ્યાં, સ્થળ ફુલ ફલ વેલ;
વનસ્પતિ વિધ વિધ ઉપયોગી, ધાન્યની રેલંરેલ—
અમારો એકજ૦

દાતા, ભક્ત, શૂરા પૂરા જ્યાં, પ્રકટે ક્ષણુ ક્ષણુ વીર,
દેવ સમા દરિયાવ દિલોના, ધર્મ ધુરંધર ધીર—
અમારો એકજ૦

કાળીદાસ, શંકર, ભવભૂતિ, કપિલ વ્યાસ શુકદેવ;
રામકૃષ્ણુ, અર્જુન, ભિષ્માદિક, ભૂપતિ ને ભૂદેવ—
અમારો એકજ૦

અનસૂયા, સીતા, સાવીત્રી, દમયંતી સમ નાર,
અન્ય દેશને ઝાંખ લગાડે, એવી પ્રકટે સાર—
અમારો એકજ૦

સૂર્ય સમી કીર્તિ ઝળહળતી, સ્વર્ગ મૃત્યુ પાતાળ,
વંદન કરીએ પ્રેમ શું તેને, જય જય હિંદુસ્તાન—
અમારો એકજ૦

સ્વ: કે. વે. ભટ્ટ.




દુનીયાનું સર્વોત્કૃષ્ટ સુખ શરીરના આરોગ્યમાં રહેલું છે, એટલુંજ નહીં પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોનું સર્વોત્તમ સાધન શરીરનું આરોગ્ય છે. શરીરનું આરોગ્ય સાચવવા માટે તંદુરસ્તીના નિયમોનું યથાર્થ પાલન કરવું જોઇએ. તંદુરસ્તીના નિયમોનું વારંવાર ઉલ્લંઘન કરનારાઓ રોગના ભોગ થઇ પડે છે, અને સને ૧૯૦૦ થી સને ૧૯૨૫ સુધીનાં વર્ષોનો એકંદર વિચાર કરીએ તો જણાશે કે ગુજરાતના આરોગ્યના સંબંધમાં પચીસ વર્ષમાં કેટલોક ફેરફાર થયો છે. પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા, કોલેરા, ન્યુમોનીઆ વિગેરે પ્રાણઘાતક મહાભયંકર રોગોએ કેટલો ત્રાસ વર્તાવી લાખો માણસોને મરણને શરણ કર્યા છે, તે સૌની જાણ બહાર નથી, અને તેથી આરોગ્યમાં નુકસાન થયાના ઘણા દાખલાઓ જોવામાં આવ્યા છે. ગુજરાતમાં સ્ત્રી પુરૂષો અને બાળકોને થતા વ્યાધિઓમાં મુખ્યત્વે કરીને વિષમજ્વર ( મેલેરીયલ ફીવર ), ટાઇફસ ફીવર, ટાઇફોઇડ ફીવર, સંગ્રહણી, ક્ષય, ધાતુક્ષય, પ્રદર, શ્વેતપ્રદર, સુવારોગ, વરાધ, રતવા વિગેરે અનેક પ્રકારના રોગોએ વધારો કર્યો છે. શરીરની તંદુરસ્તી જાળવવા માટે ઔષધોની જરૂર નથી પણ કુદરતી નિયમોનું પાલન અને નિયમિત ખાનપાન એ ખરૂં ઔષધ છે, અને દવાઓ તો નિયમોના ઉલ્લંઘન રૂપી મોટા પાપમાંથી છૂટવાનો દંડ છે. આ જગતમાં એવા હજારો—લાખો મનુષ્યો છે કે જેઓ પોતાના સદ્વર્તનથી, સદાચારથી અને દિનચર્યા રાત્રિચર્યા વિગેરે કુદરતી નિયમોના પાલનથી કદી પણ માંદા પડતા નથી અને કોઇ વખત મંદવાડ આવે છે તો ઔષધની મદદ વિના જ યોગ્ય તજવીજથી થોડા વખતમાં સાજા થઇ જાય છે. જ્યારે જ્યારે દેશમાં પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા, કોલેરા જેવા ભયંકર વ્યાધિઓ પેદા થાય છે, ત્યારે ત્યારે આયુર્વેદિક દવાઓએ મહાન ઉપકાર કર્યો છે. જનસમુદાયમાં સોએ નવાણું માણસો દેશી દવાઓ સેવન કરનારા છે. વિસ પચીસ વર્ષમાં આયુર્વેદિક દવાઓએ ગુજરાતમાં બલકે આખા હિંદુસ્તાનની

અંદર પ્રથમની પેઠે પોતાનો ચમત્કાર પ્રગટ કર્યો છે. આયુર્વેદિક શિક્ષણ માટે તેમ દવાઓ તૈયાર કરવા માટે દેશેદેશમાં પાઠશાળાઓ, વિદ્યાલયો, રસશાળાઓ, ફાર્મસીઓ વિગેરે સ્થાપન કરવામાં આવી છે. પ્રથમ આ ઇલાકામાં શાસ્ત્રીય ઔષધશાળા બનાવવાનું માન સુપ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુ ભટજીને ઘટે છે; અને એ સંસ્થા જામનગર રસશાળા એ નામથી ઓળખાય છે. ત્યારપછી એવી જ રસશાળા ઔષધીય કારખાના તરીકે પનવેલના શ્રી ધૂતપાપેશ્વર આરોગ્ય મંદિર એ નામની સંસ્થા સ્થપાઇ છે. ત્યારપછી થોડી વખતમાં ગુજરાતમાં ગુજરાત આયુર્વેદિક ફાર્મસી સ્થપાઇ અને ત્યારપછી આ વીસ પચીસ વર્ષમાં મોટા પાયા ઉપર મુંબઇમાં ઝંડુ ફાર્મસ્યુટિકલ વર્કર્સ, ઉંઝા ફાર્મસી અને ગોંડલ રસશાળા વિગેરે જુદી જુદી ફાર્મસીઓ સ્થપાઇ છે અને તે જનસમુદાયના આરોગ્યની સુધારણાનું કામ કરે જાય છે. આ પ્રમાણે આયુર્વેદિક ઔષધો બનાવાના કારખાનાંઓ પણ પ્રતિદિન વધતાં જાય છે અને તેવીજ રીતે, આયુર્વેદિક પાઠશાળાઓ, વિદ્યાલયો વિગેરે પણ વધ્યે જાય છે. દેશી વૈદ્યકની આયુર્વેદિક પદ્ધતિ પ્રમાણે શિક્ષણ આપનારી સંસ્થાઓ મદ્રાસ, મુંબઇ, અમદાવાદ, કલકત્તા, પુના, દિલ્હી, લાહોર, જયપુર, વડોદરા, ત્રાવણકોર, ઈંદોર, ગ્વાલીયર, મહીસુર વિગેરે દેશોમાં સ્થપાઇ છે અને હાલ પાટણ, અમદાવાદ, વડોદરા, વિગેરે સ્થળોએ પ્રાચીન, અર્વાચીન પદ્ધતિ પ્રમાણે શિક્ષણ આપનારી સંસ્થાઓ આ પચીસ વરસમાં જુદે જુદે ઠેકાણે સ્થપાઇ છે. ઉપરની સંસ્થાઓમાં વિદ્યાર્થીઓને ઉત્તમ રીતે શિક્ષણ આપવામાં આવે છે અને વૈદ્યકના અંગભૂત વિષયોનો સપ્રયોગ ઉપદેશ આપવામાં આવે છે. ગુજરાતમાં પ્રસરેલા વિશિષ્ટ રોગોના શમન અર્થે અને સામાન્ય આરોગ્યનું રક્ષણ કરવા માટે નીચેના નિયમો ગુજરાતીઓએ ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છેઃ—

આરોગ્યનું રક્ષણ કરવાને (૧) સ્વચ્છ હવા, (૨) નિર્મળ જળ, (૩) મિતાહાર, (૫) યોગ્ય રહેઠાણ, (૫) સ્વચ્છ વસ્ત્ર, (૬) મનની સ્થિરતા, (૭) નિયમિત અને માફકસર કસરત, (૮) બ્રહ્મચર્ય, એ આઠ આરોગ્ય રહેવાનાં મુખ્ય સાધનો છે. ગંદી હવા ફેફસાંમાં જઇ લોહી સાથે મળીને શરીરને હાનિ કરે છે. દુષ્ટ જળપાન કરવાથી તથા જઠરાગ્નિથી ન પચી શકે તેવો ભારે ખોરાક ખાવાથી શરીરમાં તે તે સંબંધી વ્યાધિઓ થાય છે. યોગ્ય પ્રકાશ, તથા હવા વિનાનું

ભીનાશવાળું અને જેની આસપાસ મળમૂત્રની ગંદકી હોય એવા ઘરમાં રહેનારને અનેક પ્રકારના વ્યાધિઓ થઇ પડે છે. ધોયેલાં વિનાનાં મેલાં વસ્ત્રો પહેરવાથી ત્વચા સંબંધી રોગો થવાનો સંભવ રહે છે. માનસિક ઉદ્વેગ શરીરને દુઃખ આપે છે. કારણકે મનની અસર તન ઉપર અને તનની અસર મન ઉપર થાય છે. હંમેશાં માફકસર કસરત વિના પાચન બરાબર થતું નથી, તેમ શરીરમાં સ્ફૂર્તિ આવતી નથી તેમ વાતાદિ દોષોનો ક્ષય થતો નથી. કસરત તરફના કુલક્ષે શહેરવાસી ગુજરાતીઓને આરોગ્ય સંબંધે બહુ નુકસાન કર્યું છે એવું સર્વ વૈદ્યોને દર્દીઓની ફરીયાદો ઉપરથી માલૂમ પડયું છે. જીતેંદ્રિય રહેવાથી બળ, બુદ્ધિ અને વીર્યનો નાશ થાય છે, માટે ઉપર બતાવેલા આરોગ્ય જાળવવાના નિયમો દરેક મનુષ્યે સંપાદન કરવા તત્પર રહેવું જોઇએ. કોઈ પણ પ્રકારનો વિકાર શરીરમાં ન હોય તે નીરોગી અવસ્થા કહેવાય છે. તે બાબત ભાવમિશ્રે પૂર્વ ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કેઃ—समदोषः समाग्निश्च समधातुमलक्रियः प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥

જે મનુષ્યના શરીરમાં વાતાદિ દોષ, જઠરાગ્નિ, રસાદિ ધાતુ તથા મળમૂત્રદિ ક્રિયા સમાન હોય એટલે કોપ પામ્યાં ન હોય, તે નીરોગી કહેવાય છે. નીરોગી માણસે આયુષ્યના રક્ષણ માટે પાછલી ચાર ઘડી રાત્રિ હોય ત્યારે ઉઠી ઇષ્ટદેવનું સ્મરણ કરી મળમૂત્રનો ત્યાગ કરવો. વહેલું ઉઠવું એ વહેલું સૂવા વિના બનતું નથી, કારણકે દિવસે થાકી ગએલી ઇન્દ્રિયોને અમુક સમયસુધી આરામ આપવાની જરૂર છે. તે પ્રમાણે આરામ ન અપાય તો તે સંબંધના રોગો ઉત્પન્ન થઇ શરીરને હાનિ કરે છે. શરીરનો શ્રમ દૂર કરવા માટે અવસ્થામાં આવેલા યુવાન મનુષ્યને થોડામાં થોડા સાત કલાક ને વધુમાં વધુ આઠ કલાક ઉંઘવાની અસંત જરૂર છે, માટે આગલી રાત્રિએ વહેલા સૂવું ને પાછલી રાત્રિએ વહેલા ઉઠવું યોગ્ય છે. વહેલા ઉઠયા પછી મળમૂત્રનો ત્યાગ કરવાનું કારણ એ છે કે ભોજન કરવામાં જે પદાર્થ આવે છે તેનું જઠરાગ્નિવડે પાચન થઇ ઉપયોગી રસરૂપ સાર બને છે, ને તે શરીરના પોષણમાં વપરાય છે, અને જે અનુપયોગી મળમૂત્ર ઉત્પન્ન થાય છે તેનો ત્યાગ કરવો પડે છે, એ સૃષ્ટિ–નિયમ છે. ઉલટી રીતે વર્તવાથી તે સંબંધના બીજા વ્યાધિઓ ઉત્પન્ન થઇ શરીરને હાનિ કરે છે. તેટલા માટે માધવ-

નિદાનમાં કહ્યું છે કે " सर्वेषामेवरोगाणां निदानं कुपिता मलाः। तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ॥ "

સર્વ રોગનું મૂળ કારણુ કોપ પામેલા મળ છે ને તે કોપનું કારણુ વિવિધ પ્રકારના અહિત પદાર્થોનું સેવન કહેલું છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જ્યારે ભૂખ લાગે ત્યારે સાદો ને હલકો ખોરાક ખાવો, કેમકે સારી પ્રદીપ્ત થયેલા અગ્નિમાં હોમેલું ઘી જેમ બળી જઈ અગ્નિને ઉત્તેજિત કરે છે તેમ સારી રીતે ભૂખ લાગવાથી કરેલો પાચન થઇ ફરીને ભૂખને તાજી કરે છે. બરાબર ભૂખ લાગ્યા વિના કરેલો આહાર જઠરાગ્નિ મંદ કરી અજીર્ણ, કોલેરા વિગેરે રોગોને ઉત્પન્ન કરે છે. તે બાબત સુશ્રુતના સૂત્રસ્થાનના અધ્યાય ૪૬ માં કહ્યું છે કેઃ-" अप्राप्तकाले भुंजानः शरीरे ह्यलघौ नरः। तांस्तान्व्याधीनवाप्नोति मरणं वाधिगच्छति " ભૂખ લાગ્યા વિના જમનાર દૃઢ શરીરવાન મનુષ્ય પણુ અનેક વ્યાધિને બલ્કે મરણુને શરણુ થાય છે. ભોજન કર્યા પછી કેટલાકને સૂવાનો અભ્યાસ હોય છે તે બાબત જણુાવવાની જરૂર છે કે તે ઉનાળામાં સહજ થોડા વખતને માટે છે. પણુ હમેશાં ઉંઘવાને માટે નથી. દિવસનો સમય નિર્વાહ માટે ઉદ્યોગ કરવાનો છે ને રાત્રિનો સમય ઉદ્યોગથી થાકી ગયેલાને આરામ લેવાનો છે, માટે દિવસે સૂવું નહિ, ને રાત્રિએ જાગવું નહિ. જેમ દિવસે નિદ્રા ન લેવી તેમ સ્ત્રીસેવન પણુ કરવું નહિ, કેમકે તેથી શરીરમાં શિથિલતા આવીને બુદ્ધિનો નાશ થાય છે અને તે માટે દિવસે આરામ લેવાની જરૂર પડે છે; પણુ નિર્વાહ માટે ઉદ્યોગના વ્યવસાયથી આરામ લઇ શકાતો નથી, જેથી શરીરમાં બે પ્રકારે બળની હાનિ થાય છે, માટે ભાવમિશ્રે કહ્યું છે કે, " आयुः-क्षयभयाद्विद्वान् नाह्नि सेवेत कामिनीम् " દિવસની પેઠે શરીરનું આરોગ્ય સાચવવા માટે રાત્રિએ પણુ નિયમથી વર્તવું જોઇએ. સ્ત્રી પુરૂષોએ બ્રહ્મચર્ય રાખીને રહેવાથી શરીરસંપત્ત સાચવી શકાય છે. સૃષ્ટિનો નિયમ જોતાં એવું જણુાય છે કે, વિશેષે કરી આરામ લેવા માટે રાત્રિ નિર્માણુ થયેલી છે; માટે મનુષ્યે પ્રવૃત્તિ ને નિવૃત્તિ એ બંનેને વળગી રહેવું પણુ એકને વળગી રહેવું નહિ. રાત્રિના નિયમ બાબત ભાવમિશ્રે 'પ્રથમ ખંડના પ્રથમ ભાગમાં કહ્યું' છે કેઃ—रात्रौ च भोजनं कुर्यात्प्रथमप्रहरान्तरे किंचिदूनं समश्नीयात् दुर्जरं तत्र वर्जयेत् " રાત્રિએ ભૂખ લાગી હોય તો પહેલા પ્રહરની અંદર ભોજન કરવું;

પણ કંઈક થોડું જમવું ને ન પચે તેવું ખાવું નહિ. રાત્રિચર્યામાં પણ પરિમિત થવું એ પ્રત્યેક સ્ત્રી પુરૂષને માટે આવશ્યક છે.

છેલ્લાં પચીસ વર્ષમાં આરોગ્યમાં ગુજરાત ઉન્નત થયું નથી પણ અવનત થયું છે. રાત્રે વહેલા સૂવાને બદલે નાટક સીનેમામાં મોડેસુધી ભટકનારાં, રાત્રિચર્યામાં પ્રવૃત્ત થવાને બદલે આઠ વાગે ઉઠી સૌથી પહેલાં ચાહના પ્યાલાના રણુકારથી આનંદ પામનારાં, દહાડે ઉંઘરાનારાં અને વઈતરૂં કરવાને ધૂમનારા ગુજરાતી સ્ત્રીપુરૂષોમાં મોટા વ્યાધિ ઘર કરી બેસે તેમાં શું આશ્ચર્ય છે? શરીરનું આરોગ્ય સાચવવાથી ક્ષય, ધાતુક્ષય, પ્રદર, સવારોગ વગેરે મોટા મોટા વ્યાધિઓ થવા પામતા નથી. આ પ્રકારની સાથે આચારનો પણ નિત્ય સંબંધ છે. આચારના સદાચાર ને દુરાચાર એ બે ભેદ છે. સદાચારથી ઉલટી રીતે વર્તવું તેને દુરાચાર કહે છે. જેમ જગતમાં જ્ઞાન મેળવવાની જરૂર છે તેમ સદાચાર જાણીને તે પ્રમાણે વર્તવાની ખાસ જરૂર છે. સદાચાર એ સર્વ શક્તિમાન પરમેશ્વરને ઓળખવાનું પહેલું પગથીયું છે, માટે સદાચાર જાણનાર તે પ્રમાણે વર્તવાથી આસ્તિક બની પરમેશ્વરના શરણમાં રહી શાંતિરૂપ સુખને પામે છે અને તે બાબત કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીય ઉપનિષદ્‌ની શિક્ષાવલ્લીમાં આચાર્યે શિષ્યને સદાચરણ વિષે નીચે પ્રમાણે ઉપદેશ કર્યો છેઃ—

सत्यं वद, धर्मं चर, स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातंतुमाव्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम्, धर्मान्न प्रमदितव्यम्, कुशलान्न प्रमदितव्यम्, भूत्यै न प्रमदितव्यम्, यानवद्यानि कर्माणि तानि सेवितव्यानि, नो इतराणि । यान्यस्माकं सुचरितानि त्वयोपासनीयानि नो इतराणि ॥ સત્ય બોલ, ધર્મનું આચરણ કર, વિદ્યાભ્યાસમાં પ્રમાદ ન કર, વિદ્યાગુરૂને પ્રિય દાનઆપી પ્રજાતંતુનો ઉચ્છેદ ન કર, તારે સત્યમાં પ્રમાદ ન કરવો, ધર્મમાં પ્રમાદ ન કરવો, જે અનિંદિત કાર્ય હોય તે તારે ગ્રહણ કરવાં, બીજાં નહિ, અને જે અમારામાં સારાં આચરણ હોય તે તારે ગ્રહણ કરવાં, બીજાં નહીં. એ પ્રમાણે દિનચર્યા એટલે પ્રાતઃકાળથી આરંભીને સાયંકાલ સુધી મનુષ્યને વર્તવાના નિયમો સંક્ષેપમાં બતાવ્યા છે તે મુજબ વર્તનાર મનુષ્ય દીર્ઘાયુષી થાય છે.

વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર.

# જ્ઞાતિનાં મંડળો અને તેમનું કાર્યક્ષેત્ર.

હાલના સમયમાં જ્યાં દષ્ટિ પડે છે ત્યાં નવી નવી પ્રવૃત્તિઓ દષ્ટિગોચર થાય છે. નવી નવી શોધો, નવા નવા ફેરફારો ચાલુ થઇ રહ્યા છે. આપણો દેશ ધર્મ પ્રાધાન્ય હોવાથી ધર્મની નવી નવી પ્રવૃત્તિઓ પણ થાય છે. ધર્મની પ્રવૃત્તિઓથી સમાજ ઉપર પણ અસરો થાય છે. આવા પ્રગતિના કાળમાં આપણી વિદ્વાન્ ગણાતી રાયકવાળ જ્ઞાતિ સુષુપ્ત દશામાં રહે એ જોઇ જ્ઞાતિના કયા શુભેચ્છકની આંખમાં આંસુ નહિ આવે?

પણ એ માટે આપણે શું કરવું જોઇએ? આ સ્થિતિમાં ફેરફાર કરવાને ઉત્સાહી નવયુવકો ને તૈયાર કરવા જોઇએ. ને તે હેતુથી વિદ્યાર્થીઓને આદર્શ કેળવણી આપવાની જરૂર છે. કેળવણી આપવાના ઘણા પ્રયત્નો છતાં આપણે હજી જોઇએ તેટલું કામ કરી શકયા નથી. હજી પણ આપણે સમસ્ત જ્ઞાતિનાં બાળકોને ઇનામ, સ્કૉલરશીપો, વસતિગૃહ માટે કમર કસીને પ્રયત્ન કરવાની જરૂર છે.

આપણી જ્ઞાતિનાં મુખ્ય ચાર મંડળો છે. તે નીચે પ્રમાણે:-
(૧) રૈકવ મંડળ (૨) રૈકવ યુવક મંડળ (૩) આમોદ રૈકવ મંડળ, અને (૪) નૂતન રૈકવ મંડળ.

રૈકવ મંડળની સ્થાપના રિપોર્ટો પ્રમાણે સને ૧૯૧૪-૧૫ માં થઇ છે તેની વખતમાં બેઠકો ઠીક ઠીક થાય છે. અને ઠરાવો ઠીક ઠીક કરે છે. તેની નાણાંની સ્થિતિ પણ સારી છે. જ્ઞાતિ મેળાવા વખતે સૌ કોઇનું મન એકજ ધ્યેય ઉપર ખેંચવામાં આવે છે એ એક સ્તુત્ય પગલું છે. લલિતાષષ્ટિના દિવસે આ મંડળ તરફથી અમદાવાદની જ્ઞાતિનાં બાળકોને ઇનામો અપાય છે.

આમોદ રૈકવ મંડળે લગભગ ચારેક વર્ષ કામ કર્યું અને ત્યાર પછી એટલે સને ૧૯૧૯ પછી લગભગ બંધ થયેલું છે. આમોદના ઘણા ખરા વતનીઓ અમદાવાદમાં ને વડોદરામાં છે એ સ્વાભાવિક રીતે ત્યાં જોઇએ તેટલી પ્રવૃત્તિ ન થઈ શકે ને તેથી મંડળને ઘણી મુશ્કેલીથી કામ કરવું પડે એ ખુલ્લું છે. તે મંડળના વાર્ષિક રિપોર્ટમાં જીવન ચરિત્ર આપવાની પ્રથા સારી જણાય છે. આ મંડળ તરફથી

લલિતા છઠને દિવસે ઉજાણી અને મેળાવડો થતો. લલિતાષાષ્ઠ ઉજવવાનું કામ જ્ઞાતિનાં દરેક મુખ્ય મુખ્ય સ્થળે થાય એ ઇચ્છવા જોગ છે. મંડળોના અસ્તિત્વથી જ્ઞાતિમાં જાગૃતિ રહે છે અને વિદ્યા દાનના ક્ષેત્રમાં કંઈ કંઇ પ્રવૃત્તિ થતી જાય છે. આમોદ જ્ઞાતિમંડળ આખા વર્ષમાં ભલે અસ્તિત્વ ન ધરાવે, પરંતુ વિદ્યા દાનનું લક્ષ્ય બિંદુ તેણે છોડી દેવાની જરૂર નથી.

શ્રી રૈકવ યુવકમંડળ સને ૧૯૧૮–૧૯ માં શરૂ થયું હોય એમ લાગે છે. કોઇ કહેશે યુવક મંડળની જરૂર ? તો પછી સ્વાભાવિક પ્રશ્ન એ પણ ન થાય કે કોઇ પણ મંડળનીજ શી જરૂર છે ? અલબત્ત, મંડળની જરૂર છે. ને મંડળથી એક બીજા એકઠા થાય, વિચારમાં એકતા થાય ને કંઇને કંઈ નવું કામ થાય, જ્ઞાતિમાં યુવક મંડળનું અસ્તિત્વ એ એક શુભ ચિન્હ છે. યુવક મંડળ તરફથી પુસ્તકાલય તથા પુસ્તક પ્રસિદ્ધિનું કામ થાય છે.

નૂતન મંડળની શરૂઆત સને ૧૯૧૬ માં કડાદરા મુકામે થઇ હતી. તે વખતે સમસ્ત જ્ઞાતિનું વાતાવરણ સ્નેહ, શાંતિ અને ઉત્સાહથી ભરપૂર હતું. સૌને એવો વિચાર થયો કે જ્ઞાતિમાં કેળવણી, સંસ્કાર સંપ અને શાંતિનો પ્રચાર કરવાને એક એવા મંડળની જરૂર છે. ગયા દસકા દરમ્યાન જ્ઞાતિમાં કંઇક નવું ચેતન આવ્યું છે. કેટલાક જ્ઞાતિ જનોમાં પોતાનાં બાળકોને ઉચ્ચ કેળવણી આપવાની અભિલાષા ઉત્પન્ન થઇ છે ને તે દિન પ્રતિદિન વધતી જાય છે.

તેમ છતાં આપણી ત્રૂટીઓ પણ છે. જ્ઞાતિની પરિષદ્ અમદાવાદમાં ભરાયા પછી આપણામાં મંદી આવેલી છે. આપણે મંડળો સ્થાપ્યા પછી મંડળોનો હાથ ઝાલીને તેમને ચલાવવાં ઘટે છે.

યુવક મંડળને અમારી વિનતિ છે કે તેમણે સાહિત્ય મંડળ સ્થાપીને તેમાં વાંચન શક્તિ, વિચાર શક્તિ અને વકતૃત્વ શક્તિ કેળવવાં જોઇએ.

મંડળની નક્કી કરેલી સભાઓમાં ભાષણ શ્રેણી ચાલુ કરવી જોઇએ, અને એ ભાષણોમાં જ્ઞાતિ હિતના, ધર્મના, સમાજના વિષયો ચર્ચવા જોઇએ. આપણે જ્ઞાતિ મેળાના પ્રસંગે માત્ર ભોજનનો આનંદ માનીએ, તેથી પણ ઉંચી કોટીનો આનંદ પરસ્પર મિલન અને વિચારની આપલેથી થાય છે.

આપણી જ્ઞાતિમાં કેટલાક શ્રીમંતો પણ છે ને કેટલાક સખી ગૃહસ્થો પણ છે. તેમની ઉદારતાનાં ફળ ચાખવાને આપણે માર્ગો

તૈયાર કરવાની જરૂર છે. કોઇ કહેશે કે " પૈસા વિના શું કરી શકવાના છીએ ? સૉલીસીટર કે ખડીયાળી જેવા બૉર્ડીંગ ઉઘાડયા વિના ગયા તો આપણે શું કરી શકવાના છીએ ? " આના ઉત્તરમાં એજ કે " ઝાઝી કીડીઓ સાપને તાણે. " આપણે નવા વિચારો સમાજ આગળ મૂકીશું તો સમાજ એક પગલું આગળ વધશે, અનેક ગૃહસ્થો પોતાના સ્મારકની દહેરીઓ વિદ્યાદેવીના મંદિર આગળ જરૂર બાંધશે.

મંડળો ઉપર ઉપરા છાપરી વાદળો આવે છે ને જાય છે. તેમની વ્યવસ્થા માટે સેક્રેટરીઓ બદલાય, વ્યવસ્થાપક મંડળો બદલાય હિસાબો રજૂ થાય, બજેટો મંજૂર થાય, ઠરાવો નોંધ બુકમાં નંધાય, રિપોર્ટો છપાય, મંડળ તરફથી પત્ર વ્યવહાર થાય, સભાઓ બોલાવાય ઇ. કામો થાય છે. વૃદ્ધો સહાય કરે, મેમ્બરો નવી નવી સૂચનાઓ લાવે તોજ મંડળનું કામ આગળ ચાલે. માત્ર છિદ્રો જોવાથી શું ?

મંડળોનો હેતુ કેળવણીનો પ્રચાર કરવાનોજ હોઇ શકે, વિદ્યાર્થીઓ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કેળવણી મેળવે, સાદા, સ્વાવલંબી, સહનશીલ અને સ્વદેશપ્રેમી અને ધર્મના સાચા સેવકો થાય અને ભાવી જીવન સુખ અને શાંતિમાં ગાળે એજ મંડળનો હેતુ છે.

આપણી જ્ઞાતિની ખરી અને તાજી ખબરો માસિક દ્વારા જ મળી શકે જ્ઞાતિની ચડતી પડતી વસતિપત્રકદ્વારા જાણી શકાય કેળવણી, વિવાહ, મરણ વગેરેના આંકડા બહુજ જરૂરના છે.

લલિતાષષ્ટિ જેવાં પર્વ આખી જ્ઞાતિમાં ઉજવાય તો કેવું સારૂં ? તે દિવસે રમત ગમતના મેળાવડા, ઉજાણીઓ, અંગ કસરતની હરિફાઇ અને વિદ્યાદાન માટે ફંડ એકઠું કરવાની જરૂર છે.

લલિતા માતા એ આપણાં કૂળ દેવી છે, તેમના પવિત્ર ધામનું સ્મરણ કાયમ રાખવું એ પણ આપણી ફરજ છે. માતાના દેવળના જીર્ણોદ્ધાર માટે રકમ એકઠી થાય છે એ પણ હર્ષની વાતછે.

સમસ્ત જ્ઞાતિનાં બાળકોને પરીક્ષા થઈ ગયા બાદ એક ઠેકાણે એકઠાં કરીને ઇનામો આપવાં ઘટે છે. સમસ્ત જ્ઞાતિનો ગત વર્ષનો ટુંક અહેવાલ એકઠો કરવો ઘટે છે. તો જ આપણું કાર્યક્ષેત્ર વિશાળ થાય. અસ્તુ.

ગૌરીશંકર મોતીરામ ભટ્ટ.

---

# પિંજરૂં પિત્તળનું કે બેડી લોખંડની ?

મનુભા પંચમહાલમાં એક નાના જાગીરદા રહતા–તેમને મોટી વયે એક પુત્ર થયો. પુત્રના જન્મ પછી માતાને પ્રસુતીજ્વરનો વ્યાધી લાગુ પડયો અને તેના પરીણામે તે ત્રીજે માસે મરણ પામી. મનુભા સાધારણ જાગીરદાર હતા છતાં પણ તેમની ખીજમતમાં રજવાડી રીવાજ પ્રમાણે દશવીશ માણસો રાતદિવસ બાપુ બાપુ કરતાં હાજર રહેતાં. માતાના મરણ પછીના આ માયાવી પુષ્પને કેમ આનંદમાં ઉછેરવું, તેજ મનુભા તેમજ તેમનાં આગળ પાછળ-નાંનુ ખાસ કર્તવ્ય થઇ પડયું હતું અને તેજ પ્રમાણે વિલુભા ખમા ખમા થતા ઉછરતા હતા.

અતિશય લાડકોડમાં ઉછરેલાં બાળકો હંમેશાં ઘણુંજ એકલ-વાયાં અને હઠીલાં થાય છે તેમ વિલુભાના સંબંધમાં પણ થયું. રમકડાં રમવાની સમજ આવતાંજ વિલુભાએ પોપટ અને તેને માટે એક પાંજરાની માગણી કરી. ( હઠ લીધી ) કુંવરને જે માગે તે આપવું અને કોઇ પણ કારણસર તેને નાખુશ ન થવા દેવો એવી મનુભાની ખાસ આજ્ઞા હોવાથી વિલુભાની ઇચ્છાનુસાર એક સારો પોપટ અને તેને લાયકનું પીતળનું સુંદર પાંજરૂ તરતજ મંગા-વ્યું.. પોપટ ઘણું ચકોર પક્ષી હોય છે અને તેમાં પણ સારો જાત-વાન હોય તે તો માણસના જેવુંજ બોલતાં થોડાજ સમયમાં તે શીખે છે અહીં પણ તેમજ થયું. ઘણાં માણસો વિલુભાને રમાડવા રહેતાં તેના બ્હોળા સમાગમથી પોપટ થોડાજ સમયમાં સ્પષ્ટ બોલતાં અને વાતચીત કરતાં શીખી ગયો. બાળકવિલુને પોપટની એટલી બધી માયા થઇ રહી કે તે પોપટને જરા પણ વિલો મુકે નહી. વિલુને નિશાળે મુકયો ત્યાં પણ પોપટને સાથેજ લઈ જાય. કાળ જતાં વિલુની ગુજરાતી કેળવણી પુરી થઇ અને ગામમાં ઇંગ્રેજી નિશાળના અભાવે તેના પિતાએ પોતાના એક સ્નેહીને ત્યાં રાજનગરમાં ઇંગ્રેજી કેળવણી માટે યોગ્ય વ્યવસ્થા કરી..

વસંતપંચમીનો સારો દીવસ જોઇ મનુભા પોતાના એકના એક પુત્ર વિલુભાને લઇ તેમના બાળસ્નેહી કનુભા જે પંચમહાલનાજ

સારા જાગીરદાર હતા પણ ઘણો સમય થયાં રાજનગરમાં બંગલો લઇ રહેતા હતા તેમને ત્યાં આવ્યા અને એકાદ અઠવાડીયું ત્યાં રહી વિલુભા માટે શાળા તથા ખાનગી શિક્ષણ માટે એક સારા ગૃહસ્થનો બંદોબસ્ત કરી જે વિલુ પોતાથી એક પળ પણ અત્યાર સુધી વિખુટો થયો નહોતો તેની વારંવાર ભલામણ કરતા આંખમાં આંસુ સાથે કનુભાની રજા લઇ પોતાને વતન પાછા ગયા.

કનુભા વયે વૃદ્ધ હતા પણ તેમના આચાર વિચાર જમાના પ્રમાણે સુધરેલા હતા. તેમને સંતતિમાં માત્ર એક કુંવરીજ હતી અને તેનું નામ મેના હતું. મેના નામે જેમ મધુર હતી તેમ અંગે અને રંગે પણ તેવીજ હતી માત્ર એકની એક પુત્રી અને શહેરના વાતાવરણમાં ઉછરેલી તેથી સ્વતંત્ર વિચારો ધરાવતી અને શોખીલી હતી. હાલમાં તેની પણ ગુજરાતી કેળવણી પૂરી થઇ ઈંગ્રેજી શરૂ થવાની હતી તેથી કનુભાએ અત્રેની કેટલીક શાળાઓમાં છોકરા છોકરીઓને સાથેજ શીક્ષણ અપાય છે તેવી એક શાળા વિલુભા અને મેના માટે પસંદ કરી. જેથી બન્નેને આવવું જવું સુગમ પડે.

વિલુભા કનુભાને ત્યાં રહેવા લાગ્યો ત્યાં પણ તેમનો પોપટ તો સાથેજ હતો. નવરાશના વખતે તે પોતાના પ્યારા પોપટને પાંજરામાંથી બ્હાર કાઢી બગીચામાં ફરવા નીકળે, અને ત્યાં કોઇ સ્થળે બેસે તોપણ તેનીજ સાથે વાર્તાવિનોદમાં પોતાનો વખત ગુજારે, આ બધું જોઇ મેનાએ પણ તેની વર્ષગાંઠને નિમીત્તે પોતાની માતાને એક મેના અપાવવા વિનંતી કરી. ત્હેના બાપુએ ઘણું સમજાવ્યું કે બ્હેન પક્ષીને બંધનમાં રાખવામાં ઘણું પાપ છે, આપણે તેમની ઘણીજ ચિંતા રાખવી પડે છે અને તેમાં જો આપણી કસુર થાય તો તે મુગા પ્રાણીને મહામહા દુઃખ પડે અને કોઇ કોઇ વખત પાળનારની ભુલના ગંભીર પરિણામે આવાં ગરીબ પ્રાણીઓ મરણ પણ પામે છે. માટે એવા પાપમાં પડવા કરતાં કોઇ બીજી ભેટ માગ. પણ મેના એકની બે થઇ નહી ત્યારે તેની માતાએ છોકરી પરધન છે, હવે આપણી તો ત્રણ ચાર વર્ષની મ્હેમાન છે વીગેરે વીગેરે વાતો કહી તેના બાપુને સમજાવી આખરે મેનાને એક સુંદર મેના અને તેને રાખવા માટે એક સોનાનું પીંજરૂં અપાવ્યું. મેનાને મેના મળી એટલે તરતજ તે વિલુભા પાસે હરખાતી હરખાતી આવી અને

કહેવા લાગી વિલુભા જુવો તમો આખો દિવસ તમારા પોપટભાઇ સાથે વાતો ચીતો અને રમતગમત કરો છો ત્યારે હું પણ બાપુ પાસેથી આજ મેના લઈ આવી છું, અને હું પણ મારી મેના બ્હેન સાથે રમતગમત અને વાતચીત કરીશ જુવો તમારા પોપટભાઈનું પાંજરૂં તો પિત્તળનું છે અને અમારી મેના માટે તો માએ સોનાનું પાંજરૂ કરાવી આપ્યું છે જોયુ કે—મેનાના છેલ્લા શબ્દો ત્હેની લક્ષ્મીની મગરૂરી સુચવતા તે બોલી હતી. પણ આપણા વિલુભા બીચારા નામ પ્રમાણે ગુણવાળા હોવાથી તે સમજ્યા નહી અને તેથી તેનો જવાબ પણ વાળી શકયા નહી માત્ર જવાબમાં એટલું જ બોલ્યા કે તે બધું ખરૂં પણ અમારા પોપટભાઇતો વાત કરી શકે છે અને તમારાં મેના બેનતો હજી ટહુકારાજ કરે છે. આ ટાંણો ચોર મેના સમજી ગઇ અને તરતજ મેનાને બોલતાં શીખવવા માટે તેણે ખાસ માણસનો બંદોબસ્ત બીજા દિવસથી કર્યો એટલુંજ નહી પણ પોતે પણ પોતાના અભ્યાસમાંથી પરવારે કે મેના પાસે જઇ કેટલોક વખત તેને બોલાવવામાં તથા તેને બોલવામાં ઉતેજન આપે તેવા પદાર્થો—અકલગરો વિગેરે તેને ખવરાવવામાં ગાળે.

સારો ખોરાક નિયમીત શીક્ષણ અને સારી હવાની સગવડ મળતાં કનુભાના Happy home સુખાશ્રમમાં વિલુભા—મેના—પોપટ અને મેના ચારે આનંદમય તંદુરસ્ત જીવન ગાળવા લાગ્યાં.

ચોથું ધોરણ પુરૂં કર્યા પછી મેનાનાં માતાપિતાની ઇચ્છા એવી થઇ કે હવે મેનાને નિશાળ છોડાવી ફક્ત ઘર આગળ એક સારી શીક્ષીકા રાખી ઇંગ્રેજીમાં તેનો અભ્યાસ આગળ ચલાવવો અને બાકીના ફુરસદના વખતમાં તેને શીવણ—ભરત—ગાયન વિગેરે શીખવવું અને મેનાની પોતાની પણ ઇચ્છા તેમ હોવાથી તે પ્રમાણેના ક્રમ નકી કરી મેનાને નિશાળ છોડાવવામાં આવી. હવે વિલુભા ભણવામાં એકલા પડયા પણ મુળથી જ શાંત પ્રકૃતિના હતા એટલે એમને મેનાના નિશાળ છોડવાથી કોઇ રીતે શોક થયો નહી. પણ કાંઇક સંતોષ થયો કે કદાચ તેમને કાંઇ પ્રશ્નોત્તર થતા અને તેમાં ન આવડે તો મેના કલાસમાં હોય ને શરમાવું પડે તે દુઃખ ટળ્યું—આસ્તે આસ્તે આવા સંયોગોમાં વિલુભાએ પોતાનો અભ્યાસ મેટ્રીક સુધી ચલાવ્યો અને તેમાં પાસ પણ થયા. અત્યારસુધી તો મેટ્રીક થવાનું

છે, એ આશામાં ભણતા હતા પણ હવે વિલુભા અને મનુભા બેઉને વિચાર વમળમાં ગોથાં ખાવાનું આવ્યું. વિલુભાના પાસ થયાના સમાચાર તારથી મનુભાને મળતાં જ તેઓ કનુભાનો આભાર માનવા, તેમ જ હરખ કરવા માટે રાજનગર આવ્યા બે ચાર દિવસ આનંદમાં ગાળ્યા પછી મનુભાએ એક સાંજના જ્યારે કનુભા આપ્ત વર્ગ સાથે બાગમાં બેઠા હતા ત્યારે વિલુભાની ભવિષ્યની કેળવણીની વાત છેડી–ભાગ્યવશાત્ તેજ રહવારના મનુભાને તેમનાં પત્નિ સાથે પોતાની એકની એક દિકરી મેનાના વિવાહ સંબંધી વાત થઇ હતી. અને પિતા કરતાં માતાઓ પોતાની પુત્રીઓના આવા સંબંધો માટે ઘણી જ ચિંતાતુર હોય તે સ્વાભાવિક છે. જ્યારથી વિલુભા કનુભાને ત્યાં રહેતા હતા ત્યારથી મેનાની મા બારીક નજર વિલુભાના સ્વભાવ–લક્ષણુ અને રીતભાતપર રાખતી હતી. અને તેના શાંત સ્વભાવથી તેમ જ પોતાના પતિના કરતાં દરજ્જે કાંઇક ઉતરતા મનુભા છે, એટલે આપણો હાથ ઉંચો રહેશે, અને છોકરીને કોઇ કાંઇ કહેશે નહી અને છોકરી સુખી થશે એમ ધારી વિલુભા તેની આંખમાં ઠસી રહ્યા હતા. મનુભાએ ભવિષ્યની કેળવણીનો સવાલ કનુભાપાસે મુકતાં જ કનુભાના મગજમાં રહવારના બનાવો સ્ફુરી આવ્યા અને તેમણે હોકો ગગડાવતાં ધીરે અવાજે કહ્યું ભાઇ મનુભા હવે ગરાસમાં કાંઇ ઝાઝુ રહ્યું નથી. વરસો એક બીજાને ખાતાં આવે છે અને સરકારને તેનો કાંઇ વિચાર થતો નથી. આપણે તો આવક હોય કે નહી છતાં સરકાર ધારો પુરો ભરવો રૈયતને રાજી રાખવી અને આપણો મોભો જાળવવા ખરચ પણ ઉભાં રાખવાં જ પડવાનાં છે. માટે આ બધું ધ્યાનમાં રાખી વિલુભાને માટે શો રસ્તો લેવો તેનો વિચાર કરવાનો છે. અલબત એટલું તો કહેવું જોઇએ કે તમારા વિલુભા મારે ત્યાં આટલાં વર્ષ રહ્યા તે દરમીઆન અમો તો તેના શાંત અને મીલનસાર સ્વભાવ, કાંઇ પણ કામ બતાવવામાં આવે તોપણ કાંઇ પણ હુંપદ વિના તરતજ કરવાને તેમની તત્પરતા અને સ્વમાન માટેનો ખોટો દંભનો અભાવ જોઇ ખરેખર ઘણાજ ખુશી થયા છીએ,અને એ બધાનો વિચાર કરતાં તેમજ ભવિષ્યમાં એવો અભ્યાસ કરવા તેમને ભલામણ કરવી કે જેથી તેમના અત્યાર સુધીના જળવાયલા શરીરના બાંધાને નુકશાન ન આવે. હું પોતે ફર્સ્ટ

ક્લાસ સત્તાવાળો જાગીરદાર છું પણ ગમે તેટલા કાયદા જાણતા હોઇએ તોય આપણું જ્ઞાન હવે નકામું છે. કાયદાની દલીલો ચલાવી રૈયતને રંજાડી નાણાં મેળવવાના વખત હવે તો ગયા છે. માટે મને તો એમને કાયદા ભણાવવા તરફ લક્ષ્ય નથી. વળી હવે પુસ્તકો પણ એટલાં વધી ગયાં છે કે તે અભ્યાસમાં ફતેહમંદ થતાં તેમનું આ શરીર તંદુરસ્ત નહી રહે માટે તેમને પુનાની પોલીસ ટ્રેઇનીંગ કાલેજમાં મોકલવા એવો મારો તો ખુલ્લો અભિપ્રાય છે. જેથી તેમની તંદુરસ્તી જળવાશે. તેમની શક્તીમાં તેમજ પ્રજાનું રક્ષણ કરવાની જે આપણી મુખ્ય ફરજ છે, તે માટેની સારી લાયકાત તેમનામાં આવશે અને પોતાની પ્રજાને નિર્ભય બનાવી શકે અને પૂર્ણરક્ષણ આપી શકે તેવી શક્તી તેઓ સંપાદન કરે તો પછી બીજા કાયદાઓનું જ્ઞાન તેમને કાંઇ જરૂરનું નથી—કનુભાનો આ વિચાર મનુભાને પુરેપુરો ગમ્યો પણ વિલુભાને પુનામાં કયાં અને કોના આશ્રે મુકવા તેના વિચારથી તે જવાબ દેતાં મુઝાવા લાગ્યા—તેમની આ મુઝવણ કનુભા કળી ગયા અને તેમણે કહ્યું કેમ મનુભા શા માટે ગભરાવ છો તમે અમારો અભિપ્રાય સ્વીકારતા હો તો પછી શું અને કેમ વ્યવસ્થા કરવી તે બાબત તમારે જરાપણ ફીકર કરવી નહી. જુવો મનુભા આપણે બાળસ્નેહી છીએ—સ્વજ્ઞાતિ પણ છીએ અને જેમ તમારે સંતતિમાં વિલુભા એકના એક છે તેમ અમારે પણ મેના એકની એક છે એટલે અમારો વિચાર તો આજ સ્હવારથી એવોજ થયો હતો કે હવે વિલુભા પણ ઉમર લાયક થયા છે અને મેના પણ પરણવા યોગ્ય ઉમરની થઇ છે, તો સારો દિવસ જોઇ તમો તમારે વતનનથી કહેવડાવો ત્યારે અમો તેમના વિવાહ કરીએ અને ઉનાળાની રજામાં તેઓ પાછા આવે ત્યારે લગ્ન ગોઠવીએ કનુભાના મ્હોંઢેથી આ સમાચાર સાંભળતાં મનુભાના હરખનો પાર રહ્યો નહી એક તો પોતાથી કુળમાં—દરજ્જે ઉંચા, સારા લાગવગ અને વશીલાવાળા અને એકની એક પુત્રીવાળા કનુભા પોતાના વ્હેવાઇ થાય છે એટલે તેમનો પણ ન્યાત જાતમાં માન મરતબો વધી જવાનો તે વિચારોમાં તેમને તો સ્વર્ગ માત્ર બે આંગળજ બાકી જણાવા લાગ્યું. છતાં ગંભીર સ્હેરે બોલ્યા વાહ કનુભા સાહેબ આમ ગોઠવણ થાય એતો અમારાં અહો ભાગ્ય કહેવાય. હું હવે વિલુભાને માટે નિશ્ચિત થયો અને તમારી મેનાબા માટે તો તમારે કશી ફીકર

કરવીજ નહી. હવે આપણે તો અવસ્થાએ પ્હોંચેલાં છીએ માત્ર ઘર બાર જરજાગીર મેના આવે ત્યારથી બન્ને ઠેકાણાનું તેમનેજ સંભાળવાનું છે. ભલા ઈશ્વર જોડીને સુખી કરો ને તેમનાં સુખ જોઇ આપણી આંખ ઠરે અને એમને અને એમનાં પરિવારને સુખમાં જોઇ આપણે રસ્તે પડી જઇએ એટલે આપણું આ સંસારમાં આવ્યું સફળ થઇ જાય હવે જો આપની રજા હોય તો હું બે ત્રણ દિવસ પછી આપની રજા લઇ વતન જઇ અને મ્હારાં બ્હેનને સમાચાર કહી સારો દિવસ જોઇ આપને વધાવો કહાવું. રાત મોડી જવાથી પછી સર્વ સુઇ ગયા.

સ્હવાર પડતાં તો આપ્ત જનોમાંથી એક કાનેથી બીજે કાને વાત ચાલી અને કનુભાના બંગલામાં સર્વ કોઇના ચ્હેરા ઉપર આનંદ આનંદ છવાઇ રહ્યો

મેનાની દાસીએ આવી મેનાને આ વધામણી આપી પણ આથી હર્ષિત જણાવાને બદલે મેના દીલગીર થઇ જેથી આશ્ચર્યચકિત થઈ મેનાને પુછવા લાગી બ્હેન આવી ખુશ વધાઇ સાંભળી કોણ નારાજ થાય હું તો વધામણી માટે સરપાવની આશા રાખતી હતી અને તમે તો કોણ જાણે કેમ મ્હોં મચકોડી બેઠાં.

મેના—જો તુ જાણે છે કે આપણા રજવાડામાં રણવાસમાં શાં સુખ છે. આ તારી વધામણી મ્હારી સર્વે સ્વતંત્રતા પર છીની મુકે છે હવે ન તો મારાથી ખુલ્લી હવામાં હરાય ફરાય કે ન તો મારાથી કોઇને હળાયમળાય. અમારા ગરાસીઆમાં તો થોડાજ મારા બાપુ જેવા સુધરેલા વિચારના હશે કે જેઓ પોતાની બેટીઓને મ્હારા જેટલી સ્વતંત્રા ભોગવવા દે.

દાસી—બ્હેન અત્યારથીજ આવા આવા ગાંડા વિચારોથી શું ગભરાવ છો. મનુભા કાંઇ બાપુ કરતાં ઉચા દરજ્જાના નથી. વળી આપણો ગરાશ તેમને ત્યાં જવાનો છે એટલે તમારામાં તમારાપણું હોય તો આ વિલુભાને હાથમાં નચાવતાં શીખો એટલે તમારો બેડો પાર. એ તો બેસ્તો રાજા અને આવતી વહુ, એનો દાવ પ્હેલો પાડયો તે ખરો—અત્યારથીજ વિલુભાને કહી દેવું કે મારાથી ગામડાંઓમાં તો. રહેવાશેજ નહી. મારે તો ગાડી-વાડી-મોટર-બંગલા વિગેરે જોઇશે હજુ તો આપણે ત્યાં રહી શીખ્યા છે અને આગળ પર પણ તેમને માટે બાપુજ બદોબસ્ત કરવાના છે—સમજ્યા બ્હેન.

હંમેશના રીવાજ મુજબ બપોરના જમી પરવારી સહુ આરામ કરતાં હતાં તે સમયનો લાભ લઇ મેના વિલુભા પાસે આવી મેનાને જોતાંજ વિલુભા આનંદથી તેની સામે ગયો અને સ્નેહાળ વચને તેનો સત્કાર કર્યો. પણ આથી મેનાના ચ્હેરા ઉપર કાંઇપણ અસર જણાઈ નહિ તે તો ફક્ત શાંત રહી અને કાંઈપણ ઉત્તર આપ્યા વિના એક સોફા ઉપર બેશી ગઈ. વિલુભા તેની સામે એક ખુરશી પર બેઠો અને તેના વિવાહના સમાચાર પછીની આ પ્હેલીજ મુલાકાતમાં આવી ખિન્ન પ્રતિમા જોઇ સખેદ બોલ્યો મેનાકુમારી ,' શું આજના સમાચાર તમને દિલગીર કરે છે! આમ થવામાં શું તમારી સંમતિ નથી ! અને જો તેમજ હોય તો આપણે સુખની તો આશા રાખવી વ્યર્થ જ છે ! " હું તમારા ઉત્તર માટે આતુર છું.

મેના—કુમાર આજના સમાચાર આજ નહી તો જ્યારે પણ મળત ત્યારે મને તો દુઃખરૂપજ નિવડવાના હતા—તમારે લીધે નહી પણ આપણી આખી કોમને લઇને—મને હવે એમ દિલગીરી થાય છે કે મારા બાપુએ શા માટે મને આટલી કેળવણી આપી અને આવા સ્વતંત્ર વાતાવરણમાં ઉછેરી જ્યારે હવે પછી તેમનો વિચાર મને આ મારી મેનાની પેઠે સોનાના પાંજરામાં બંધ કરવાનો હતો —અરે મેના તો બીચારી સુખી છે કે તેને ખુલ્લી હવા પણ મળે છે તેમજ મારી સાથે બ્હાર હરવાફરવા પણ આવે છે પણ હું તો તમારે ત્યાં આવી ને રજવાડી રીતે રણવાસમાં આવી એટલે ન તો કોઇનું મ્હોં જોવાય કે ન તો ખુલ્લી હવા લેવા ભાગ્યવાન થઇશ. હે! ઇશ્વર ! આ દુઃખ આવે તેના કરતાં તો તે દિન હું જોઉં નહી તેજ હું વધારે ઇચ્છું છું એમ બોલી મેના હૃદય ફાટ રડવા લાગી.

વિલુભા આપણે ઉપર કહી ગયા છીએ તેમ બીચારો શીળો અને ગરીબ સ્વભાવનો હતો તે આમ મેનાને હૃદયફાટ રડતી જોઇ ગભરાઇ ગયો અને કોઈ સાંભળશે અથવા ત્યાં આવી ચડશે તો શું થઇ જશે. એવા ખોટા ત્રાસથી મેનાને શાંતપાડવા કાલાવાલા કરવા લાગ્યો અને તેને છાની રાખી ખાત્રી આપી કે જો મેના મને મારે ત્યાં આવવું નહી પાલવે તો હું અત્રે તમારે ત્યાં રહીશ અને તમો જેમ કહેશો તેમ કરીશ અને વર્તીશ. પણ પ્રભુ ખાતર તમો કલેશ કરશો નહી. હું તો તમારે ત્યાં આવ્યો અને મેના અને પોપટના પાંજરા સંબંધી તમારી સાથે વાતચિત થઇ ત્યારથી જ તમારાથી

અંજાઈ ગયો છું. અને તમને એક દેવી યાને શક્તી માનું છું. તમો કહેશો તેમ કરીશ પણ તમો મારી સાથે લગ્ન કરવા ના પાડશો નહી. આમ પ્રથમ પ્રસંગમાંજ મેનાએ દાસીની યુક્તીનો લાભ લઇ વિલુભા પાસે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાનો કોલ લીધો.

કનુભાની રજા લઇ હરખાતા હરખાતા બ્હેનને શુભસમાચાર ઉતાવળે કહેવાને અધીરા મનુભા બીજે દિવસે સ્હવારે પોતાને વતન પાછા ફર્યા–તેમનાં બ્હેન વિધવા હતાં અને તેઓ જુના આચારવિચારોનાં ચુસ્ત અનુયાયી હતાં

મનુભા આવવાના હોવાથી તેઓ જમવા માટે તેમની રાહ જોતાંજ બેઠા હતાં–વિલુભા પાસ થયાના સમાચાર આગળ મળી ચુકયા હતા. પણ ભાઇ તેમને મળી આવે છે તેમ જાણી આજે બ્હેને પણ જમણુમાં કંસાર કરાવ્યો હતો, બન્ને ભાઇ બ્હેન સાથેજ જમવા બેઠાં–કંસાર પીરસાતાં મનુભા બોલ્યા. બ્હેન તમે તો અગમચેતી વાપરી કામ કર્યું છે. આજે આ જમણને લાયકનાજ શુભ સમાચાર હું તમને આપવાનો છું.

બહેન—વારૂ એવા શા સમાચાર છે ભાઇ ?

મનુભા—જુવો બ્હેન આપણા વિલુભાની ઉમર અત્યારે ૧૬–૧૭ વર્ષની છે. અને મેટ્રીક પાસ થયા હવે મારો તથા કનુભાનો વિચાર એવો થયો છે કે તેમને પુનામાં પોલીસ ટ્રેઇનીંગ કાલેજમાં તાલીમ લેવા મોકલવા અને તે માટે જોઇતો સર્વ બંદોબસ્ત કરવાનું કનુભાએ માથે લીધું છે,

બ્હેન–ત્યાં કેટલો સમય તેમને રહેવું પડશે ?

મનુભા–એ તો બ્હેન તેમનાં પરાક્રમ ઉપર છે જો બરાબર અભ્યાસ કરે તો ત્રણવર્ષમાં બધુ શીખી પાછા ફરે.

બ્હેન. ત્યારે તો વીશ વર્ષનો વિલુ થાય ત્યારે પાછો આવે–પણ ભાઈ હવે તો મ્હને એમ થાય છે કે આપણે વિલુના વિવાહ સંબંધી તજવી જ કરવી જોઇએ.

મનુભા–હાં–ત્યારે તો એજ વાત જેનું તમને ચિંતવન થયાં કરતું દેખાય છે. તેનો જ ખુલાસો તમને આજ કરવાનો છું અને એજ સુભ સમાચાર ! !

જૂઓ બ્હેન આપણા કનુભાને મેનાકુમારી નામે એકની એક દિકરી છે—તેઓ આપણા કરતાં દરજ્જે સારા કહેવાય અને મારા બાળસ્નેહી છે તેથી નહિ તો તેમની દીકરી આપણે ત્યાં નહોય સમજ્યાં. તેનો વિવાહ આપણા વિલુ સાથે કરવા તેઓ ખુશી છે. હવે તેમાં તમારો શો અભિપ્રાય છે કહો !

બ્હેન—કનુભા આપણા કરતાં ઉંચા દરજ્જાના, મેનાકુમારી તેમની એકની એક દીકરી એ બધી વાત ખરી પણ ભાઈ એમના રીતરી-વાજતો આપણા રજપુતો કરતાં ઘણાજ જુદા પ્રકારના છે. અને તેઓ તો મારા સાંભળવા પ્રમાણે સુધરેલા આચારવિચારના છે. અને જો તેમ જ હોય તો મારો વિચાર તો એવા સુધારકો સાથે પાનું ન નંખાય ત્યાં સુધી સારો એવો છે. વળી એમણે તો છોકરીને પણ ચાલુ જમાનાના જ સંસ્કાર પાડયા હશે—શહેરમાં રહેવાનું છચોક વગર જનાનો પાળે ગાડી—મોટરે ફરવાનું કહો આ જુની આંખોથી નવા તમાશા તમારાથી જોઈ શકાશે. આ ત્રણચાર વરસ થયાં અને એ જેકું અહી રહેતું થયું અને એવી રીતે વર્તે તો આપણે ઘરડાંને તો જાણી બુઝીને મોત માગવું પડે નહીતો લોકમાં લાજપણ રહે નહી.

બ્હેનના ઉદગારો સાંભળી મનુભા તો જેટલા હરખાતા આવ્યા હતા તે કરતાં સો ઘણા શોકમાં ગરકાવ થઇ ગયા. ઘર ભંગ થયા પછી તેમનાં બ્હેન તેમની વૃદ્ધાવસ્થામાં સાથે રહેતાં અને તેમની સેવા કરતાં. વિવાહ કરે તો તેમને નાખુશ કરવાં અને નાપાડે તો પોતાના બાળસ્નેહી જેણે તેમના પુત્ર માટે આટ આટલી જ હેમત ઉપડી ઉપકારો કર્યા તેમના ગુણચોર થવાનું એવું ધર્મસંકટ આવી પડયું.

મનુભા શાન્તસ્વભાવના હતા અને જેવા ઉમરે વૃદ્ધ હતા તેવાં તેમનાં બ્હેન પણ વૃદ્ધ જ હતાં એટલે તેમને ખોટું ન લાગે તેમ જ કનુભાને પણ ખોટું ન લાગે તેવો રસ્તો શોધવા માંડયો.

રાતના વાળુ કરી પરવારી ભાઈ બ્હેન બેઠાં હતાં ત્યારે પાછી મનુભાએ વાત શરૂ કરી. જૂવો બ્હેન તમે સ્હવારના જમતી વખતે જે વાત કરી તે અક્ષરે અક્ષર ખરી છે—કનુભાની મેના સુધરેલી ઢબ પ્રમાણે ઉછરેલી છે. અને તેવા આચાર વિચાર શહેરમાં ચાલે આપણા દેશમાં ટીકાને પાત્ર થાય એમાં કાંઇ શક નહી. પરંતું બ્હેન હવે તો પાણી પી ઘર પુછવા જેવું થયું છે. મ્હેં કનુભા પાસે આ વાત સ્વી-

કારી લીધી છે. માત્ર તમોને પુછી સારો દિવસ વિવાહ માટે જોશી પાસે નક્કી કરાવી તેમને કહેવડાવવાનું તમારા ઉપર રાખ્યું છે. એટલે હવે શું થાય—વળી બ્હેન તમારાં સ્વ. ભાભી જ્યારે મૃત્યુ પ્રાય હતાં. ત્યારે તેમણે તેમના નાનાબાળકને મ્હને સોંપતાં માગી લીધું હતું કે કોઇ કારણુસર આ મારા નાના કુસુમને તેની ગમે તેવી માગણીનો અસ્વીકાર કરી અથવા બીજી રીતે દીલગીર કરી સંતાપશો નહી અને તે માગણી મ્હેં તેમની કબુલી છે એટલે એ નમાયા બાળકને હું કોઈ પણ હીસાબે નારાજ કરી શકું નહી. તે લગભગ છસાત વર્ષ કનુભાને ત્યાં રહ્યો અને મૈના અને તે એક બીજાને ઓળખતાં અને ચહાતાં થયાં હવે તેમના પ્રેમમાં મ્હારે વિક્ષેપ નાંખવો મને યોગ્ય લાગતો નથી—કદાચ તમો ધારો છો તેવા આચાર વિચાર અહીં આવીને રાખશે તો બ્હેન આપણે શું કરીશું આપણે તો વૃદ્ધ થયાં છીએ અને ખરૂં પુછાવો તો મ્હારો વિચાર તો તમને અને બેમાણુસ સાથે રાખી તીર્થયાત્રા જવાનો છે. અને ત્યાં અનુકુળ સ્થાન મળે ત્યાં આપણો અવશેષ પુરો કરવો એવો છે. હવે પુનામાં માત્ર ત્રણ વર્ષ વિલુભાને રહેવું પડશે પછી અત્રે આવી તેનું સંભાળી લે.

વિધવા અવસ્થાએ પહોંચેલાં અને કાંઇપણ સંતતિ હતી નહી એટલે મનુભાનો આ વિચાર તેમની બ્હેનને ઘણો જ ગમ્યો અને તેમણે મનુભાના વિચારોને અનુકુળતા દર્શાવી કહ્યું ઠીક ત્યારે ગોરને બોલાવી વિવાહ અને લગ્ન બેઉ મુહુર્તો સાથે જ જોવરાવી કહાવી દો, અને હજુ ભાઇને પુના જવા બેમાસ રજાના બાકી છે તો તે દરમીયાન લગનથી પરવારીને જ ત્યાં જાય તેમ થાય તો ઉત્તમ—મનુભાને આવાત વધારે રૂચી કારણકે સ્ત્રીઓના સ્વભાવ તે કદાચ કોઈ બીજો મત સમજાવનાર મળેતો ફરતાં વાર ન લાગે અને પાછું કલહનું મુળ ઉભુ થાય એવી ધાસ્તીથી મનુભાએ ગોરને બોલાવી વિવાહ અને લગ્નનાં મુહુર્ત જોવડાવ્યાં અને સારો દિવસ જોઇ ગોરને રાજનગર કનુભાને ત્યાં મોકલ્યા.

કનુભા લાંબા વખતથી રાજનગરમાં આવી રહેતા હતા એટલે તેમને અત્રેના સરકારી અમલદારો તેમ જ ગૃહસ્થ મંડળ સાથે ઘણો સારો સંબંધ બંધાયો હતો. એટલે ગોરમહારાજ લગ્નના દિવસો નક્કી કરી આવ્યા કે લગ્ન ઉજવવા પોતાને વતન જવા કરતાં અત્રેજ તે

સમારંભ આનંદ ભેર ઉજવવા તેમની ઇચ્છા થઇ. હઠીભાઇની વાડી જે સાધારણ રીતે બ્હારનીવાડીના નામે ઓળખાય છે. તે ઘણીજ વિશાળવાડી છે. અને તેમાં નાનાં મોટાં સુંદર મકાનો છે. વચ્ચે વચ્ચે નાના બગીચાવાળા તંબુઓ નાખવા જેવા પ્લોટ છે. અને પ્રત્યેક વ્યક્તીઓ માટે સારી સુખરૂપ વ્યવસ્થા થઇ શકે એમ છે. ત્યાં જ કનુભાએ લગ્ન ઉજવવાનું નક્કી કર્યું અને તેની સામેના વિશાલ પ્લોટમાં વરરાજા અને જાનનાં માણસો માટે એક સારો મંડપ બંધાવ્યો. સમય થતાં મનુભા પોતાનાં સંબંધીઓ—મીત્રો અને આમ વર્ગને લઇ રાજનગર આવી પહોંચ્યા અને વિલુભા અને મેના કુવરનાં લગ્ન પૂર્ણ આનંદ અને અત્યારના સમયને અનુસરતા દબદબાથી—ગાર્ડન પાર્ટીઓ—નાચ-સંગીતના જલસા વીગેરેથી કરવામાં આવ્યાં. કનુભાએ વરરાજા તથા તેમનાં સંબંધીઓને સારી બક્ષીસો કરી સર્વને સંતોષ્યાં. લગ્નના વિધીમાં કોઇ ઠેકાણે જૂના પુરાણા રીવાજો જોવામાં આવ્યા નહી તેથી મનુભાની બ્હેનને કોઈ કોઇવાર મનમાં ઘણું ખોટું લાગી આવતું હતું કે ભાઇએ તેમની સારી સલાહ માની નહી અને આવા સુધરેલા રીતરીવાજોથી આગળ તેમને પસ્તાવું પડશે પણ આનંદમાં વિઘ્ન નાંખી ભાઇને દુઃખી ન કરવા એમ સમજી તે આ બધું મુંગે મોઢે સહન કરી રહ્યાં.

પંદરેક દિવસ આમ આનંદમાં ગાળ્યા પછી વિલુભાને કોલેજ ખુલવાના દિવસ નજીક આવતા જાણી કનુભા તેમને લઇ પુના ગયા અને ત્યાંના કેટલાક અમલદાર અને સ્નેહીઓ સાથે તેમને ઓળખાણ કરાવી સારો બંગલો અપાવી પાછા રાજનગર આવ્યા. આ કોલેજમાં બીજી કોલેજોના જેટલો અભ્યાસનો બોજો હોતો નથી. આજ પોલીસખાતાને લગતા કાયદાનાં બેચાર પુસ્તકો વાંચવાનાં હોય છે. બાકીતો ઘોડાપર બરાબર સ્વારી કરતાં—નિશાન તાકતાં વિગેરે શીખવાનું હોય છે.

રજાના બાકીના દિવસો તો જોતજોતામાં પુરા થયા અને કોલેજનાં ટર્મ શરૂ પણ થયા સ્નેહીઓના સમાગમમાંથી વિખુટા પડેલા વિલુભાને કોલેજમાંથી આવ્યા પછી બંગલો શુન્ય લાગવા માંડયો; અને આખો વખત ઘરના વિચારો આવવા લાગ્યા. હવે મોટા થયા એટલે પોપટ સાથે પણ આખો વખત શું માથાકૂટ કરે. પોપટના

સાંભળતીને પોપટ જોતાં પોતાની મેનાનું સ્મરણ થાય એમ પુસ્તકોથી પરવારતાં પ્રેમમાં ચિત પરોવાતું હતું ટર્મ જેમ તેમ પુરૂ કરી ઉનાળાની રજામાં પણ પોતાના પિતા પાસે જવા કરતાં કનુભાને ત્યાં જ જવાના વિચારો વિલુભાને થવા લાગ્યા. પણ ટર્મ પુરૂ થતાં પ્હેલાં મનુભાના પત્રો આવવા લાગ્યા કે તમો રજા પડે કે સીધા અત્રે આવશો—વિલુભા આ પત્રો વાંચતાં જ વિલા પડી ગયા. કારણ કે તેમની આશા તો એવી હતી કે પાછા રાજનગર જઇશું. અને મન માનતી રીતે કનુભાને ત્યાં રહી મેના સાથે મોજ કરીશું. મનુભાએ સાથે સાથે કનુભાને પણ પત્ર લખી જણાવ્યું હતું કે મેનાને તે અરસામાં પોતાને ત્યાં મોકલાવી આપે જેથી લગ્ન થયા પછી દંપતી પોતાને ત્યાં આવ્યાં નહતાં તે થોડો વખત રજા ખુલતા સુધી વતનમાં રહે અને સંબંધીઓના સહવાસમાં આવે.

મનુભા જ્ઞાતિ વ્યવહાર તથા લોકાચાર વિરૂદ્ધના હતા. પણ ઘરમાં તેમનાં ધર્મપત્નિ ઘણાં વ્યવહાર કુશળ હતાં. એટલે તેમના વિચારોને અંકુશમાં રાખી નાતજાતમાં રીતરીવાજ પ્રમાણે વર્તવા કોઇ કોઇ વખત તો તેમની મરજી વિરૂદ્ધ ફરજ પાડતાં અને તેજ પ્રમાણે મેનાને પણ રીતે વર્તવા સમજાવતાં એટલે મેના અને તેના પિતાની મરજી તો મેનાને ગામડેગામ સાસરે મોકલવાની નહતી, અને અત્રે રાજનગરમાંજ રહેવા-રાખવાની હતી છતાં મેનાની માની ઇચ્છા પ્રબળ વર્તી અને સાસરવાસો લઇ મેનાને મનુભાને ત્યાં મોકલી.

લાડકોડમાં ઉછરેલી—શહેરના સુધરેલા સંસ્કારવાળી અને હરહમેસ નવા નવા મોજશોખમાં રહેલી મેના જ્યારે પોતાની દાસી સાથે મનુભાના ગામ આવી રહી ત્યારે તો તેને જીંદગી અકારી થઇ ગઇ અને કોઇ કોઇ વખત તો આવી સ્થીતીમાં પરણીને રહેવા કરતાં કુંવારી જીંદગી ગાળવી વધારે સારી જણાઇ.

રજા પડી અને વિલુભા પોતાને વતન આવે છે એવા સમાચાર આવ્યા એટલે મેના આશા બહ અત્યારસુધી એકલવાયુ જીવન ગાળતી હતી તેનો ચ્હેરો કાંઇ ખુશીમાં જણાવા લાગ્યો—તે બીચારી ક્યાં જાણે છે કે તેના આવ્યા પછી તો જે કાંઇ થોડી સ્વતંત્રતા તેની હતી તે પણ જતી રહેશે. અત્યારે તો દાસીઓ સાથે પણ મોટે વાત કરતી હતી પણ હવે તો માત્ર અવાજ સંભળાય નહી એમ

વાત કરવાનો સમય આવશે. હિંદુ ગૃહ સંસાર ગરીબ અથવા તવંગર કેળવાયલાં અગર બીન કેળવાયલાં સર્વને માટે આ સંબંધમાં એકજ સરખો દુખકર છે. બન્યું પણ તેમજ.

વિલુભા આવ્યા—માતાના અભાવે વરકન્યા તરફ પુર્ણ પ્રેમથી અને હરખના લ્હાવાથી હર્ષાશ્રુ લાવનારતો અત્યારે કોણ હોય ! પિતા વૃદ્ધ અને વ્યવહારમાં માત્ર બેનની સલાહ પ્રમાણે વર્તનાર અને તેમાં બેનને મૂળથીજ આ કન્યા પ્રત્યે અભાવ હતો તે આપણે આગળ જાણી ગયા છીએ.

પિતા તથા ફોઇને પ્રણામ કરી વિલુભા પોતાના ઓરડામાં ગયો ત્યાં મેના તેની દાસી સાથે તેમની રાહ જોતી બેઠી હતી. સ્વતંત્ર રહેલી—એકાંત ઓરડામાં હાલમાં દિવસો ગુજારતી થાકેલી મેના પોતાના પ્રાણને જોતાંજ દુઃખની ફરીયાદ કરતી હવે જાણે તેના દુઃખનો અંત આવ્યો હોય તેમ વિલુભાને પગે પડી ત્હેના હાથ જોરથી પકડી કહેવા લાગી હવે તમો મને એકલી મૂકી કોઇ દિવસ જશો—મને પ્હેલાં આ પ્રશ્નનો જવાબ આપો પછીજ તમને બેસવા દઇશ—સ્વતંત્રતામાં અને સમૃદ્ધાયમાં ઉછરેલાને એકાંત એક સખ્ત કેદખાના જેવું અસહ્ય થઈ પડે છે—મેનાને માથે હાથ ફેરવતાં અને તેને શાંત પાડતાં વિલુભા કહેવા લાગ્યા જો હવે તો હું અહીં જ છું દોઢ મહીનાની રજા છે ત્યાં સુધી તો એકલાં પડવાનું નથી અને પછી તો જેવી તારાં માતપિતાની મરજી. પણ ખરૂ પુછાવે તો મેના વ્હાલી મેના મને પણ પુનામાં કાંઇ ગોઠતું નથી. જેટલો વખત મારો પોપટ જોઉ છું તેટલો વખત તુ મારી નજર આગળ જણાય છે. અરે મેના સ્વપ્નમાં પણ તારાંજ આવે છે. કોણ જાણે તારા પિતાને વળી મને પુને મોકલવાનું ક્યાં સુઝયું હવે તો તારે તારાં માતપિતા સાથે રદ લઇ પુનાં આવવાનું નક્કી કરવું નહી તો હું એકલો તો પુના જવાનો નથી. આતો મેના વચન માગતી હતી તે પ્હેલાં આપણા વિલુભાએ તો બેવડાં વચન મેનાને આપ્યાં કે પોતેજ એને મુકી પુના પણ જવાના નથી. વાહ વિલુભા વાહ ! !

ઘર આગળ દાસ દાસીઓ જેને ખમા ખમા કરતાં હતાં તે મેના સાસરે આવી ત્યાં તો તેને ફોઇજીને ખમા ખમા કરવા વખત આવ્યો—ખાવા વખતે વિલુભા આવ્યા એટલે તો બાપુ અને વિલુભા

જમી રહે પછી જમવાનું એટલે બે વાગે તોય ભૂખ્યા રહેવું પડે–બપોરના પાસુંવાળી સુવા–આરામ કરવાનુ તો હોયજ શાનું. રાતના પણ ફોઇજી પાસેથી ફોઇજી અરધાં નિંદમાં ઘેરાય ત્યારે વહુજીથી મેઢીએ જવાય અને સ્હવારમાં પણ સૌના પ્હેલાં ઉઠી પતિ તથા સસરા વિગેરે માટે અમુક અમુક વસ્તુઓ તૈયાર મેનાનેજ કરવાની, બીન અનુભવી મેનાને આ ઘણું કઠીન થઈ પડયું અને તેને પીયર પળે પળે સાંભરવા લાગ્યું. પ્રિયાની દયા ખાતો વિલુભા પોતાના ઓરડામાં બધું અને બ્હારનું કેટલુંક કામ છુપાતો છુપાતો પોતે કરી આપતો અને મનમાં આ પરતંત્રાવસ્થા માટે ઘણો દુઃખી થતો હતો–એક વખત વિલુભા પોતાના ઓરડામાં બારીઓના પડદા તથા તોરણો ગોઠવતો હતો આ પ્રસંગનો લાભ લઇ ફોઇએ પોતાનો ઉભરો કાઢયો–ભાઇ વિલુ શું પડદા તોરણો એવું ગોઠવવાનું પણ તારે કરવાનું છે કે–મેનાને હાથે શું મેંદી મુકી છે. મેં ભાઇને પ્રથમથીજ કહ્યું હતું કે મોટાં ઘર શોધવામાં છોકરા વહુ ઘેલા થઈ જાય છે. પણ શાના માને? હવે પ્રત્યક્ષ જોશે ત્યારે માનશે–કહી મ્હોં મરડી ચાલતાં થયાં. મેના તો આ બધું સાંભળી સ્તબ્ધ થઇ ગઇ એને તો ખાવું પણ ભાવ્યું નહી. અને આખો દિવસ રોઇ રોઇ આંખો સુજાવી દીધી. સાંજના વાળુ વખતે પણ મેનાની દાસીએ આવી ફોઇજીને ખબર આપી કે મેનાબા જમવાનાં નથી. તેમની તબીયત નરમ છે. તબીયત નરમ છે. સાંભળી મનુભાએ વૈદ્યની દવા મંગાવવા કહ્યું તે સાંભતાંજ ફોઇબાનો મીજાજ હાથમાં ન રહ્યો–"ભાઇ તમે પણ શું સાઠી બુધી નાઠી જેવું કરો છો આતો રહવારના આપણા વિલુભા ઓરડો સાફ કરતા હતા તેમને મારે બે અક્ષર કહેવા પડયા એટલે વહુએ આ વરધી મોકલી છે સમજ્યા. મારાથી તો આમ ઓશીયાળી રીતે રહેવાશે નહી હું તો મારે ઘેર જઇશ તમે અને છોકરો અને વહુ હવે નિરાંતે રહેજો–ખરૂ કહેવાનો સ્વભાવ રહ્યો એટલે કહ્યા વિના ચાલે નહી અને કહીએ ત્યારે આમ તગાદો થાય. મનુભાને પ્રથમે ગ્રાસે મક્ષીકા ભોજન થયું. અને જેમ પ્હેલાં મુંઝવણ આવી હતી તેમ આવી પડી પણ આપણે જાણીએ છીએ કે મનુભા કોઇને ખોટું લગાડે તેમ નથી.

મનુભાએ બ્હેનને સમજાવી શાંત પાડયાં અને વિલુને અને

મેનાને થોડો વખત ગામ બ્હાર પોતાની એક નાની વાડી હતી અને જેમાં નાનકડું મકાન હતું ત્યાં તાપના દિવસો ગાળવા ભલામણ કરી. બન્નેને આ સ્વતંત્રતા ઘણી ગમી. અને રજાના બાકીના દિવસો ત્યાંજ પૂરા કરીશું એમ તેમણે નિશ્ચય કર્યો. કમનશીબે આ વાડીથી થોડે દુર એક મંદીર હતું અને ત્યાં વખતોવખત મનુભા અને તેમનાં બ્હેન દર્શન કરવા આવતાં હતાં. વિલુભા અને મેના અત્રે કોઇ નથી તેમ ધારી ઘણી વખત સંધ્યા સમયે ગાડીમાં અથવા પગપાળાં ફરવા નીકળી આવતાં. ફોઇજીના જોવામાં આ એક વખત આવ્યું એટલે તો મન્દિર જવાનું નિત્યનું થયું અને સાથે મનુભાને પણ લાવે અને બેચાર પ્રસંગે આ જુગલ જોડાને સંધ્યા સમયે ફરવા જતાં બતાવ્યાં એક પ્રસંગે તો હદવાળી. હંમેશના કરતાં આજે આ જુગલ જોડુ જરા વ્હેલું ફરવા નીકળ્યું હતું. હજુ દિવસ આથમ્યો નહોતો. સૂર્યના તાપથી રક્ષણ કરવાને માટે વિલુભા મેનાની સાથમાં હાથમાં છત્રી ધરી વાતો કરતો અને કાંઇ આનંદથી ફરતો હતો. નિરદોષ દંપતી પ્રેમમય આનંદ ગુજારતાં કુદરતની લીલા નિહાળતાં સુખસીમામાં આગળ પાછળ શું થાય છે તેનું જેને ભાન નથી તેવાં અપુર્વ સુખ ભોગવતાં હતાં. અહો કયાં માબાપો પોતાનાં બાળકોના આવાં સુખ જોઇ હરખાયા વીના રહે!! પણ વિલુભાને મા કયાં છે અને પિતાને દોરનાર તો તેમની બ્હેન છે. ફરતાં ફરતાં સાંજ પડી ગઇ અને સૂર્યાસ્ત થયો એટલે બન્ને થંભ્યાં થોડેજ અંતરે ચાલતી દાસીએ આવી એક ગાલીચો પાથર્યો તેપર બન્ને બેઠાં અને પોતાનાં પ્યારા મેના પોપટને રમાડવા લાગ્યાં. મેનાકુંવર બોલ્યાં જૂઓ મારી મેના કેવી રાગ રાગણીઓ મધુર સ્વરથી ગાય છે આટલું કહેતાં મેનાએ શરૂ કર્યું.

બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો (૨)
મેના બોલાવે,
ડોલો મારા રંગ રસીયાજી ડોલો ડોલો
મેના ડોલાવે.

પોપટજી શબ્દ આવતાંજ વિલુભાના પોપટે કાન માંડયા અને "ડોલો ડોલો રંગ રસીયાજી" આવતાં તો પોપટજી લટુ બની ડોલવા લાગ્યા. આ જોઇને આ જુગલ જોડું અને દાસી તો હસાહસ

કરી રહ્યાં. મેનાકુંવર બોલ્યાં જોયું આ પક્ષીઓ પણ આટલાં પ્રેમને પીછાણે છે તો પછી પુરૂષો અમારા ડોલાવ્યા ન ડોલે તો અમો સ્ત્રીઓ શા કામની? અને ન ડોલે તો પુરૂષ શા કામના, આમ આનંદ કરી રહ્યાં છે ત્યાં બે સુંદર ઘોડાની બંધ ઘુમ સપાટા બંધ વાડથી થોડે દૂર જતી જણાઇ અને તેમાંથી કોઇ સ્ત્રીના શબ્દો સંભળાયા "કેમ ભાઈ જોયું ને?"

ઘેર પાછા ફરતાં નોકરના કહેવાથી માલૂલ પડયું કે પિતાજી અને ફોઇબા દર્શન માટે આવેલા હતાં. આ સમાચારથી બન્નેના મનને ઘણોજ ખેદ થયો પણ હવે બે ત્રણ દિવસમાં વિલુભાને પુના જવાનું જ હતું કારણ કે રજા પુરી થઇ હતી.

એને બતાવેલા દ્રષ્યથી મનુભાની ખાત્રી થઇ કે આવા આચાર વિચારવાળાં આ છોકરાંઓનાં વર્તન આબરૂના કાંકરા કરશે અને તેથી પોતે બ્હેનને સુચવેલા વિચાર પ્રમાણે તીર્થયાત્રામાં જવુંજ શ્રેય-સ્કર છે પણ પોતે જાય તો જાગીર કોણ સાચવે? આખરે એવા નિશ્ચય પર આવ્યા કે પોતાના નજીકના પિત્રાઇને વિલુભાના પુનાથી પાછા ફરતાં સુધી જાગીર સાચવવા આપવી. હવે પોતાના વિચારો પુત્ર સમક્ષ મુકતાં પુત્રના અંતઃકરણને આઘાત થાય તો પોતે સ્વ. પ્રિયાને આપેલાં વચનનો ભંગ કરે એમ લાગવાથી નિચે પ્રમાણે પત્ર લખી ખવાસ સાથે વાડીએ મોકલ્યો—

"ચી. પ્રિય વિલુ—

તમો દિર્ઘાયુ થાવ–હવે તમો ઉમર લાયક થતા જાવ છો–તમારે માટે સારૂ નરસુ શું છે તેનો વિચાર જાતે કરી શકો તેમ છો છતાં પિતા તરીકે મારે શિખામણ આપવી જોઇએ તેથી લખું છું કે હવે હું વૃદ્ધ થયો છું મારા સમજવા પ્રમાણે મારી આ લોકની ફરજો મેં અદા કરી છે પણ મારો મોક્ષ પરલોક ચિંતવ્યો જ નથી તો તે સાધવા હું તીર્થયાત્રા કરવા જવા વિચારૂં છું સાથે ત-મારાં ફોઇબા તેમજ નોકર રસોઇઓ રાખીશ એટલે ચિંતા કરવા જેવું નથી વખતો વખત પત્ર લખીશ. તમારૂં વર્તન ખામી ભર્યું જણાય ત્યાં સુધારશો મારો મોભો અને આબરૂ સંભાળી વર્તશો અને તેમાં વધારો કરશો–તમને અને સૌ. મેનાને શીખામણ

આપનાર સત્ પાત્રના અભાવે મારે આ પત્ર લખવો પડ્યો છે તેનો સદ્દઉપયોગ કરશો.

પ્રભુ તમારૂં કલ્યાણ કરો

એજ લી○ તમારા પિતા મનુભાની

સુભાષિશ

તા. ક.

જાગીરનો વહીવટ તમો પુનાથી પાછા ફરો ત્યાંસુધી રતુભા કરશે.

---

પત્ર વાંચતાંજ વિલુભાનું બાળક હૃદય ભરાઇ આવ્યું. શું પિતા જશે એ વિચારે અત્યારે તેને મહા શોકમાં નાંખી દીધો તરતજ મેનાને લઇને ઘર આગળ આવ્યો—પુત્રના શોકગ્રસ્ત મુખારવિંદને જોતાં માયાળુ પિતા સમજી ગયા કે ન ઈચ્છેલી અસર અને આઘાત વિલુના હૃદય પર થઇ ચુકયાં હતાં છતાં દઢ મન રાખી બોલ્યા વિલુ શું છે ? શા માટે આમ દીલગીર થાય છે. 'હું કયાં જવાનો છું.' તારી પાસેજ છું. તું પુના જાય છે અને કુશળ લખે છે તેમ હું તને લખીશ બાપુ ગભરાઇએ નહી સહન કરતાં શીખીએ હજુ તું બાળક છે સંસાર સમજવાનો છે ઘેલા એમાં આમ ઉતાવળો થઇ વાડીએથી ઘેર આવતો રહ્યો—પિતાના દિલાસાથી વિલુ શાંત થયો અને તેનો ચ્હેરો પાછો પ્રહર્ષ થયો—પરંતુ મેનાકુંવર જે ઘરમાંજ ફોઈબા પાસે બેઠી હતી તે બાના ચ્હેરા ઉપરથી સમજી ગઇ હતી કે આ બધુ કારસ્તાન બાનુંજ હતું અને પેલા શબ્દો " કેમ ભાઈ જોયુંને ? " એજ આ ઉલ્લેખની પ્રસ્તાવના હતા. વિલુ ગયા પછી એક દિવસ પણ અહી એકલાં રહેવામાં માલ નથી એ તેને ચોકસ જણાયું અને તેણે પોતાની દાસી મારફતે તેની માતાને ખાનગી ખબર મોકલ્યા કે " મને હવે અહીં ગમતું નથી માટે ત્યાં બોલાવી લેવા બંદોબસ્ત કરશો. "

મેનાને વળાવી તે માતાનો અને પુત્રીનો પ્રથમજ વિયોગ હતો અને તે કેટલો દુઃખદાયક જણાયો તે લગ્ન થયા પછી વરકન્યા વિદાય કરવામાં આવે છે ત્યારે હીંદુ સંસારમાં પ્રત્યેક માતા પ્રત્યક્ષ અનુભવે છે અને તે દુઃખની લાગણી જ્યારે મેનાએ મોકલેલો સંદેશો માતાને મળ્યો ત્યારે કેટલી અસહ્ય અને તીવ્ર થઇ હશે તેનો વિચાર

વાંચક સહજ કરી શકશે. મેનાની માતાએ બીજેજ દિવસે મેનાને તેડી લાવવા માણસ મોકલ્યું અને વિલુભાને પણ પુના જવાનું હોવાથી બન્ને જણ મનુભાની રજા લઇ રાજનગર આવ્યાં. એક દિવસ રોકાઇ વિલુભા પુના જવાને નિકળ્યા પણ પ્રથમ કરેલી ગોઠવણ પ્રમાણે મેનાને તેનાં માતપિતાને સમજાવી પાછળથી ત્યાં આવવા આગ્રહ કરતા ગયા—

કોલેજનું બીજું ટર્મ ચોમાસાની રૂતુમાં હોય છે એક બે માસે મેના આવશે એ આશામાં ને આશામાં જેમ તેમ ગાળ્યા પણ મેનાના એવા કંઈ સમાચાર ના આવ્યા એટલે વિલુભાનું ચિત્ત કોલેજના અભ્યાસમાં તેમજ અન્ય કાંઇ પણ કામકાજમાં ચોંટતુ નહી અને માત્ર કેવી રીતે મેનાને બોલાવીલેવી તેજ વિચાર તેમના મગજમાં રાત દિવસ રમ્યાં કરતા હતા. આખરે પુનામાં શરદી અને મેલેરીયાનો ઘણો ઉપદ્રવ ચોમાસા પછી કેટલાક માસ રહેછે તેનો લાભ લઇ વિલુભાએ સાસુને પત્ર લખી પોતાની અગવડો વર્ણવી. પત્રનો સાર સમજી સાસુએ મેનાને બે દાસીઓ સાથે વિદાય કરી. હવે વિલુભા પુરા ગૃહસ્થી થયા અને તે પ્રમાણે ઘર વસાવવું પડયું તેમાં પણ મેના જેવી સ્ત્રી એટલે બધુ અપટુડેટ જોઇએ. આવતાં વેંતજ મેનાએ બંગલો ધોળાવી નાંખવા હુકમ આપ્યો તેમજ તેના કંપાઉન્ડમાં બગીચો બનાવવા સારો માળી પણ રાખ્યો. ધીમે ધીમે ડ્રોઇંગ રૂમ-બેડ રૂમ- ગેસ્ટ હાઉસ વીગેરે માટે જોઇતું નવું ફરનીચર પણ વસાવ્યું અને પછી તો પોતાના પિતાના અમલદાર અને ગૃહસ્થ મીત્રોને ત્યાં મળવા જવાનું, પ્રસંગોપાત્ તેઓને પોતાને ત્યાં નોતરવાનું વીગેરે ધાંધલ ચલાવ્યું. પોતે લાવેલી તે નાણું આવા ખરચમાં કયાં સુધી ચાલે અને વિલુભા તો હજુ ભણતા હતા એટલે બીજી આવક પણ નહી તેમ પોતાના પિતાની પાસેથી માગવું તે પણ વ્યાજબી ન લાગતાં તેણે વિલુભાને ઘર આગળથી નાણાં મંગાવવા વીનવ્યા. મેનાના બોલ તે વિલુભાને મન તો પરમેશ્વરના બોલ હતા એટલે માગણી થતાંજ તેમણે રતુભા પર રૂપીઆ પાંચ હજાર ખરચ માટે મોકલી આપવા લખ્યું. આપણે ઉપર વાંચી ગયા છીએ કે રતુભા વીલુભાના નજીકના પીત્રાઇ હતા ગમે તેટલો સારો સંબંધ હોય તોપણ પીત્રાઇ તે આખર રાઈ વાટેજ, તેમ રતુભાને પણ હાથમાં સારો લાગ આવ્યો જાણી તેમણે જેમ જેમ

વિલુભા માગતા ગયા તેમ નાંણું મોકલવા માંડયા–અને વગર પરસેવાનાં આવતાં નાણું ખરચવામાં તેવા નાણું મેળવનારને કાંઇ પણ વિચાર હોતો નથી તેમ વિલુભાએ અને મેનાકુંવરે એક રાજકુટુંબની રહેણી કહેણીથી રહેવામાં તેનો ખરચ કરવા માંડયો. પૈસો અને વૈભવ મળતાં મેનાની નાજુકતામાં ઓર વધારો થયો અને આજે તો મેનાને સળેખમ થયું હોય તો કાલ મેનાનું માથું દુખતું હોય અને તેવો પ્રસંગ બન્યો કે વિલુભાથી કોલેજમાં જવાયજ કેમ. પરિણામે પ્રથમ વર્ષની પરીક્ષામાં વિલુભા નાપાસ થયા પણ આથી વિલુભાના ખાસ લાભ લેનારા પુનાના તેમના મીત્રોએ તમને જરાપણ નાશી પાસ થવા દીધા નહી. આ વખતે તો વર્ષ આખરની રજા પણ અત્રે જ ગાળવા તેણે વિચાર કર્યો ને મેના પણ સગર્ભા હોવાથી મેનાની માતાને માવજત કરવા અત્રેજ તેડાવ્યાં. પોતાના ઘર કરતાં પણ વધારે સુખ વૈભવમાં મેનાને રહેતી જોઇ માતાનુ હૃદય હરખાયું પણ કાંઇને વિચાર ના આવ્યો કે આ વહાણ કેમ ચાલે છે વખત જતાં પૂર્ણ માસે મેનાએ એક પુત્રને જન્મ આપ્યો. પ્હેલા ખોળાનો પુત્ર અને જાગીરદારને ત્યાં એટલે ખુશામતીયાં સગા અને સ્નેહીઓ ટીલુભા કહીને રમાડવા લાગ્યાં ટીલુભા એટલે ટીલકાયત–ટીલુના જન્મની સાકરો સગાં સ્નેહીઓ અને ઓળખાણ પીછાણમાં વેંચાઇ અને ભારે ભેટ સોગાતો પણ અવાર નવાર આવવા લાગી–ટીલુના જન્મ પછી તો મેનાએ ખરચમાં ઓર વધારો કર્યો–ભાઇને માટે એક આયા એક–બાબાગાડી વળી એક ગાય અને તેને સંભાળવા એક ભરવાડ વધ્યાં અને ખરચી ખુટે કે આપણા વિલુભા રતુભાને લખે કે નાણું આવતાં.

બીજા વર્ષે પરીક્ષા આવી ત્યારે કાયદાના વિષયમાં તો વિલુભા પાસ થવા પણ Riding ઘોડાની સવારીમાં ઘોડેથી સરી પડયા ખાડામાં પડી જતાં પગનું હાડકુ ભાગી ગયું. આ માઠા સમાચાર મળતાંજ મનુભા રતુભાને લઇ પૂનામાં આવ્યા વિલુભાની સારવાર સીવીલસરજનના હાથે થતી હતી તેમની સલાહ પુછતાં ત્રણ અઠવાડીયાં ત્યાંજ રહેવું આવશ્યક હોવાથી ત્યારપછી વિલુભાને રાજનગર લઇ જવાનો વિચાર કર્યો.

અત્રે રોકાવું પડયું તે સમયમાં વિચિક્ષણ મનુભાએ વિલુભા

અને મેનાકુંવરના અત્રેના કારભારનું બારીક અવલોકન કરી લીધું અને આવો લખ લુટ ખર્ચ કેમ ચાલે છે તે તપાસ્યું પરિણામે જણાયું કે રતુભા નાણાં મોકલતા હતા અને તેમ કરવામાં વિલુ-ભાની જાગીરપર કંઇ બોજો પણ થઈ ચુકયો હતો. આવો કારભાર વધારે વખત ચાલે તો જાગીર ગુમાવે તેવો પણ તેમને ભય લાગ્યો રજપુતનો ઘોડાપર સ્વારી તે એક જન્મસિદ્ધ હક કહેવાય તેમાંજ તેઓ નિષ્ફળ નિવડયા—બે વર્ષ પુનામાં રહ્યા તેમાં કાંઈ પણ પરિક્ષા પાસ કરી નહી અને બીન વિચારી ખર્ચા કરી જાગીરને જોખમમાં નાંખી આ સર્વનો વિચાર કરતાં વિલુભા માટે અનિવાર્ય નિરાશા મનુભાના હૃદયમાં ઉત્પન્ન થઈ અને હવે વધારે જોખમ થતું અટકાવવા માટે રસ્તો વિલુભાને પોતાને ત્યાંજ રાખવા એ તેમને જણાયો. ત્રણ અઠવાડીયાં પુરાં થતાંજ એ અત્રેનું ઘરબાર સમેટી સર્વને લઈ રાજનગર આવ્યા અને સર્વ હકીકતથી પોતાની ધર્મપત્નીને વાકેફ કર્યા મેના એકની એક પુત્રી અને વિલુભા પણ એક ખાસ સ્નેહીનો એકનો એક પુત્ર અને તે સ્નેહી પણ અમુક કારણે વાનપ્રસ્થ બની યાત્રાને માટે ગયેલા એટલે આ સમાચારથી કોઇના જીવને દુઃખ ન થાય તેવો રસ્તો લેવાની ખાસ જરૂર જણાયેથી એક રાતના તેમણે વિલુભાને પોતાની પાસે બોલાવી શીખામણ રૂપે કહ્યું—“ વિલુભા તમોને મ્હેં અત્યાર સુધી રાખ્યા અને તમારી કેળવણી તેમજ ભવિ-ષ્યમાં તમો સારૂ પદ મેળવો તે માટે તેટલી મહેનત લીધી પણ ઇશ્વર ઇચ્છા એવી હશે કે તેમાં કાંઇ સારૂ પરિણામ ન આવ્યું. આમાં મારે કાઇનો દોષ કાઢવાનો નથી પણ એટલું તો મને સ્પષ્ટ જ-ણાયું છે કે તમોને મારી કે તમારી જાગીર સ્વતંત્ર વહીવટ માટે હું સોંપી શકું તેવા તમો નિવડયા નથી અને કાંઈપણ રીતે હવે નિવડો તેમ મને ભાસતું નથી પછી તો જેવી ભવીષ્યની લાયકાત બતાવવા માટે તમારો પ્રયાસ. આથી હાલ તુરત તો મારી દેખરેખ અને આજ્ઞાને અનુસરી બંન્ને જાગીરોનો વહીવટ કરો અને અત્રે મારી સાથે રહી આનંદ કરો. હું ટીલુને મારી ઈચ્છા અને ધારણા પ્રમાણે પ્રભુ મને આયુષ્ય આપશે તો કેળવીશ અને તે જો મારી ધારણાઓ પ્રમાણેનો થશે તો હું સરવસ્વ તેનેજ આપીશ. તમો પ્રયત્ન કરી સુધરશો અને લાયકાત બતાવશો તો વળી વિચાર બદલીશ. પણ વિલુભાના સંબંધમાં “ખુંદ્યો બીમરી હોઇસે ન સુધરે ”જેવુંજ થયું.

હવે વિલુભાની જીંદગી પુરેપુરી ઘરજમાઇની એટલે ઓશી-ચાળી વૃત્તિની થઇ સસરાના ઘરમાં રહી તેમનાથી સ્વતંત્ર થઇ શકાય જ નહી અને કાયમ સાસુ–સસરા અને પત્નિની મરજીને અનુકુળ ચાલવું પડે જેથી તે હમેશાં ગમગીન રહેવા લાગ્યા. " પરાધીન સ્વપ્ને સુખ નાહી. " બિચારા વિલુભાની આ સ્થીતિ જોઇ તેમના પોપટને પણ હંમેશાં દિલગીરી થતી અને એક પ્રસંગે મેનાકુંવરે પોતાની મેનાના સોનાના પાંજરા બાબત વિલુભાને મારેલો ટાંણો યાદ આવતાં પોપટે કહ્યું વિલુભા બાસાહેબની મેનાને સોનાનું પાંજરૂ મારે માટે પિતળનું અને અરે મારા શાંત સ્વભાવના નિરદોષ માલીક તમારે માટે પરમાત્માએ આ પરતંત્રતારૂપી લોખંડનું પિંજરૂં–યાને લોખંડની બેડી શામાટે આપી ? ? પક્ષીઓને પણ પરતંત્રતા બેડીસમાન ભાસે છે તો માણસ જે પશુપક્ષી કરતાં ઘણા જ ઊંચા દરજ્જાનું અને વિચાર શક્તી તેમજ સારાસાર સમજનાર પ્રાણી છે તેણે શામાટે લોખંડની બેડી સ્વીકારવી ! તે સ્વીકારતાં દેખીતા લાભો પણ સ્વીકાર્યા પછી કાયમને માટે અસહ્ય દુઃખ દેનાર થઇ પડે છે.

" સૌ. બેન લક્ષ્મી. "

---

કદી દુઃખથી હારી હૈયું રડી પળમાં પડે,
પણ હૃદયને દાબી સેવે સદા સમુદાયને;
કઠિન વ્રત એ પ્રેમી કેરૂં પ્રતિ પળ પાળતી,
વિમળ તપથી વ્હાલા કેરૂં સદા શુભ સાધતી.

* * * *

સૌંદર્યના પ્રણયને પ્રકટાવનાર
સૌંદર્યનો જનક પ્રેમ સદા જણાય.

* * *

પ્રણય શરણે ને વિશ્વાસે પ્રર્યું વિષ જો હશે,
પ્રણય બળથી તે સદ્‌ભાવે સુધા નહીં કાં બને ?

* * * *

સ્વ. કવિ બોટાદકર.

---



# મારાં પંખીડાંઓ !

અહો ! આવો મારા ઉપવન મહીં પંખી ! ઉડતાં !
વિરામો વૃક્ષોમાં શિતળ સ્થળ મધુરૂ નીરખતાં !
તમારાં ગીતોથી મમ હૃદય આનંદ ભરતું,
અને એ રાગોથી જીવન અટુલુ હું ભૂલી જઉં.

પ્રફુલ્લાં પુષ્પો આ પણ નથી અહા ! ગાન મધુરાં !
સુગંધીનાં સ્થાનો તમ વિન રડે છે બહકતાં;
અને તેથી બાગે નવ રહી શકું હાસ્ય કરતો,
અરે ! ક્યાંથી પામું ? મમ જીવન સાથી નવ રહ્યો,

પ્રતી વર્ષે જાતાં નઝર સૂખમાં ના પલળતી,
ખરે ! આશા સ્ફુરી પણ શીથીલ સર્વે બની રહી;
અહો ! પંખી આપો ગમત કંઇ આ દગ્ધ દિલને !
તમે ના ધિક્કારો ઘડીક અહિં ગાવા તરૂવરે.

સખી–મિત્રો યાદિ મૂજ તરફના–દૃષ્ટિ મુકતાં,
મને જોઇ દાઝે જીવન ધૂળમાં મેળવી દઇ !
સ્વતંત્રેથી આવો: ખગચર તમે ખેલ કરવાં,
ચરો ચારો બાગે અહિં તહિં ઉડો મંજુલ સ્વરે !

વિનોદે વાયૂમાં નિરભય થઇને રમી રહો !
ન કોઇ ઉરાડી તમ ઉર મહીં બીક ભરશે:
અહો ! પંખીડાંઓ ! પરવશ તમે ના જગતમાં,
ગમે ત્યાં મ્હાલો છો: નભ મહીં સ્વછંદે મલકતાં.

ચંદુલાલ દામોદર ભટ્ટ.




## પ્રકરણ ૧ લું.

### "રડાતી નથી."

સાચાં શુદ્ધ અને સ્વભાવથી મૃદુ
સ્નેહે દયા દીલ છે,
તેઓનાં નિર્માણ જાણુ પ્રભુએ
ધારી મૂકયાં વિજયે.

" દગો, દગો, જરૂર દગો. મ્હારો શરીરે વજ્ર જેવો ભાઇ, નહીં તાવ, કે નહીં તરીયો અને આમ એકાએક થઇ શું જાય ?" દેશ યાત્રાએ ગયેલા ભાઇના મરણ સમાચાર સાંભળતાં જ બ્હેન બોલી.

"રાધા, રાધા આ શું ? તું શું કહે છે તેનું તને કાંઇ ભાન છે ? કિશોરીલાલને મૂળથીજ હૃદયનો રોગ હતો. હૃદયના રોગીઓનાં મરણો તો આમ જ થાય છે. તું વિચાર તો કર. નાહક આવા વ્હેમ ભરેલા શબ્દો પરિણામ વિપરીત આણુશે. પોલીસને જાણુ થશે તો તારથી સમાચાર છૂટશે, અને દાક્તરો મુડદુ ચુંથશે બિચારા કિશોરીલાલનું મોત બગડશે અને જગત્ કહેશે કે રાધાએ જ કિશોરીલાલનું મુડદું ચુંથાવરાવ્યું." પતિએ ગભરાવી.

"ત્યારે શું ? મ્હારે શંકાનું સમાધાન જ ન કરવું ?" રાધાએ અશ્રુપૂર્ણ નેત્રે કહ્યું.

" શંકા ? શા માટે અને કોની ઉપર ?" ધનશ્યામે ચમકીને પુછયું.

" એતો એ જ, જરૂર એ જ, મ્હને તે નામ ધારી વીરેન્દ્રના

ઉપર પહેલેથી જ ભરોસો નહોતો. જ્યારથી વીરેન્દ્ર આવ્યો, ત્યારથી ભાઇની પ્રીતિ અને વિશ્વાસ બન્ને મ્હારાથી દૂર હતાં."

"રાધા, ત્હારી વાત વિચારવા જેવી છે. આપણા કૌટુંબિક સ્નેહમાં ખટપટનું વાતાવરણ ઉભું થયું ત્યારથી થતા સઘળા નાટકનો સૂત્રધાર તો તે જ હતો. પરંતુ ત્હારા ભાઇનું મુડદું રઝળાવવા હું બીલકુલ રાજી નથી, તે ક્રિયાકાંડ કરાવી સાંધું ઉધરાવી ખાતા શંકરમહારાજને તો વીરેન્દ્ર નામ ધારણ કર્યાં પહેલાં હું ઓળખું છું. પણ પાછળથી બધું થઇ પડશે. હાલ એ વાત બીલકુલ દાબી દે; કારણ દીવાલને પણ કાન હોય છે."

કિશોરીલાલ ઘનશ્યામનો સાળો હતો. સાળા બનેવી રંગના વેપારમાં ભાગીદાર હતા. લોકવાયકા એવી હતી કે કિશોરીલાલના ગુજરી જવા પહેલાં થોડા વખત ઉપર તે ભાગીદારીમાંથી બન્ને મુક્ત થયા હતા. કિશોરીલાલના પિતા, પુત્ર પુત્રીને સંસાર યાત્રાની શરૂઆતમાં મૂકી ગુજરી ગયા હતા. પુત્રીનાં લગ્ન નાનપણથી જ ઘનશ્યામ સાથે કરી નાંખવામાં આવ્યાં હતાં. ઘનશ્યામની ઉમ્મર લગ્ન વખતે બાર તેર વર્ષની હતી. તેના પિતા કાઠીયાવાડમાં કોઇ નાના રજવાડામાં નોકરીઆત હતા. તેની કેળવણી પણ તે જ વાતાવરણમાં પોષાયેલી હતી. લગ્ન વખતે જ વહેવાઇઓમાં પહેરામણીની આપલે બાબત તકરાર થઇ હતી. તેથી રાધાને મોટી ઉમ્મર સુધી પોતાને પિયર જ રહેવું પડયું હતું. બન્ને ડોસાઓ ગુજરી ગયા બાદ ઘનશ્યામ કિશોરીલાલ કરતાં વધારે નિરાધાર સ્થિતિમાં મૂકાયલો હતો કિશોરીલાલ એક માર્ગી, સરળ, સાચો અને લાગણીવાળો હતો. જ્યારે ઘનશ્યામ અંદરથી કુટિલ, ખટપટી અને લોભી હતો.

રાધા ભણેલી ન હતી, પરંતુ વધારે મહેનતુ અને કિશોરીલાલના આછા સંસ્કાર પણ તેનામાં કોઇકોઇ વખતે સ્ફુરી નીકળતા હતા. ઘનશ્યામના પરિચય પછી તેનામાં લોભ અને પરિણામે કિશોરીલાલ પરત્વે પોતા સિવાય અન્ય કોઈ પણ વ્યક્તિનાં સંબંધમાં પરાયાપણું માનવાની–મનાવવાની તેમ જ માન્યું મનાયું દેખાડવાની હલકી વૃત્તિ ઉત્પન્ન થવા પામી હતી, ઘનશ્યામ પોતાની વૃત્તિઓની મુદ્રા પોતાની પત્ની ઉપર પણ ધીરે ધીરે ઉતારતો જતો હતો.

કિશોરી, કિશોરીલાલની એકનીએક પુત્રી હતી. કિશોરીની મા સુશીલા તેને બેત્રણ વર્ષની મુકી સ્વર્ગવાસી થઇ હતી. કિશોરીલાલને પિતા તરફથી વારસામાં માત્ર ભાગ્યું તુટયું એક ઘર મળ્યું હતું. કિશોરીના જન્મ પછી સુશીલાની તબીયત દિનપ્રતિદિન ઘસાતી હતી. સાસુ-સસરાના સ્વર્ગવાસ બાદ કુટુંબની કઠણાઈના પ્રસંગોમાં ગરીબ બીચારી સુશીલા ચિન્તારૂપી રાક્ષસીનો કોળીયો થઇ પડી હતી. કિશોરીલાલ, મુંઝાતો, ટળવળતો અને પોતાને માથે આવી પડતી આપત્તિમાંથી ઉગરી જવા અનેક યત્નો કરતો હતો. "સુશીલા" તે કહેતો " ત્હારી ઘસાતી તબીયત મ્હારાથી નથી જોઇ શકાતી. ન્યાતજાતની મ્હને તલભાર પરવા નથી.

"જનેતા ને ભ્રાતા, પ્રિયતમ સખા ને પ્રિયતમા!
જણાવું છું મ્હારે તમ વગર કોની નથી તમા."

એ આપણે સાથે વાંચેલું તે શું વિસરી ગઇ ? માતા અને પિતાના મૃત્યુને માત્ર આઠ જ દિવસનો અંતરાય, અને તે વાતાવરણ મ્હને ત્હારી માંદગીમાં ભયંકર આગાહી સૂચવે છે. મ્હારૂં માન સુશીલા, પ્રભુ સૌ સારાં વાનાં કરશે અને આપણે ઘરબાર વેચી બેત્રણ હજાર રોકા થાય તે લઇ દૂર દૂર કોઈ ના ઓળખે ત્યાં કોઇ એક પરાયા ગામડામાં જઈ રહીએ. સ્વચ્છ હવામાં સાદા જીવનમાં અને નિર્દોષ લોકોમાં આપણે ઉપયોગી થઇ પડીશું અને પ્રભુ ત્યાં ત્હારી તબીયત સુધારશે. તે સુધરશે તો બધું સુધરશે, અને જો ઈશ્વર એમ ન કરે અને મ્હારી આગાહી સાચી પડશે તો નક્કી જાણજે સુશીલા કે ત્હારૂં બાળક ગમે તેટલું સદ્ભાગ્ય પ્રાપ્ત કરશે તો-પણ સર્વે ત્હારી ખોટનું દુર્ભાગ્ય નહીં ફેરવી શકે." તેના જવાબમાં પતિપરાયણ સ્ત્રી માત્ર એક જ જવાબ દેતી "કિશોર ફોગટ છે. થવાનું છે તે જ થશે, નાહક શા માટે અકળાવ છો? હું સમજું છું કે માતાપિતાના દહાડાપાણીમાં આપણા સુખનો પણ દહાડોપાણી પૂરો પરવારવા બેઠો છે, પરંતુ તે સઘળું હું ત્હમારી સમજશક્તિ ઉપરજ છોડું છું. બાકી મ્હારૂં શરીર તો હવે દવાઓના રગડાને કામનું મુદ્દલ રહ્યું નથી."

"હા! પણ......"

"પણ શું ? કિશોર! આપણાથી કશું જ નહી થઇ શકે,

અત્યારે આપણો વ્યવહાર પૈસાના અભાવે, સત્તાના અભાવે, અને કંઈક અનુભવના પણ અભાવે આપણાં લાગતાં વળગતાં તથા સગાં સંબન્ધીઓ ઉપર ટકી રહ્યો છે. પ્રભુ ક્ષમા કરે, પરંતુ આપણા સઘળા નિસાસાની જવાબદારી શ્રીમંતો અને ન્યાતના સંચાલકોને શિર છે. રાધાબ્હેન ગમે તેવાં પણ અત્યારે આપણી અંધની લાકડી જેવાં છે. ન્યાતો ના કર્યે તે પણ ખીજવાશે અને આપણા દુઃખમાં આટલી પણ આશાએશ છે તે તેમના ખીજવાટથી છિન્નભિન્ન થઇ જશે. " " પણ તું વિચાર તો કર, સુશીલા ! કિશોરીનું શું ? આપણી બધી મીલ્કત ફનાફાતીયાં થઇ જાય અને તે ઉપર પાંચસો હજાર દેવા કરીએ ત્યારે આપણે આ પ્રેતભોજનના પાયમાલ કરનારા વ્યવહાથી છુટીએ. અને તેમ કરવાથી આપણા વ્હાલા નિર્દોષ બચ્ચાનું દુધ, ઘી તેમજ તેનાં શરીરને પોષનારાં બીજાં સૌ કોઇ તત્ત્વોની જાહેર હરરાજી ! તેના શરીરનું બંધારણ મજબુત કયમ કરી રહેશે ? ત્હારા બચ્ચાની માવઝત પૈસા વિના આ મોંઘવારીના દિવસોમાં કયી રીતે-કરીશ ? દેવું પણ કયી આવકમાંથી ભરીશ ? આ બધી બાબતની ગરજ-નથી શ્રીમંતોને કે નથી સંચાલકોને. ના, ના, સુશીલા એમ સમજાવટ ના કર. આપણે કાંઇ આ સમાજ ઉપર ઉપકાર કરી નાંખવા નથી નીકળતા. આપણી પોતાની ખાતર આપણા બચ્ચાની ખાતર, અને આપણા જેવા એક વર્ગની ખાતર, રાધા, ઘનશ્યામ અગર આખા જગતને ખોટું લાગશે તો તે વિના મ્હારે ચાલશે, અજ્ઞાનીઓમાં આબરૂ જશે તો જ્ઞાનદૃષ્ટિથી નીભાવી લઇશ પરંતુ મ્હારી ભાવનાઓની રસીયણ અને તેના બાળકનું અહિત તો નહીં જ થવા દઉં. '

" ભલે ! પ્રભુ ત્હમને સૌ શક્તિ આપો."

આ નિર્દોષ પણ લાગણીવાળાં હૃદયોનું શુદ્ધ ચિત્તથી અપાયલું વાગ્દાન પ્રભુ પ્રસાદી રૂપે ફળ્યું. જ્ઞાતિલાઓએ અનેક કઠોર, દ્વેષ ભરેલા શબ્દ પ્રહાર કર્યા. કિશોરીલાલે જ્ઞાતિનો તે અનલ ન ગણકાર્યો. બેદરકાર, અતડો ઉદ્ધત વિ. માં ખપ્યો તોપણ ન ગાંઠયો. ઘનસ્યામે પોતે કિશોરિલાલ કરતાં વધારે ગરીબ હતો, છતાં પણ પોતાના પિતાનું પ્રેતભોજન કરી ચૂકયો હતો તેમ કહી રાધા આગળ પોતાના કુળની ઉચ્ચતાનો દાવો સિદ્ધ કરવાની સાબીતી

મુકી. રાધાએ ભાઈના ઉપર ક્રોધવશ થઇ પોતાની બ્હેનને મ્હેણાં ખવડાવવા જેવું કર્યાનું આળ મૂકી આક્રંદ કર્યું, અને રીસ ચઢાવી ઘનશ્યામના ઘરનો આશરો લીધો. નજદીકનાં સગાં સંબંધીયોએ સઘળો ઠઠારો ભેગો કરી નાટક જોવા જેવું કંઇક કર્યું. કિશોરીલાલ સઘળી માયા છોકું છું સમજી હસતો અને નાની કિશોરી તેની સાથે રમતમાં નિર્દોષતાથી હસતી ત્યારે તે સુશીલાને હસાવવા અને બીજાંઓને રમુજ આપવા કાંઇ ટોળથી બોલતો, " હસ, તું હસ, મ્હેં ત્હને રડાવી નથી. કિશોરી તું સમજે છે ? મ્હેં ત્હને ના જ રડાવી. " ચિન્તાથી ઘેરાયેલો છતાં કુટુંબસુખી પતિ અને મરણને ખાટલે છતાં પણ ભાવસમજુ પત્ની બન્ને દુઃખમાં છતાં સંતોષ સાથે વધારે વિનોદથી વધારે સુખી થતાં જતાં હતાં.

દિવસો જતાં સુશીલા સુખી થઇ ગઇ. કિશોરીને તથા કિશોરીલાલને રઝળાવતી ગઇ એમ કિશોરીલાલની કદર બુઝનાર જગતે ગણ્યું ! કિશોરીલાલ ઘર ભાડે આપી કિશોરી સાથે મુંબઇ જઇ નોકરી શોધવા લાગ્યો. કોઇ સહાધ્યાયી વિદ્યાર્થીની વગથી રંગનો વ્યાપાર કરતી એક જર્મન પેઢીમાં ગોઠવાયો. પોતાની શક્તિથી બે વર્ષમાં પેઢીના માલીકોનો માનીતો થઇ પડ્યો. તે દરમ્યાન ઇંગ્લાંડ અને જર્મનની લઢાઇનો આરંભ થતાં જર્મન માલીકો કાયદેસર છૂટા પડવાથી પેઢીના પ્રિય કિશોરીલાલને સઘળું સોંપી દીધું. કિશોરીલાલને ધીગતો ધંધો ખોળે આવી પડ્યો અને ખંત ઉત્સાહ તથા પ્રમાણિકપણાથી તેણે તે ખેડવો શરૂ કર્યો.

---

## પ્રકરણ ૨. જું

### " પાપ નહીંતો બીજું શું ? "

" ગરીબી વૃત્તાન્તો અતિ સરલ સંક્ષિપ્ત જ સદા "

× × × × × ×

" જે સારાં છોકરાંઓનું ધ્યાન પુસ્તકમાં ઠરે;
થવાનાં તે બધાં નક્કી મ્હોટાં માણસ આખરે."

શંકર નાનપણથી જ કાકાકાકીનો ઉછેર હતો. સાત આઠ વર્ષનો થયો ત્યારે સંધ્યાપૂજા શીખ્યો હતો. દશબાર વર્ષે કાકાની

સાથે મરણ, લગ્ન, ક્રિયાઓ, સત્યનારાયણની કથા, વાર-તહેવારે જજમાનને મળવા, સીધું લેતાં જપતપ કરાવવાની ભલામણ, શીખામણ આપતાં સૌ શીખી ગયો હતો. ભાદરવા માસમાં ચકલામાં પોળને મ્હોડે મંદીરના ઓટલા ઉપર પારાયણ વાંચવા પણ જતો હતો. આજ અમથાભાઇને ત્યાં તો કાલે કાળિદાસભાઇને ત્યાં અને પરમ દિવસે પરમોદભાઇની ભાભીને પીયર જમવા જવાનાં નોંતરાં તો ચાલુજ હોય. કાકાકાકી તો વૃદ્ધાવસ્થામાં ઠીક, પરંતુ શંકરને તો ત્રણુસો પાંસઠ દિવસમાં ભાગ્યે ઉપલા ૬૫ દિવસ કોરા જતા હોય તો! શરીર પણ ઇશ્વરે જોઇતુંજ ઘડયું હતું સાત ચોપડી ગુજરાતી હા ના કરતાં પૂરી કરીને કિશોરીલાલ નામના એક ગૃહસ્થ જજમાનના ખાસ આગ્રહથી ઇંગ્રેજી સ્કુલમાં દાખલ થવા કાકાએ કચવાતા મને કબુલ્યું, ત્યારે તો શંકરને પંદર પુરાં થયાં હતાં. ઉઠબેશ બસો ત્રણસો તથા દંડ પણ તેટલાજ પીલી નાખતો હતો. દરેક ઠેકાણે તે કાકાનો આસીસ્ટંટ બની ગયો હતો. અને ટુંકમાં કાકાની વાર્ષિક આવકમાં શંકરની ફી મોટો ભાગ પુરતી હતી. ટોપી પહેરે ત્યારે માથાની ચોટલીને ટોપીમાં કેમ રાખવી એ ઇંગ્રેજી નિશાળમાં દાખલ થયા પછી શંકરને એક અઘરૂં કામ થઇ પડયું હતું. નિશાળમાં વિદ્યાર્થીઓમાં અને શિક્ષકોમાં પણ તે શંકર-મહારાજ તરીકેજ નામાંકિત થઇ પડયો હતો. પગમાં બુટ પહેરવાથી તે પાપ માને છે એમ વર્ગના છોકરા તેના દેખતાંજ સંભળાવી દેતા હતા. પરંતુ શંકર આ'વી કોઇ પણ ટીકા તરફ જડ જણાતો હતો. જ્યારે નિશાળમાં વાર્ષિક હાજરીના દિવસો ગણાય ત્યારે શંકરનાથી ભાગ્યેજ કોઇ ઓછા દિવસ હાજર હોય. ક્રિયાઓ તો ચાલુજ અને તેને અંગે સંસ્કૃતના શ્લોકો તો ધાણી ફુટે તેમ નાટકના એકટરની જેમ બોલવા માંડે તો પણ કલાકોના કલાકો સુધી ખુટે તેમ ન હતું. જ્ઞાતિભોજનમાં યુવક વર્ગ શંકરને સાથે બેસાડી, કોઈ અન્યની સાથે શ્લોક બોલવાની ચડસાચડસીમાં ઉતારતા અને શંકર જીતે ત્યારે તાળીઓ પાડી સાબાસી આપી કોઇ શંકરને મૂર્ખ બનાવવાનું સમજતા અને કોઈ વખાણતા; સૌ આનંદ કરતા હતા. પરંતુ શંકરને તે સૌની સમજ જ નહોતી; સમજણ ઇચ્છતો પણ નહોતો; અને પોતે ચઢીઆતો ઠર્યો એ વિચાર સિવાય અન્ય વિચાર તેના મગજમાં ઠસતો પણ નહોતો.

જગત્ ગમે તેમ હસે યા નિન્દે પરંતુ ભાગ્યદેવી શંકરનો પક્ષ કરે છે એમ ઘણા ખરા માનતા અને તેનું કારણ તેનો ભોળો સ્વભાવ મનાતો હતો. શંકર એકનિષ્ઠાનો સાચાબોલો સાફ દીલનો સીધા રસ્તાનો પ્રામાણિક તેમજ ખડતલ અને સૌ કોઇનું કામ વગર સ્વાર્થે પણ કરી છુટે તેવો હતો. પાડાપાડોશીઓ "બા, શંકર! સાકરબજારમાંથી ખાંડ ના લાવી આપે?" "ભાઇ મ્હારો બબલો માંદો છે પણ કોઇ દવા આણી અપનાર નથી" એવાં કાલાં કાલાં વાક્યો બોલી કામ કઢાવી લેતાં હતાં. શંકર પણ થોડા વખતમાં તે સૌને સંતોષ આપતો હતો અને તેના બદલામાં કોઇ દહાડો જમવાનું તો કોઇને ત્યાંથી સીધું, વાર તહેવારે ધોતીજોડો મલમલ કાંઇને કાંઇ આવતું પણ ખરૂં.

આ બધું છતાં ઇંગ્રેજી પહેલી ચોપડીની પરીક્ષા પાસ કરી એક સમે શંકર સ્કુલના હેડમાસ્તરને ત્યાં ગયો. માસ્તરોને ઘેર પણ શંકર માનીતો થઇ પડયો હતો. આવે કે તરત શંકરને માટે કંઇ કામ તૈયાર હોયજ. હેડમાસ્તરને આજે બૈરાંછોકરાં સુરતમાં તેમને પીયેર કોઇ માંદુ હશે તે જવાનાં હતાં. ટ્રેનનો ટાઇમ થઇ જવાની તૈયારી હતી, એટલામાં શંકર આવી પહોંચ્યો. શંકરને સ્ટેશને જઇ વળાવી આવવાનું કહેવામાં આવ્યું અને શંકર તૈયાર! જતાં જતાં રાત્રે ત્યાંજ સુઇ રહેવા આવવા શંકરે સૂચના કરી અને હેડમાસ્તર સાહેબે સુવાનું તથા બે ચાર દિવસ જમવાનું અને સાથે સાથે રાંધવાનું નોતરૂં પણ દઇ દીધું, જે શંકરે વિના સંકોચે સ્વીકાર્યું. સ્ટેશને વળાવી પાછા આવતાં કાકાને ઘેર જઇ કહી આવ્યો, કે મ્હારે ત્રણ ચાર દિવસ માસ્તર સાહેબને ત્યાં જમવાનું છે. કાકીએ રસ્તામાં પોતાના ભાઇની છોકરીને સ્હવારમાં વ્હેલું આવવાનું કહેવડાવ્યું અને શંકર અરબી ઘોડાની માફક કાકીનો સંદેશો પહોચાડી માસ્તર સાહેબની સારવારમાં પહોંચી ગયો.

શંકરે લાગ મળતાં માસ્તર સાહેબને ખુશમીજાજમાં જોઇને વાત છેડી કહ્યું.

"સાહેબ, આપને એક વિનંતી મ્હારા તરફથી કરવાની છે." "બોલને ભાઇ શું છે?" માસ્તરસાહેબે ઇન્તેજારીથી પૂછ્યું. "સાહેબ, આપ જાણો છો, કે મ્હેં ગુજરાતી સાત ચોપડીઓનો અભ્યાસ કર્યો

છે, એટલે ગણિત, ઇતિહાસ, ભૂગોળ અને ભૂમિતિ સુદ્ધાંનુ મને ઈંગ્રેજી ચોથા ધોરણવાળા જેટલું જ્ઞાન હોયજ અને વળી સંસ્કૃતમાં પણ મને કોઈ જાતની અડચણ નડે તેમ નથી. ઈંગ્રેજીમાં બાર મહિના ગયા તેમાં જાતમહેનત અને આપના જેવાની કૃપાથી હું ઘણો આગળ વધી ગયો છું તો આપ મ્હારી પરીક્ષા લઇને પણ જો પાંચમા ધોરણમાં દાખલ કરો તો હું મ્હારા અભ્યાસમાં સારી રીતે આગળ વધી શકું, ને આપનો ઉપકાર જીંદગી પર્યંત ભુલીશ નહિ." શંકરે અત્યંત આજીજી પૂર્વક પોતાની દલીલો મુકવા માંડી. માસ્તરને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું પણ શંકરનો દયામણો ચ્હેરો, તેનો ભણવાનો ઉત્સાહ, મુશ્કેલીઓમાંથી બચેલા વખતમાં કરેલો શ્રમ વગેરે ધ્યાનમાં રાખી પરીક્ષા લઈ યોગ્ય ક્લાસમાં મૂકવાની ગોઠવણ કરી આપવાનું વચન આપ્યું તથા રજાઓમાં તૈયાર થઈ જવાની ભલામણ કરી. શંકરે પણ રજાઓમાં દોઢ મહિનો તાપમાં નદી કિનારે પુસ્તકો લઇ એક શિવાલયમાં ઠંડક હતી ત્યાં જઇ અભ્યાસ પૂર જોમથી કરવા માંડયો. જુદા જુદા શિક્ષકોને વારંવાર મળી, મુશ્કેલીઓ સમજી, કંઇ કંઈ રસ્તે પોતાનો માર્ગ મોકળો કરી મહેનતુ શંકર રજા પૂરી થએ હેડમાસ્તરની પરીક્ષામાં સંતોષ કારક રીતે સફળ થઇ સઘળા વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોની ભારે અજાયબી વચ્ચે પાંચમા ધોરણના વર્ગમાં બેઠો, અને તે વર્ગના સારા હોંશિઆર વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવા લાગ્યો. તેની સાથેના વિદ્યાર્થીઓ–તેની મજાક કરનારાઓ–હસનારાઓના મ્હોડે શંકરે તાળાં માર્યાં, અને પોતાના શ્રમનું ફળ પ્રભુએ આપ્યું માની ઉત્સાહ અને ઇચ્છા બમણા જોરમાં આવ્યાં. આવી રીતે આપણો ભોળો શંકર સોળ વર્ષે ઈંગ્રેજી પાંચમા ધોરણમાં અભ્યાસ કરતો થઈ ગયો.

શંકર વિદ્યાભ્યાસમાં આગળને આગળ ધપતો જતો હતો. બીજી સઘળી બાબતો તેણે હવે ધીરે ધીરે ખંખેરવા માંડી હતી. જો કે તેનો સ્વભાવતો તે જ હતો તે જ સુશીલતા અને તે જ નમ્રતા છતાં દૃઢતા અને નીડરપણું ધીરે ધીરે તેનામાં દાખલ થતાં જતાં હતાં. કિશોરીલાલની સૂચનાથી નવું વાતાવરણ જેવા મેટ્રીક્યુલેશનની પરીક્ષા મુંબાઇ આપી આવ્યો તેમાં પાસ થયાનું પરિણામ જણાતાં તરતજ પ્રીવીયસના પુસ્તકો સાથે તેણે ગોઠડી કરી દીધી હતી. અને

કૉલેજ ઉઘડતાં પ્હેલાં તો સંસ્કૃત ઇંગ્લીશનાં પુસ્તકો તે ધ્યાનથી વાંચી પણ ગયો હતો. કાકાકાકીને લાંજ રહેતો હતો પરંતુ થોડો વખત થયાં તેનામાં અસંતોષની અમુઝણની લાગણીઓ ઉત્પન્ન થવા માંડી હતી, જજમાનવૃત્તિને તે એક પ્રાચીન ભીખનું ઉપનામ આપતો થયો હતો, પારાયણ વાંચતાં કચવાતો. પરાન્ન ખાવાનું દૂર કરવા મથતો હતો, દરેકનું કામ કરવું તેને પોતાની ભલાશનો જગત્ દુરુપયોગ કરતું લાગતું અને તેમ કરવા દેવું. તેમાં પોતાનું ભૂષણ ઘટાડનારૂં નાહિંમતપણું સ્પષ્ટ થતું હતું.

શંકરની કાકીને એક ભાઇની પુત્રી નામે કાશી હતી કાશી હમણાં હમણાંથી પોતાનાં ફોઇફુવા પાસે ઝાઝું દેખાતી હતી. "આજ તો સંવત્સરી છે માટે અહિં રહે અને આજતો મ્હારાથી થાય તેમ નથી તેથી ચાર દિવસ અહિં રહે." એ પ્રમાણે કાશીને બનતું હતું. અને શંકરના મનમાં હંમેશાં કાંઈ કાંઇ વિચાર આવ્યે જતા હતા. આજે શંકર કૉલેજમાંથી આવ્યો તેવો પોતાના વાંચવાના ખંડમાં ગયો કપડાં કાઢયાં અને ખંડના એક છેડાથી બીજા છેડા સુધી આંટા મારવા માંડયા. આજે તે કોઇનો નહતો, તેના મનમાં અનેક વિચારો તેની ચિત્તવૃતિને પ્રતિકૂળ હોવા છતાં આવતા જતા જણાતા હતા. તેને મિત્ર નહોતો, માબાપ કોઇ નહોતું, કે જેની આગળ પોતાની અંગત સંકડામણો રજુ કરીશકે. કાકા કાકી હતાં પરંતુ તેમની ઇચ્છા શંકરની ઇચ્છાથી કેવળ પ્રતિકૂળ જ હતી. શંકર, ઓરડામાં–પીંજરામાં ફરતા વાઘ જેવો શંકર–આજે કાકા-કાકીનો વિચાર કાશી સાથે પોતાનું લગ્ન ન્યાતીલાઓની ચડસા ચડસીની ખાતરજ–પક્ષા પક્ષીના ખેલ ખેલનારા ખેલાડીઓના દાવની સોગઠી–બનાવી નક્કી કરવા હતો. તેની મુંઝવણનો–ક્રોધનો પાર ન હતો. "આજ કારણથી મને જ્યારની શંકા પડી ત્યારનો વડીલને કેમ કહેવાય ચોકખી વાત મર્યાદા–તેમની કહેવાતી મર્યાદા–લોપાય નહીં તેવું સાચવી મારા મનના વિચાર મારી પોતાની બાબતમાં–જેના ઉપર મારા ભાવિસુખનો પૂરેપૂરો આધાર રહેલો છે–તેવી બાબતમાં તેમની આગળ કેવી રીતે મૂકવા–અને હાલ ભણું છું, શ્રમ વેઠું છું, અને જે ઉજ્જ્વલ ભવિષ્યને માટે હર હમેશ તન તોડું છું, તે ભવિષ્ય મેળવું અને મારૂં સુખ સાચવી રાખું, તે કેમ બનાવવું?

અને તેમના તે કૃત્યમાં તે નથી બની શકતું, તે સમજાવવાની ખાતર જ ત્યારનો—કાશીને બ્હેન કહી—તેમની રૂબરૂમાં પણ બ્હેન કહીને જ—બોલાવતો હતો. કાકાકાકીની મના છતાં તેમ જ કરતો હતો અને મારૂં હૃદય સ્પષ્ટ કરતો હતો. આના કરતાં બ્હેતર છે, કે હું મારો વિદ્યાભ્યાસ મૂકી દઉં અને એક વખત ફરીથી પારાયણ વાંચતો, ધર્મક્રિયાઓ કરાવતો અને જપતપનો ધંધો સાચવતો પુરાણી શંકર થઇ જાઉં ! કાકીની કાશી ગોરાણી બની સીધાં લાવશે, રંધવારૂં કરશે, કામ કરશે અને જગત્ તેને મારી સહધર્મચારિણી ગણશે. લગ્નના સાક્ષીઓ મિષ્ટાન્ન જમશે. આર્યભાવનાના વિવાદીઓ આને આદર્શ લગ્ન ગણી કરાર—લગ્ન કરતાં ઉચ્ચતર મનાવવાનો દાવો કરશે ! અફસોસ ! કિશોરી ! કિશોરીના જેવા સંસ્કારનું સદ્‌ભાગ્ય મને ક્યાંથી ? શામાટે દુઃખી થવું ? ક્યાં હું અને ક્યાં તે ! સામાજિક પરિસ્થિતિઓએ જ્ઞાતના પેટા વિભાગોએ તેમ જ અનેક રાજ્યોની ધુંસરીમાંથી પાયમાલ થતી જતી જડ પ્રજામાં વિધિએ ઉભા કરેલા અન્ય સંજોગોએ અમારી વચ્ચે કાલ્પનિક પર્વતો ખડા કરી દીધા છે. મારી મહત્ત્વાકાંક્ષાઓ, મારી ભાવનાઓના બળથી હું તે સઘળું તોડી ફોડી નાખવા જીવતોડ યત્ન કરી રહ્યો છું, ત્યાં આખર ગરીબનું નસીબ જ ગરીબ ! પશ્ચિમના સાહિત્યનો તેમજ સંસ્કૃત સાહિત્યનો પણ રસ ચાખ્યો. એ સઘળું હું ભૂલી જાઉં, તો પણ હજુ ઠેકાણું તો પડયું નથી ત્યાં ગળે ગાળિયું ! કાશીને પોતાનું નામ લખતાં, બોલતાં, રે ! હજી લુગડાં પહેરતાં તો આવડતું નથી; તે પહેલાં તેનું લગ્ન ! એ વિચાર અને તો મૂર્ખાઇની પરિસીમા રૂપ લાગે છે. બંનેના જીવનસુખનો સટ્ટો જેને કશું જ લાગતું વળગતું નથી તેને કરવાનો શો અધિકાર ! અને તેમાં સાહાય્ય અગર બુદ્ધિપૂર્વક સહકાર કરવો એ પાપ નહીં તો બીજું શું ? ”



# પ્રકરણ ત્રીજું.

## કડવાશનો કોળીયો.

કાપો ભલે સુખડ તોય સુગન્ધ દે છે.

રાધા અને ઘનસ્યામ કિશોરીલાલ ઉપર પોતાના માબાપ પાછળ પ્રેતભોજન ન જમાડવાના કારણસર ગુસ્સે થયાં હતાં. રાધા સઘળી પરિસ્થિતિ સમજતી હતી. પરંતુ નાતજાતમાં આબરૂ જાય. માત પિતાની મનાતી અધોગતિ! ઘનસ્યામની તેમ જ તેવી સમજણ વાળા વર્ગની દૃષ્ટિમાં આવા વિચારનું કલ્પાયલું એક કારણ, ગણિતના સરવાળા ભાગાકારથી તંત્રાતું મનાતું ! ' કુલીનો ' નું અકુળવાનપણું અને પોતાના સંબંધની વ્હેરાતીરાત, બુદ્ધિથી ભલે અસ્પૃશ્ય હોય પણ નજ વ્હેરાવાય તે સારૂં, એવી જડતા વીગેરે કારણસર રીસાઈ ઘનસ્યામ સાથે ગઇ. ઘનસ્યામ પોતાના બાપ નોકરીમાં હતા ત્યાંજ સ્કુલમાં માસિક ત્રીસ રૂપીયાના પગારથી માસ્તર થયો હતો. પિતાના મૃત્યુ પછી એકલો હતો ત્યાં સુધીતો ઠીક પરંતુ રાધાના આવ્યા બાદ ટુંકાં સાધનોથી, વેળા કવેળા અંતરાતો અકળાતો અને ક્રોધાવિષ્ટ થતો ત્યારે 'નબળો માટી બૈરપર શુરો બની' રાધા સાથે મ્હેણાં ટુણાં કરી તૃપ્ત થતો હતો. " મ્હારા ડોસા ! એતો સારૂં થયું તે આપણા લગ્ન વખતે પ્હેરામણી ઓછી પડવાથી હાડ જતાં અટકયા. બાકી એમના ખાવામાં સ્હેજ વાંકુ પડયું તેટલા માટે તો પંચાવન વર્ષે પણ બીજી વારની એક સ્ત્રી હયાત હતી છતાં ત્રીજી પરણી લાવેલા સમજી ? મ્હારે માટે મંછાશંકર ડાકટરને ત્યાંથી પૃછ્વા આવેલા તે છેડાઇ ર્હેલા ને મોઢા મોઢ ચોપડી દીધેલી કે ' ડાકટર સાહેબ ! તમારી કન્યા અમારે ઘેર ન શોભે કોઇ ધામત વાણુવાળાને ત્યાં જાવ તો હા કહેશે ! ગમે તેટલા પૈસાદાર તો તેમના ઘરના અને મ્હોં બ્હીલું થઇ ગયું હતું. અમે તો કુળવાન ? તે કુળવાન પણ અમારા વતનના કુંભારના નીભાડાના નળીઆંએ કુળવાન ગણાય !! સમજી ? મ્હારા ડોસા પ્હેરામણી વખતે જેની પડખે બેસે તેને સો બસોનો તો ફાયદો જરૂર કરી આપે ! અને નાતમાં મગદુર કોની કે એમનો પડેલો બોલ ઉથાપવાની હામ ભીડે ? "

ઈત્યાદિ અનેક વચનો વખતે કવખતે રાધા સાંભળતી તેમ તેમ કિશોરીલાલ અને ઘનસ્યામ વચ્ચેનો ફરક ધીરે ધીરે પીછાનતી હતી, કિશોરીલાલની બ્હેન બોલે તેવી નહતી પરંતુ પતિ પત્નિનું અંતર વધતું જતું હતું રાધાને તો પોતાનો સ્વામી એવો જોયો હતો, કે પોતાના દૈવતથી આગળ વધી કિશોરીલાલને છોડીને ગયાનું માપ જગતને મોઢે દઢાવી શકે. પિતૃપુરાણ સંભળાવવા કરતાં જગતનું કહેલું પતિપરાક્રમ પુરાણ સાંભળવા માટે તે ઉત્સુક હતી. ચારે બાજુએ નિહાળતાં આશાનું એક કિરણ જ્યારે રાધાએ ન દેખ્યું ત્યારે આખરે એક દિવસ ઘનસ્યામ આગળ વાત છેડી.

"મ્હારી એક વાત ન સાંભળો ? હું ગુજરાતી ૭ અને ઈંગ્રેજી બે ત્રણ ધોરણ સુધી ભણી છું. આપણી ગામની નિશાળમાં કન્યાશાળા છે. ત્યાંનાં મુખ્ય શિક્ષિકા મને ત્રીસ પાંત્રીસ રૂપીયા માસિક અપાવી શકે એમ છે. જો તમે કહો તો તેમ કરૂં. આપણે બે જણ છીએ. એટલું બધું શું ઘરકામ છે ? તે પણ સચવાશે અને આપણને સાધારણ સુખ સંતોષથી રહેવા અડચણ નહિ પડે."

"શું ? શ્રીધર શાસ્ત્રીના દિકરાની વહુ કન્યાશાળામાં છોકરીઓ ભણાવવા જશે ? ગાંડી થામાં, ન્યાતમાં એક માસિક નીકળ્યું હતું તે જુના રીવાજનું સત્યાનાશ વાળશે એમ સમજી ઉપકાર સહિત તંત્રીને પાછું મોકલી આપ્યું હતું. એક જુવાન વિધવાએ શિર મુંડન નહોતું કરાવ્યું તેટલા માટે તો તેને પંચ ભરી તેમ કરવાની ફરજ પાડી હતી."

"હા ! હા ! પણ તે વખતે ઘી રૂપીઆનું પાંચશેર મળતું હતું. મોંઘવારી ચાર ઘણી વધી ગઇ અને સાથે સાથે ખર્ચો પણ ચાર ગણો વધી ગયો અને એ સોળ ગણા ખરાબ વખતને પહોંચી વળવા માટે સાધનો ટુંકાં થઇ પડયાં. તે વખતે આપણી આબરૂ તેને પહોંચી વળવાના પ્રમાણિક પ્રયત્નોમાં ગણવી, કે અનેક કારણસર ગુંચવાયલા કલેશના જાળાવાળા ગૃહ સંસારમાં ગણવી ?"

"આજ જમાનાની પીડા છે ને ? અસલી સ્ત્રીઓ ગરીબાઇમાં સંતોષથી રહી શકતી હતી. ત્યારે હવે લોકોને ગરીબાઇ સાલે છે. પોતાના ઘરની વાત ઘરમાં રહેતી હતી તેને બદલે હવે તેનાં નગારાં વગાડાય છે."

" ના, ના ! એમના બોલો, હું તમને ઉતારી પાડવા નથી ઇચ્છતી, હું તો આપણા સંસારના રથને બળ આપવા મથું છું, તમે ને હું તે એક રથનાં બે ચક્રો છીએ. બીજું કોણ છે તે નગારાં વગાડવાનું કહો છો ।"

છેવટે " અહિં કયાં આપણી ન્યાતજાતના ઘર છે ?" એમ સમજી બે ચાર માસે પતિ પત્ની એક વિચારનાં થયાં અને રાધા શિક્ષિકા બની ગૃહખર્ચમાં પોતાની શક્તિનો ફાળો આપવા લાગી. કિશોરીલાલને જાણ થતાં કાંઇક ખિન્ન અને કાંઇક રાજી થયો. ખિન્ન એટલા માટે કે પોતે સુખી સ્થિતિમાં આવ્યો ત્યારે એકજ માબાપનું ભાંડુ દુ:ખી સ્થિતિમાં અને રાજી એટલા માટે કે રાધા રીસાઇ, પરંતુ જે કારણોથી રીસાઇ તે કારણો તેણે:પણ તેના ભાઇની માફક પોતાના હિતની આડે આવતાં બાજુપર મુકી દીધાં, તે જાણતો હતો, કે રાધા ટેકીલી છે. નાની કિશોરી નવ દસ વર્ષની ઉમરની થઇ હતી અને લખવાં વાંચતાં આવડતું હતું. તેની પાસે ફુવા ફોઇને પત્ર લખાવ્યો, કે " તમે જગતના બાળકોને ભણાવો છો, પણ ખરાં તો કયારે કે તમારી બત્રીજીને ભણાવી હોંશીઆર કરો ત્યારે." ચતુર બ્હેને ચતુર ભાઇનો મર્મ ઓળખ્યો. ઘનસ્યામને મ્હેણા જેવું લાગ્યું. ફોઇ ફુવાએ " જગતનાં બાળકો " સાથે ભણવા માટે " શિક્ષક શિક્ષિકા " ને ઘેર રહેવા આવવા નિમંત્રણ મોકલ્યું, રજામાં ભત્રીજી આવી અને રજાઓ પુરી થયે કિશોરીલાલ કિશોરીને તેડવા રાધાને ત્યાં આવ્યો. અને કિશોરીને પોતાની સારી સ્થિતિ, ધંધાર્થી કાર્યોમાં ઘનસ્યામની મદદની જરૂર, ઘરની દેખરેખથી કારણો બતાવી બ્હેન બનેવીને લઇને મુંબાઇ આવી રહ્યો.

મુંબાઇમાં કિશોરીલાલ વચગાળાના છ સાત વર્ષ દરમ્યાન વેપારીઓમાં ઘણો જાણીતો અને માનીતો થઇ પડયો હતો. પૈસો પણ સારો સંપાદન કર્યો હતો. તેની પ્રમાણિકતા માટે પુરાવાની પણ પડપુછ નહતી. રંગના વ્યાપારીઓમાંજ નહીં પણ બીજા બજારોમાં પણ તેનું નામ ધીમે ધીમે પરિચિત થતું જતું હતું. સામાજિક, ધામક અને રાજકીય ચળવળોમાં પણ તે યથાશક્તિ આગળ પડતો ભાગ લેતો હતો. ઘણાક મતભેદોમાં, તકરારોમાં અને કજીઆઓમાં પણ પતાવટનું કામ ભિન્ન ભિન્ન પક્ષો તરફથી વિશ્વાસપૂર્વક તેને સોંપવામાં

આવતું હતું. તેની ઓળખાણ તેનો એકજ વખતનો પરિચય પૂરી કરી આપતી હતી. ઘનસ્યામના આવ્યા પછી તેનો વિચાર કાંઇક ભાર ઓછો કરી નાખવાનો થયો હતો. દરેકે દરેક કામમાં ઝીણવટથી સમજાવીને તેને વાકેફ કરતો હતો. બધો કામનો ભાર પણ ધીરે ધીરે તે તેને શિરેજ નાખતો જતો હતો. માત્ર દેખરેખ, ગંભીર જવાબદારી તરફ નજર અને ઘનસ્યામ સઘળું શીખી લે તે તરફ સંપૂર્ણ કાળજી જ તે રાખતો હતો, અન્ય વ્યાપારીઓમાં અને ઇંગ્રેજી ઓફીસોમાં પણ ઘનસ્યામને તે સાથે જ રાખતો હતો. ઘનસ્યામ ઘણી રીતે કિશોરીલાલને વ્યાપાર પ્રવૃત્તિઓમાંથી છુટો કરી શક્યો હતો. પરંતુ જે પ્રતિભા કિશોરીલાલ વ્યાપારી વર્ગમાં પાડી શકયો, હતો, તે પ્રતિભા ઘનસ્યામ સંપાદન કરવા સમર્થ થયો નહતો.

રાધા અને ઘનસ્યામ કિશોરીલાલનો ઉપકાર અંતરમાં સમજતાં હતાં. પરંતુ રાધા તે પોતાનો હક માની મનાવો ફુલાતી હતી, અને અને તેનો અમીરસ અંતરમાં ઝરતાં અટકાવતી હતી; ઘનસ્યામ કુટિલ હતો, એટલે તે દુનીઆ આગળ કિશોરીલાલના ઉપકાર ઉપર ઢાંકવી છોડો કરવા અનેક જુદા રંગ પુરતો, અને જગતને મોઢે કુલાશમારતો હતો. બન્ને હૃદયોના ઉંડાણમાં ઉપકાર વૃત્તિ વસતી હતી, પરંતુ જગતમાં કબુલ કરવી તે તેમને પણ પોતાના મોભાને હીણસ્પદ સરખું મનાતું હતું. કિશોરીની કેળવણી અને ઉચ્ચ સંસ્કારિતા પાછળ અઢળક પૈસો ખર્ચવામાં પોતાનો એક વખતનો ગરીબભાઇ ગરીબાઇ ભુલી ગયો છે. એમ રાધા માનતી હતી. તેની ઇચ્છા કિશોરીલાલને ફરીથી લગ્ન કરાવવાની હતી, પરંતુ કિશોરીલાલને કોણ જાણે કેમ તે વાત કાઢતાં રાધા દુશ્મનની ગરજ સારનારી હોય એમ જણાતું રાધાને લાગતું હતું. ઘનસ્યામને એક વિરેંદ્ર કરીને ભાણેજ હતો. તે વિધુર હતો. પહેલી વખતની સ્ત્રી પ્રથમ સુવાવડમાંજ ગુજરી ગઇ હતી. ઘણા વર્ષથી મુંબાઇમાંજ રહેતો હતો. ઘનસ્યામનાં મુંબાઇ આવવા બાદ તેમનો પરિચય ધીરે ધીરે વધી પડયો હતો. રાધા એકલી હોય ત્યારે પણ ઘનસ્યામને વીરેંન્દ્ર કલાકોના કલાકો ગાઢ દોસ્તદારની માફક ગાળતા હતા. રાધાને મન પણ વિરેન્દ્ર ઘરનાં કુટુંબી જેવો થઇ ગયો હતો. ત્રિપુટિમાં વીરેન્દ્રના લગ્ન બાબત કિશોરી સંબંધી વાત ચર્ચાઇ ગઈ હતી. રાધાના કુળ સ્વાદમાં હજુ કડવાશનો કાળીઓ લાગ્યો નહોતો. પરંતુ કિશોરીલાલ ગરીબ વીરેન્દ્રને કન્યા આપવા

તત્પર નહીં થાય એમ તે માનતી હતી. ઘનશ્યામ આ માન્યતાથી પણ ચીડાતો, અને કંઇક કંઇક બોલી જતો હતો. આથી વીરેન્દ્રને રળાવવા તેણે કિશોરીલાલથી અજાણ્યુ કાકા વીરેન્દ્રની કું૦ ના નામે છૂટો છૂટો વ્યાપાર કરવા માંડયો હતો. મૂળથીજ તેમાં તેનો સ્વાર્થ છૂપાયેલો હતો. સાળા તરીકેની ઓળખાણ આપવા શરમાતો કિશોરીલાલના ભાઇ તરીકે તે સઘળે જાણીતો હતો. અને કિશોરીલાલે વિવેકની ખાતર તે સામે કદી તકરાર કરી નહોતી. કિશોરી પણ તેથી તેને કાકાજ કહી બોલાવતી હતી. કિશોરીલાલના ચોપડાઓમાં પણ કાકા વીરેન્દ્રની કું૦ નું ખાતું રાખ્યું હતું. બેન્કના ખાતાઓમાં પણ તે નામ ચાલતું થયું હતું.

કિશોરીલાલ ઘનશ્યામની પેઢીનો આડકતરી રીતે લાભ કાકા વીરેન્દ્રની પેઢીને ઘણો મળતો જોવાતો હતો. હકસાઇ દલાલી અને આ પેઢી ઉપર આધાર રાખતી ચીજોના વ્યાપારમાં પેલી પેઢીને પણ લઢાઇએ યારી આપી હતી. એક સરખો બજાર વધે તેમાં લાભ મેળવવો એ સમયની બલીહારી હતી. કિશોરીલાલ પુરતો નહિ પરંતુ સાધારણ રીતે આ સઘળી વાતથી વાકેફ થયો હતો.

---

## પ્રકરણ ચોથું.

---

### “ કુળ બોલે છે.”

“ હૃદયસરોરુહ જીવન સમજી પોષજો,
જનસેવાનો ધરજો શાશ્વત ધર્મ જો. ”

× × × ×

“ દાવાનલમાં દેશનાં બહુ બહુ કુસુમ હણાય,
સહુ તે જીવન પામવા તાત સમીપ તણાય”

“ ભાઇ. કિશોરીની આવતી કાલે વર્ષગાંઠ છે તો શું જમવાનું કરવું છે ? હું ધારૂં છું, કે હેને ચૌદમું વર્ષ બેસશે, કેમ ?” રાધાએ એક સાંજે ચૌદમા શબ્દ ઉપર ભાર મુકી વાત છેડી. “ અરે ! હાં હું

તો ભુલીજ ગયો હતો. આપણો શંકરભાઇ ઇન્ટરની પરિક્ષા આપવા આવ્યો છે તે આજ જવાનો છે. તો તેને પણ બે દિવસ રહેવા કહેજો અને જમવાનું તો બ્હેનનેજ બોલાવી પુછો ને !" કિશોરીલાલે કહ્યું "કિશોરીતો નિશાળેથી બારોબાર મોટરમાં શંકર મહારાજને મળવા જવા કહેતી હતી." ઘનશ્યામે કટાક્ષથી ઉમેર્યું. "મામા, ઇન્ટરની પરીક્ષા હવે તો અમદાવાદમાં થાય છે ને !" ઘનશ્યામનો ભાણેજ જે મળવા આવ્યો હતો તેણે ઘનશ્યામને સમજી કટાક્ષથી પૂછ્યું. "શંકર મહારાજ જુનું તો બહુ જાણે છે, નવું જાણવાનાં સાધનોનો શોખ લાગ્યો છે પરંતુ નવાના ઓપનો પણ કાંઇ અનુભવ થાય એમ સમજી મ્હેંજ તેમને મેટ્રીકથીજ બધી યુનીવર્સીટીની પરીક્ષાઓ મુંબાઇમાં આપવા આગ્રહ કર્યો હતો." કિશોરીલાલે વીરેન્દ્રનો કટાક્ષ સમજીનેજ ઉત્તર આપ્યો આ ઉત્તરથી ત્રણેને જોઇએ તેવો સંતોષ ન થયો. "પરણેલો છે?" વીરેન્દ્રે નિર્લજતાથી પૂછ્યું. "તેની કાકીના ભાઈની છોકરી એક કાશી નામની છે. તેની સાથે વિવાહ થયો છે અને લગ્ન આવતા માર્ગશીર્ષમાં કરવાનાં છે." ઘનશ્યામે કિશોરીલાલ તરફ જોઇ પક્કાઇથી કહ્યું. "કિશોરભાઇ ત્યારે હવે આપણે માડવો બાંધવાનો કંઇ વિચાર કરવાનોને ! છોકરીની મા નથી, તો મા જેવી હુ કંઈ ન કહેતો કોણ કહે?" રાધાએ ત્રિપુટીની ગોઠવાએલી વાત ઉપાડી. ઘનશ્યામે વિરેન્દ્રનો હાથ દબાવી બ્હાર જવાની સૂચના કરી અને તે રજા લઇ ઘેર. ગયો. કિશોરીલાલ પણ સૌનો પાર પામી ગયો.

"બ્હેન, તને પૂછ્યા વગર કાંઇ થવાનું છે !" કિશોરીલાલે ગોળ ગોળ જવાબ આપ્યો. "પરંતુ હવે ચૌદમું બેસશે તો આપણે વિચાર તો કરી રાખવો જોઇએ. સુરતીઆતો જે છે તેજ કામના છેને? સારા કુળના હોય તે ઝડપાઇ જાય તો પછી આપણે આપણાથી હલકામાં જવું પડેને?" રાધાએ ચિંતા દેખાડી "રાધા આપણે હલકા? તમે બીલકુલ સારૂં નથી લાગતું? હું તો મ્હારી જાતને જરા પણ હલકો નથી લેખતો, જે બીજાનામાં હલકાઇ જુએ તેજ હલકો એમ હુંતો સમજુ છું, હું કુળવાનોના દોષ કાઢવા નથી માગતો પરંતુ કુળવાનોમાં કેટલાક ખરેખર અકુળવાનો છે, અને અકુળવાનોમાં કેટલાક ખરેખર કુલીનપણુ છે, ગણાતાં કુળવાનોને માથે શું શીંગડાં છે

અને ગણાતા અકુળવાનોને શું કાંઇ પુંછડાં છે? હું તો એને હાલ તેને એક પ્રકારની ઇન્દ્રજાળ રૂપે જોઉ છું." કિશોરીલાલે વિવેચન કર્યું. "કુળવાનની બુદ્ધિ સારી અને અકુળવાનને હલકી સુઝે." ઘનશ્યામે કુળની વકીલાત કરી. "તે કેમ?" કિશોરીલાલે પુછ્યું, "આચાર-વિચાર જાણે નહીં. મરણ પછી બ્રહ્મભોજન કર્યા ન કર્યામાં મોક્ષ અધોગતિનો સંબંધ માને નહીં અને શાસ્ત્રોમાં શંકા કરે, કર્મકાંડ વિ૦ બાબતોમાં કેવળ નાસ્તિક, રજસ્વલા દર્શન સુધીમાં લગ્ન ના કરે, ઢેડાઓને અડવાનું ને નાતરીઆનાતના રિવાજો ભુસાડવાના હલકા વિચાર એ સઘળું અકુળવાનોનેજ મુબારક. કુળવાનોને આવા વિચાર સુઝે જ નહિ, અને આવે તો જરૂર કોઇ અકુળવાનની સોબત સમજવી. ઘનશ્યામે ખુલાશથી કહી સંભળાવ્યું.

"જે વિચાર તેને પાળવું તે જ આચાર એમ મ્હારી અલ્પ મતિતો કહે છે. મોક્ષ ને અધોગતિ તે કરણી ઉપર આધાર રાખે છે ને તે ઉપર સાચા દિલના પશ્ચાત્તાપની અને ભાવવાળા શબ્દો સાથે જોડાયેલી પ્રાયશ્ચિત્ત રૂપ વૃત્તિઓની અસર થતી હોવાનું પણ માનું છું. ધર્મ એ કાંઇ નિરાળી વસ્તુ નથી. ઔરંગઝેબ બહુ જ ઘાતકી હતો. દરરોજ ચોક્કસ સમયે કુરાનેશેરીફ પઢી જતો હતો તેથી કોઇ તે ધર્મ સમજ્યો હતો એમ માનવા કારણ નથી પોતાની દરેક કલ્પના અને કાર્યમાં જેણે પ્રભુ રાજી રહેશે કે નહીં એ વિચારને વણી લીધો છે અને તેને આચારનું રૂપ આપવા પ્રયત્ન આદર્યો છે, તેને હું તો મારી ટૂંકી બુદ્ધિથી ધાર્મિક સમજું છું. શાસ્ત્રો કબુલ કરું છું, માન્ય છે. પરંતુ તે ઇશ્વરપ્રેરીત, ને મનુષ્યપ્રણીત, નહીં કે ઇશ્વર-પ્રણીત. જેવાં કુરાન, બાઇબલ અને ઝંદાવસ્થા તેવું પવિત્ર આપણું સઘળું. ત્હમે જ ક્યાં શાસ્ત્રોક્ત બ્રાહ્મણ છો એ તો કહો? હું તો કહું છું, કે આપણે બન્ને શાસ્ત્રીય રીતે તો વાણીયા છીએ. કોણે શાસ્ત્ર માન્યું? ઠીક હવે નિયોગની વાત લો. તેમ જ ઘરડા બકરાના માંસનું ભોજન જમાડવાથી બાર વર્ષ સુધી સારામાં સારી રીતે પિતૃઓ શ્રાદ્ધથી તૃપ્ત થાય છે એ મનુસ્મૃતિની બન્ને વાતો હાલના બુદ્ધિવાદના જમાનામાં વાહીયાત જેવી નથી લાગતી? હું તો કદી મ્હારી બુદ્ધિને અનીતિ લાગતી હોય એવી એકપણ વાત, પછી તે શાસ્ત્રો તો શું પરંતુ તેથી પણ વધુ પવિત્ર પુસ્તકોના

નામથી કહેવામાં આવે તો સ્વીકારવા તૈયાર નથી. ઢેડ ! ! ગાયને પૂજવી તથા શ્વાન અને કાગડાને સંભારવા કહેનાર, મનુષ્યને ધર્મને નામે નિર્દય રીતે તિરસ્કારે છે. એક મનુષ્ય તરફ જાનવર કરતાં પણ નિંદ્ય રીતે વર્તવાની આ વસ્તુમાં મ્હને તો ક્યાંય ધર્મ દેખાતો નથી. ધર્મમાં નિર્દયતા હોય જ નહીં એમ મ્હારી સમજણ તો છે. નાતરીયા શબ્દથી ગભરાવાનું કારણ નથી."

"ભાઇ ! ભાઇ ! આ શું બોલો છો ?" રાધા અટકાવતાં બોલી.

"એતો કુળ બોલે છે" ઘનશ્યામે ટાણો માર્યો.

"હું પણ એમ જ ધારું છું, ઘનશ્યામ ભાઇ, કેટલાક માણસો "સ્ત્રી સન્માનને" 'રાં...ને ફેરાવવાનું કહે છે તેથી તે શબ્દની મહત્તા ઓછી થતી નથી. મહત્તા બોલનારની જ ઓછી છે. ત્હમારા અને મ્હારા મતભેદમાં ત્હમે મ્હને "કિશોરીયા કહી બોલાવો તેમાં વસ્તુસ્થિતિને દલીલોનો શો જવાબ છે ? यथा यथा मुञ्चति वाक्यबाणं तथा तथा जातिकुलप्रमाणम्" એટલે એજ ત્હમારા કહેવા પ્રમાણે કુળ બોલે છે કે હું સાચું કુળ નથી. તેજ પ્રમાણે લગ્ન શું ? વૈધવ્ય શું ? બાર ચૌદ વર્ષની કુમારિકાનું લગ્ન ? તે વિધવા થાય અને એક દૃષ્ટિએ માન્યું એટલે વૈધવ્ય ? વૈધવ્યમાં તો સંયમ હોય, અહીંયા તો બળાત્કાર છે. વૈધવ્ય પળાવીને પણ કોણ અને કેટલા વિદ્વાનમાં ગણાતા પણ વિધવાને માન આપે છે, તે તો કહો ? વૈધવ્યમાં તો પવિત્રતા છે, અને ત્હમારા કહેવાતા વૈધવ્યમાં તો ત્હમે તેના સમર્થકો અપશુકન માની બેઠા છો અને આ સઘળો દંભ ધર્મને નામે ચલાવી રહ્યા છો. ન સમજાવશો મને."

"આ બધું શાસ્ત્રોને અપમાન રૂપ છે." ઘનશ્યામે તકરાર કરતાં કહ્યું

"ભાઇ, શાસ્ત્રની રૂઢિઓ તો માનવી જોઇએ" રાધાએ પતિને પગલે ચાલી પોતાની દલીલ મૂકી.

"ત્હમારા બંનેમાંથી એકકેયનો કયે દિવસે શાસ્ત્રોનો અભ્યાસ છે ?" કિશોરીલાલે કહ્યું.

'હવે પૈસા થયા એટલે બધું બોલાય છે. કિશોરીલાલ ! નહીં તો સમજણ પડે સમજણ, હજુ કીશોરીને પરણાવવાની છે તે વખતે વિચાર કરજો." ઘનશ્યામે અટકેલી વાત આગળ ચલાવી કહ્યું.

"કિશોરી તો ગુણુની ઘડાયલી છે તે ગુણુને પરણુશે. પૈસાનો શું વાંક? પૈસાતો પૈસા તરીકેજ છે ને, ઉલટા ઇશ્વરને ઘેરથી કપાળે છાપ પડાવી લાવેલા હોય એમ કુળનો દાવો કરતા કુળવાનોનું કુળ કંઇ મીલ્કત નથી, છતાં તેઓ મીલ્કત તરિકે ગણે છે. અને તમે પણ હવે તો પૈસાવાળા થયા છોને!" કિશોરીલાલે સંબંધી જનને ખોટું ના લાગે ધારી છેવટે મીઠાશ મુકી.

"ભાઇ, એમ ના કહો પણ હવે કિશોરી બાબત વિચાર તો કરવો જોઇએ." રાધાએ કહ્યું.

'રાધા. તું પણ કોઈ છે તે વિચાર કર્યો હશેને?" કિશોરી-લાલે કઢાવ્યું.

"હું તો લો કહું છું કે **વીરેન્દ્ર કિશોરીને લાયક છે."**

વીરેન્દ્ર કિશોરીને લાયક છે એ શબ્દો ભાગ્યેજ રાધાના મુખમાંથી નીકળ્યા હશે અને ખંડમાં કિશોરી તથા શંકર મહારાજ દાખલ થયાં. કિશોરીએ પણ એ શબ્દો સ્પષ્ટ સાંભળ્યા છતાં ન સાંભળ્યા કરી નાંખ્યા અને "શંકર મહારાજ સવારના ભૂખ્યા છે, માટે ચાલો જમવાની તૈયારીઓ કરીએ" એમ કહી આખું મંડળ છુટું પાડયું.

---

## પ્રકરણ ૫ મું.

"શંકરમા'રાજ વિરેન્દ્ર"

"હૈયું એનું મૃદુલ વિરલું ગર્ભમાંથી ઘડેલું."

આજ કિશોરીનો જન્મ દિવસ હતો. આગલા દિવસે આખા કુટુંબે આજનો દિવસ વેસાવે દરિયા કિનારે કોઈ એક સ્નેહીના બંગલે ગાળવો એમ નક્કી થયું હતું. ફોઇ અને ફુવા ઘેરજ ઉજવવાના મતનાં હતાં પરંતુ કિશોરીએ પિતાની અનુમતિ માગી, તે મળી તેથી ઘણી રાજી થઇ.

"બ્હેન," કિશોરીલાલે કહ્યું. "તું, શંકરભાઇ અને ફોઇ,

રસોઇઓ, ઘાટી લઇને જાવ, અને હું તથા મ્હારા ફુવા બન્ને બપોરે ત્રણેક વાગે આવી પહોંચીશું."

" એમ કેમ ? બાપાજી ?" કિશોરીએ ધડકતા હૃદયથી પૂછયું. રખે કિશોરીલાલનું રહેવું " વિરેન્દ્ર કિશોરીને લાયક છે, " તે કોઇના ગઈ કાલના શબ્દો સાથે સંબંધ ન ધરાવતું હોય. પણ બીજીજ પળે કોઇ ફુવાની ના મરજી છતાં વેસાવે આનંદ દિવસ ઉજવવા અનુમતિ આપી, એ વિચાર આવતાં તે સ્વસ્થ થઇ ગઈ.

" મ્હારે ફુવા સાથે આપણી ઑફીસનો હીસાબ તપાસવાનો છે, બ્હેન. ' કિશોરીલાલે કહ્યું. " ના, ના, મ્હારા બાપાજી મ્હને જણાવ્યા સિવાય કશું કરેજ નહીં." કિશોરીએ વિચાર્યું. પેલા ડાહ્યામાં ખપતા નાતિલાઓ કન્યાઓ માટે ગોળ બાંધવાના ખરડામાં સહી કરાવવા આવ્યા ત્યારે તે શું કહેતા હતા ? કન્યા કાંઇ ઢોર નથી તે બાપને ખીલેથી છોડીને ચારો નાંખી સસરાને ખીલે બાંધી દેવું. ગમે તેટલી ધમકીઓ આપી પણ ગાંઠયાં ! જરૂર મ્હારા પિતાજી મ્હને પૂછયા સિવાય કશુંજ ન કરે."

સઘળાં તૈયાર થઇ ગયાં. મોટરની રાહ જોતા દીવાનખાનામાં ગોઠવાયાં. દરેકની મનોવૃત્તિમાં કીશોરી મુખ્ય ભાગ ભજવતી. રાધાને મ્હોટી થતી જણાતી, અને કિશોરીલાલ આટલી છૂટ આપે છે તે ઠીક નથી એમ દીલથી માનતી હતી. ઘનશ્યામને આ બધું અછકલું ને પોમલું દેખાતું હતું, અને તેને આ કુટુમ્બની છાયાની શિતલતાએ સંસારની અસહ્ય ગરમીમાંથી ખેંચી કાઢયો હતો છતાં, આ કુટુંબના રાઇ જેવડા દોષો પણ પાણીની સપાટી ઉપર જેમ તેલ તરી આવે તેમ દેખાઇ આવી પર્વત જેવડા લાગતા હતા. અને તેમાં અનેક કારણોનો સમાવેશ થતો હતો. શંકર મહારાજને જ્યાં જ્યાં કિશોરી જાય ત્યાં ત્યાં કાંઇક અજબ તેજ અને માધુર્ય જણાતું હતું. તેનું હૃદય સ્વચ્છ હતું. તેની આંખોમાં વિકારનું નામ નિશાન નહોતું. પરંતુ કિશોરી તેની સાથે બોલતી ત્યારે તેને તેની શાન્ત પૂજા વખતે વાગતી રૂપાની ઘંટડીનો સૂર યાદ આવતો હતો, અને તે વેળા તેના હૃદય-મંદિરમાં તેની આરતી રૂપ જ્યોતિ વધારે પ્રકાશ પામતાં મસ્તક અનાયસે પણ નમતું અનુભવતો હતો. કિશોરી ચાલતી ત્યારે તેને તેનાં પગલાંમાં કંકુનો ભ્રમ થતો હતો. તેના પ્રત્યેક કાર્યમાં શંકરને કળાનું ભાન

ચતું હતું. વિદ્યાદેવીના મંદિરના પ્રવેશ-દ્વારના પગથીયાં ચઢતી છતાં પણ સ્વયંભુ જ્ઞાનની પ્રતીતિ તેના નિવાદ વચનમાં આવતી તેને દેખાતી હતી. અને તે પ્રતીતિ તેના ભવિષ્યના વિજયની સાક્ષીભૂત થતી તે માનતો હતો "આગાડી દેવાને પ્રણયરસની દૈવી સરિતા, વિકારો સંસારી જરી પણ અડયા ત્યાં નવ હતા." એ સંસ્કારવાળી કિશોરીને અપરિચિતતા-નવીનતા શંકરમાં પરિચિત થતી પ્રેરાતી હતી. કિશોરીલાલ ગમે તેટલા ગુસ્સામાં પણ કિશોરીના શબ્દો કોઈ એક દેવને ચઢાવવા લાયક પુષ્પ હોય તેમ સાચવી સાચવીને ઉપાડી લેતો, અને તે દરેક વેળાએ તે છોડને ઉગાડનાર પવિત્ર ભૂમિને પાયે પડતો હતો. કિશોરીનું બોલવું, ચાલવું, હસવું સઘળું કિશોરીલાલને તેની મરનાર પત્ની સુશીલાનું તાદૃશ્ય સ્મરણ આપતું હતું. અને તેના તથા તેની પવિત્ર પુત્રીના વિજયની યશમાળા તે સુશીલાના આત્માને આપતો તેમજ અપાવતો હતો. સાંસારિક સંકડામણોમાં ઘણી વખત તે શ્રદ્ધાથી સુશીલાની છબિ પાસે જઈ વખત ગાળતો. અને તેમાંથી મુક્ત થવા પ્રેરણા માની લેતો હતો. બાળક કિશોરી ઘણી વખત પિતાને આ અવસ્થામાં જોઈ સ્તબ્ધ થતી હતી. સમજણવાળી થતાં પુછતી અને પિતાની શ્રદ્ધા તથા ભાક્તનાં વચનોથી કોઇ કાળે માના હેત વિના અજાણી રીતે હીઝરાતી પણ હતી. તે વેળા, સુશીલાની માંદગીમાં કિશોરીને માટે કિશોરીલાલના ઉદ્‌ગારો "ગમે તેટલા સદ્‌ભાગ્યમાં પણ ત્હારી ખોટનું દુર્ભાગ્ય નહીં ફેરવી શકે." યાદ આવતાં કિશોરીલાલ આ પ્રેરણા અનુભવતી મા વિનાની બાલિકાને પિતા તરિકેની ફરજોમાં માતૃત્વનો રસ રેડતો અને તેમાં અંતરાતાં સુશીલાનાં આશીર્વચન" પ્રભુ તમને સૌ શક્તિ આપો " તે તરફ મદદને માટે યાચના કરતો હતો. કિશોરી પોતે કાંઇક જુદું જ અનુભવી હતી. માતાની યાદ તેને ન હતી, પરંતુ પિતાની માતા તરફ અનન્ય પ્રીતિ અને તે તાજી રાખવાના ભક્તિભાવવાળા. પ્રયત્નદર્શને કિશોરીના હૃદયમાં માતૃસ્નેહનો ઝરો સદા વહેતોજ રહ્યો હતો. પિતાએ ઘણીજ કાળજીથી તેમાં સ્વચ્છતા રાખી હતી. તેટલા માટે ઇશ્વરે સાધનથી પણ તેને સંપન્ન બનાવ્યો હતો. તે નિર્મળ ઝરણમાં પોતાની મલીનતા દૂર કરવા ઘણા સંસારીઓ લલચાતા પરંતુ પ્રેમાળ પિતા, પવિત્ર પુત્રી, વાંછનામાં આશિષ આપનાર સ્વર્ગસ્થ માતાનો આત્મા અને તે સર્વેની વચ્ચે રહેલો પ્રભુ તેનું રક્ષણ કરવા સઘળી સામગ્રીઓ

ઉભી કરી આપતાં હતાં. પિતા શાથી રીઝશે એજ પુત્રીનો આત્મામાં હતું, તેના પ્રત્યેક કાર્યમાં પિતા જાણે અગર ન જાણે પણ તે ભાવના પ્રધાનપદ ભોગવતી હતી. ફોઇ–ફુવાને તે અસંત માન આપતી હતી. રાધા ફોઈમાં માતાપણું જોતી પરંતુ કંઈક કઠણાઇ લાગતાં તે પાછી ખસી જતી હતી. ફુવાને માન આપતી છતાં તેને મીઠાશ મળતી ન હતી. પરંતુ વિનોદનાં ઘણાં ક્ષેત્રોમાં તે ફોઇફુવાને ગોઠીયા તરિકે ગણતાં અચકાતી ન હતી. ફુવા કિશોરીલાલના સાળા તરિકે ઓળખાતાં શરમાય છે એવું તે જાણી ગઇ ત્યારથી ઘનસ્યામને ફુવાને બદલે કાકા કહેતી હતી. અને વિનોદ આપતી હતી.

" કાકા ત્યારે ત્હમેને બાપાજી બપોરે જરૂર વહેલાં આવજો અમે વેસાવે જઇ ત્હમારે માટે બધું તૈયાર કરી રાખીશું "કિશોરીએ તૈયાર થઈ તોફાનમાં ફુવાને કાકા કહી શરુ કર્યું. બધાં હસ્યાં.

" ત્હારે માટે તો એવો વર ખોળી લાવું !..." ઘનસ્યામે લાડ કર્યું.

" વર વળી ખોળી લાવવાનો ? " કિશોરીએ ખંચકાતાં ખંચકાતાં વચ્ચેજ કહી દીધું.

" શંકરભાઇ વર એટલે શું ? " કિશોરીલાલે પુત્રીને ઉત્તેજન આપવા હસતાં હસતાં કહ્યું.

" વર એટલે પસદ કર્યું હોય તે " શંકર મહારાજે સાનન્દાશ્ચર્ય પામી દૃઢતાથી કહ્યું.

" ત્યારે તો એ 'વર' કાકાનો કહેવાય, કેમ બાપાજી ? "નાની છતાં કિશોરીએ એક કુશળ કાર્યદક્ષને છાજે તેવી રીતે કહ્યું. બધાં હસી પડયાં. રાધાને આ મર્યાદાભંગ લાગ્યો અંતે ઘનસ્યામે ચુપકી પકડી.

" બાપાજી, શંકર મહારાજનું નામ આપણે બધા બદલીને વિરેન્દ્રના પાડીયે ? " કિશોરીએ ચલાવ્યું. આ શબ્દોથી રાધાઘનસ્યામ ચમકયાં. કિશોરીલાલ વિચારમાં પડયો. રાધાના બોલાયલા "કિશોરી વીરેન્દ્રને લાયક છે " એ શબ્દો યાદ આવ્યા. કિશોરીએ સાંભળ્યા એમ જાણી પુત્રીનો મર્મ સમજ્યો. ત્રણેય સમજ્યાં. શંકર મહારાજ પણ પ્રથમ શું ઉત્તર આપવો તે ન સમજ્યા. " શંકર–મહારાજની ફોઇને પુછી આવી છું ? " કિશોરીલાલે કહ્યું. "ના, ભાઈ. શંકરને

તો કોઇ નથી તેના ભક્તોને ભેગા કરી પુછો ને તે કબુલ કરે તો મ્હારે કબુલ છે." શંકરે કિશોરીની દક્ષતાથી પ્રેરાઇ મર્મ વાપર્યો. મર્મ વાપર્યો, "બધા કબુલ કરો યા ના કરો. વિનોદ વધારી હું તો શંકરમા'રાજને આજથી વીરેન્દ્રજ કહીશ." કિશોરીએ "મહા રાજ" શબ્દ ઉપર રમત કરી હૃદયને મર્મ પ્રકટ કર્યો. પિતાના વિનોદથી "ભલે ત્યારે આજથી શંકર વિરેન્દ્ર થયા ! કિશોરીલાલે અનુમતિ સુચક કહ્યું," એટલામાં નોકરે મોટર આવવાની ખબર આપી એટલે સાળા બનેવીને મુકીને સર્વ મંડળ વેસાવા તરફ વિદાય થયું.

"ઘનસ્યામભાઈ કાકા વીરેન્દ્રના ખાતામાં તો તમોએ ઠીક નફો કર્યો છે." કિશોરીલાલે ચોપડા તપાસી રહી કરેલી નોંધ સંબંધી વાત કરતાં શરૂ કર્યું.

"હા. નફો તો ઠીક કર્યો છે, પરંતુ બીજા ખાનગી વ્યાપા-રમાં ખોટ છે." ધનસ્યામે કહ્યું.

"આ ત્રણ નવી પેઢીઓ સાથે તમે સંબંધ બાંધ્યો તેમાંથી આપણને ત્રણ વર્ષમાં કેટલો ફાયદો થયો ?" કિશોરીલાલે પૂછયું.

"એમાં ખોટ છે, અને એકમાં ફાયદો તો છે. પરંતુ આ સાંમીએ દેવાળું કાઢયું એટલે પૈસા ના પત્યા." ઘનશ્યામે કહ્યું.

"તેમાં દલાલી તો તમારી કાકા વીરેન્દ્રની પેઢીને મળી." જ હશે કિશોરીલાલે કહ્યું.

"હા."

"ઠીક ત્યારે મ્હારા જૂના બધા મળી વીસ વ્યાપારીઓ છે તેમાંથી તમારો ત્રણ વર્ષનો કેટલા સાથે વ્યવહાર બંધ થયો ?"

"ફક્ત ચાર પાંચ સાથે જ" ઘનશ્યામે કહ્યું.

"બાકીના પંદરમાંથી કાકા વીરેન્દ્રની પેઢીને કેટલા વ્યાપા-રીઓ દલાલી આપે છે ?" કિશોરીલાલે જરાક સખ્તાઇથી પુછયું.

"બાર તેર."

"મ્હારા વહીવટ દરમ્યાન ઓછામાં ઓછો વાષિક નફો કેટલો છે ?"

" દસ હજાર. "

મ્હારા મુકી દીધા પછી એટલે છેલ્લાં ત્રણ વર્ષમાં ક્રમ પ્રમાણે નફો નુકશાન શું છે ?"

" પહેલા વર્ષમાં પાંચ હજારનો નફો. બીજા વર્ષે દસ હજારની ખોટ અને આજે પંદર હજારની ખોટ છે."

" ઠીક હવે તમને લાગે છે કે કાકા વીરેન્દ્રની પેઢીએ આ પેઢીના લાભમાં છે ?"

" કાકા વીરેન્દ્રની પેઢીને શું છે ? એતો બીજા દલાલોની પેઢી તેવી આ, બીજા દલાલી લે છે તેને બદલે પોતાની જ મહેનતનું મહેનતાણું આ પેઢી લે છે." ઘનશ્યામે કહ્યું

" હા, તે ખરૂં માત્ર ફેર એટલો જ, કે અહીં બન્ને પેઢીઓના વહીવટ એક જ વ્યક્તિના હાથમાં છે.

અને પેઢીને નુકશાન છતાં તે વ્યક્તિને ફાયદો છે. હવે સમજ્યા ?" કિશોરીલાલે સ્પષ્ટતા કરી.

" પણ તે તો મ્હેં પ્હેલાંજ કહ્યું, કે બીજા વ્યાપારમાં ખોટ છે." ઘનશ્યામે હલકાઇથી બચાવ કર્યો.

એટલામાં ઘડીઆળમાં બેના ટકોરા સાંભળતાં કિશોરીલાલે વેસાવે જવા તૈઆરી કરવા માંડી, બન્ને ગ્રાન્ટરોડથી લોકલમાં બેસી અંધેરી ગયા, અને ત્યાંથી મોટરમાં વેસાવે ગયા. માર્ગમાં ટ્રેઇન મોટરના અવાજથી કિશોરીલાની શાન્ત દેખાતી મુખ મુદ્રામાં ભંગ થયો નહીં. "અરે પ્રભુ ! જેઓના હિતની વૃદ્ધિ માંટે આટલા પ્રયત્નો કરૂં છું, તેજ મારી સાથે દગો રમે છે ? મનુષ્યના પેટમાં શું શું વસે છે તેની શી સમજ ?" મોટર બંગલાના કૌમ્પાઉન્ડમાં દાખલ થઇ અને બંન્ને ઉતર્યા. બંન્નેની મુખ મુદ્રા ઉપરથી દેખાતી શાન્ત છતાં હૃદયમાં તુમુલ તોફાનો હતાં. સર્વેને આ શાન્તિ આજના આનંદને હરી લેનારી લાગી.

" કિશોરી મ્હારો વિચાર થોડા દિવસમાં દેશના જુદા જુદા રમણીય સ્થાનો જોવા જવાનો થયો છે." કિશોરીલાલે વેસાવેથી ઘેર આવી પોતાનો ઠરાવ જાહેર કર્યો.

"બાપાજી મ્હારી પરીક્ષા પછી જાવ તો હું પણ સાથે આવું." પુત્રીએ પિતા આગળ પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

"બ્હેન, ત્હારૂં મેટ્રીકની પરિક્ષાનું અને આપણો હવે 'વીરેન્દ્ર' થએલા શંકરભાઇની ઇન્ટરની પરીક્ષાનું પરિણામ બન્ને બહાર પડશે એટલે નવા વર્ગ શરૂ થતાં સુધી તમને બન્નેને સાથે હું મોકલીશ." કિશોરીલાલે પોતાની અનુમતિ પરોક્ષ રીતે જાહેર કરી દીધી, બન્ને ઘણાં રાજી થયાં. રાધા અને ઘનશ્યામ અજાણ રહ્યાં, થોડાજ વખતમાં કિશોરીલાલ યાત્રા કરવા નીકળ્યો. અને આખું મંડળ તે દરમ્યાન અમદાવાદ આવી વસ્યું, અને કિશોરીલાલ સર્વને મળી જાણે મૃત્યુની શોધમાં ન ગયો હોય તેમ તેની પાછા આવવાની રાહ જોતા કુટુંબ મંડળને થોડા જ વખતમાં તેના અવસાનના સમાચાર મળ્યા.

---

## પ્રકરણ ૧૬ હું.

### ટ્રસ્ટીને સુઝે નવી સૃષ્ટિ.

"મલિન કર્યું હૈયું, હજી, નહિ તવ આસન પાત્રઃ
જવલતાં પશ્ચાત્તાપમાં શુદ્ધ હજી નહીં ગાત્ર."

"કિશોરી મ્હારી સ્થિતિ ટ્રસ્ટી તરીકે ઘણી કફોડી છે. એક તરફથી તું મ્હારા હાથની ઉછેર અને ત્હારી મરજી ત્હારા પિતાના વિલમાં લખ્યાથી કેવળ ઉંચી. બીજી તરફથી ધંધામાં નીકળતા ખોટના રૂપીયા કિશોરીલાલની મીલ્કત-પાસે માગતા લેણદારોની ટ્રસ્ટી તરીકે મ્હારી પાસે થતી ઉઘરાણી. હું તો સુડી વચ્ચે સોપારી જેવો થઇ પડયો છું." ઘનશ્યામે ટ્રસ્ટીની ફરજ બજાવવા આવતાં કહ્યું.

"કાકા, તમે ગભરાવના, હું મ્હારા બાપાજીની મરજી વિરુદ્ધ આમ ફાટી પડે પણ ન જ જાઉં, પરંતુ વિચારો તો ખરા ? મ્હારૂં શું ? પિતાજીના 'લ્હેણદાર' એ તો વાતજ મ્હારા ગળે મુદ્દલ નથી

ઉતરતી, ગરીબાઇમાંથી તવંગરીએ પહોંચેલા, ખર્ચમાં હંમેશ આવકના પ્રમાણમાં જ રહેતા અને તેમ કરવા સૌ કોઇને કહેતા તે માણસની પાછળ હ્હેણુદાર " ? કિશોરીએ શંકાશીલ બની પૂછ્યું.

" હા. હ્હેણુદાર કિશોરી તું ના સમજે- મ્હને તો પ્હેલેથી જ લાગતું હતું, અને ત્હારી ફોઈ પણ જાણે છે, જો વધારે જીવ્યા હોત તો પગ ઘસવા પડત પગ. " ઘનસ્યામે તીરસ્કારથી કહ્યું.

" ના બોલો કાકા, એમ ના બોલો, આ બધું ફનાફાતીઆં થઇ જાય તો ચાલશે. ખાવાને રોટલાનો ટુકડો નહીં રહે તો તેમના અમર આત્માના આશીર્વાદે મ્હારા બળ ઉપર ઉભી રહેવા પ્રયત્ન કરીશ, પરંતુ તેમનું બીલકુલ ઘસાતું બોલી ડામ ના દેશો. તમને યાદ હોય તો તમારી આ સ્થિતિ પણ તેમજને જ આભારી છે." કિશોરીએ પિતા પ્રત્યેની લાગણીથી ચીરાતા અંતઃકરણે કહ્યું.

" કિશોરી એ કાંઇ મને જુદા હતા ? ત્હારા બાપની ગરજ સારી છે, કહું તો ચાલે, પરંતુ હું શું કરૂં ? એમણે તો સ્પષ્ટ વીલમાં લખ્યું છે કે વીરેન્દ્ર સાથે પરણે અને તેમને મીલ્કત આપું છું. " ઘનશ્યામે પાઘડી ફેરવી ધીમે ધીમે સ્ફોટ કર્યો.

" મીલ્કતની મ્હને પરવા નથી પરંતુ કાકા હું સાચેસાચું કહું છું, કે મ્હારા બાપાજીએ મ્હને મ્હારા વીરૂ સાથેજ પરણાવવા કહેલું હોવું જોઇએ." કિશોરીએ ખાત્રી પૂર્વક કહ્યું.

" ગાંડા વિચાર છોડી દે. વીરેન્દ્રની શી ન્યાત ? અને આપણી શી ન્યાત ? એ તો વિચાર કર. આપણી કોઇ કન્યા હજુ સુધી એમની ન્યાતમાં કદી પરણી છે ? "

"પણ તે તો 'ભોજન વ્યવહાર' 'ઘનશ્યામે ચલાવ્યું ત્યાં કન્યા વ્યવહાર' માનતા હતા કિશોરીએ બચાવ કર્યો.

" તો તું જાણે અમે તો કહીએ છીયે કે જો તું ત્હારા પિતાની મરજી વિરુદ્ધ તેમ કરીશ તો તેજ વખતથી ત્હારા નામનું સ્નાન અમે સર્વે કરી નાખીશું. " ઘનસ્યામે ધમકી આપતાં કહ્યું.

' એમ ના બોલો કાકા, એમ ના બોલો- ત્હમે કેમ આટલા બધા સખત અને દયાહીન થતા જણાવ છો.

" બ્હેન તું ગભરા ના. હું કાંઇ ત્હને અકળાવવા નથી ઇચ્છતો

તું મારે ઘેર ચાલ. ત્હારી ફોઇ સાથે ત્હને જરા સારૂં લાગશે અને આ ઘરને દરેક ચીજની પાકી યાદી કરતા સુધી કાયદેસર રીતે સીલ કરવા પડે. ખરેખર મારું જીગર ચીરાઇ જાય છે. પરંતુ લખનારે એવું લખ્યું છે એટલે કરનારને તે કર્યા વગર છુટકો નહી અને કહ્યા વગરે કેમ ચાલે ? " ઘનશ્યામે પોતાની જાળ બીછાવી.

" તે શા માટે ? મ્હારા રહેવાના ઘરને સીલ મારવાનાં અને ત્હમારા ઘરમાં રહેવા આવું ? આ શું ? કાકા કૃપા કરીને વિરુને બોલાવો પછી બધું કરીશું. " કિશોરીએ વીરેંદ્ર ઉપરનો પોતાનો વિશ્વાસ જાહેર કર્યો.

" વીરુ કોણ ? તે ભામટો શંકર મહારાજ ? તેને અહીં ઉભા રહેવાનો શો અધિકાર છે ? શું ન્યાતજાતમાં અમારાં નાક કપાવવાં છે ? બિચારા કિશોરીલાલને પણ ન જોવાનું જોવાનો આઘાત લાગ્યો હતો તે તો અમારે ન જ જોઇએ. વળી વધારે કહું તો ત્હારા પિતાજીના મરણમાં પણ તેનો જ હાથ હોવાનું સંભળાય છે. આ ઘરના પગથીયા ઉપર જો તે પગ મૂકે તો તેનો પગ જ કાપી નાખું" ઘનશ્યામે અત્યંત તિરસ્કાર પૂર્વક કહ્યું.

" બસ કરો કાકા, એક શબ્દ પણ વધુ મ્હને ન સંભળાવશો." કિશોરીએ સંભળાવી દીધું.

આ વાગ્યુદ્ધ ચાલતું હતું તેટલામાં વિરેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો કિશોરી ચોધાર શ્રાવણ–ભાદરવો વરસાવતી દીવાનખાનાના બારણા આગળ ઉભી હતી. કંગાલ અનાથ જેવી કોમળ પુષ્પની જેમ સચવાયલી બાળા આ અથડાઅથડી વેઠવા સમર્થ ન નીવડી. વીરેન્દ્રને દેખી ઘનસ્યામની આંખો ફાટી ગઇ. ઘણા દિવસનો દ્વેષથી ધૂંધવાયલો ક્રોધાગ્નિ તેને દેખતાંજ ભભૂકી ઉઠ્યો."

" વીરેંદ્ર એક પરાયા માણસને આ ઘરમાં દાખલ થવાની સખત મનાઇ છે. " ઘનશ્યામે કરડાગીમાં કહ્યું.

" પરાયો કોણ ? ઘનસ્યામભાઇ વિચારીને બોલજો. ત્હમોએ અત્યાર સુધી છોકરી સાથે બહાદુરી બતાવી છે એટલે બધીએ છોકરીઓજ દેખતા હશો." વિરેન્દ્રે દમ દીધો.

" શું આવું ભયંકર અપમાન ? યાદ રાખજો કે પોલીસના પંજામાં આવી પડશો. "

"ત્હમારૂં ચાલે તો આખી દુનીયાની પોલીસ ભેગી કરજો. બહુ બકવાદ કર્યા સિવાય ઘરનાં પગથીયાં ઉતરી જાવ, નહીં તો પોલીસને બોલાવવા જતા પહેલાં હોસ્પીટલમાં જવું પડશે તો પછી પોલીસને બોલાવવા કોણ જશે? આ તો ફુવાને બદલે કાકા કહ્યા એટલે કાકાપણું દાખવતા હશો કેમ? ચાલો ઘર ખાલી કરો અને પછી ક્યાં તો પોલીસને બોલાવવા ચોકીએ જાવ અગર ચ્હાય તેમ કરો." ઘનસ્યામ વધુ રકઝકમાં ના પડતાં ચાલ્યો ગયો. કીશોરી આનો અર્થ કાંઇ ન સમજી, વિરેન્દ્રે તેને શાન્ત્વન આપી શાન્ત કરી.

"વિરૂ આનો અર્થ હું કાંઇ સમજતી નથી. બાપાજીને દેવું શું? રહેવાના ઘરને વળી શીલ શાં? અને મ્હારા લગન અને સામાજીક પ્રશ્નોમાં વળી ટ્રસ્ટીઓ કેવા?"

"કીશોરી, આ બધી કેવળ ધમકી છે, તું એક તરણાની જેમ બેદરકારીથી ફેંકી દેજે."

"એટલે શું પણ? મ્હારા ફુવા મને ફસાવે છે?"

"હા, અને તેનો પુરાવો તેમના ભાણેજ બહાદુર પેલા મુંબઇવાળા સાહેબ વિરેન્દ્ર ઉપર લખાયલા કાગળની પાડેલી આ છબી પૂરશે,"

કીશોરીએ છબી લીધી પત્રે વાંચવા માંડયો,

"ભાઇ વિરેન્દ્ર,

સફળ યોજના માટે મુબારકબાદી. કીશોરીલાલે ૧૦૦૦ ગીનીઓ વેચવા આપેલી તેના પૈસા કાકા વિરેન્દ્રની પેઢીમાં જમા કરશો ના. આ સાથે વ્યાપારમાં ત્હેમના દેવાની નોંધ મોકલી છે તે તે રકમો કીશોરીલાલ ઘનશ્યામની પેઢીમાં કીશોરીલાલ ખાતે લેણા ઉભા રાખજો એટલે કુલ્લે પચાસ સાઠ હઝાર આપણે તેમની મીલ્કત પાસે લેણા લેવા ઉભા રહેશે. આપણી બધી મુસીબતોમાંથી છૂટકારો થઈ જશે.

વિ. આ સાથે કાકા વિરેન્દ્રની પેઢી બાબત થયેલી તકરાર પછી મરનાર સાથે થયેલી મ્હારી ફારગતી તેમજ તેમના જુના વીલમાંથી ટ્રસ્ટીઓ રદ કરી કરેલું નવું વિલ મોકલ્યું છે તે ઠેકાણે રાખશો. આગળ ઉપર સંજોગો જોઇ ઘટતો ઉપયોગ કરીશું. હાલ

તો મ્હારા ટ્રસ્ટીપણાવાળું વીલ છે તેજ બ્હાર પાડીશું. તેમાં ત્હેઅણે વિરેન્દ્ર ઉર્ફે શંકર સાથે પરણે એ શબ્દો પાછળથી ઉમેર છે એ પણ ઠીક છે. નાનપણમાં ત્હારા મોસાળ પક્ષમાં ત્હારૂં નામ શંકરજ હતું.

ત્હને દરેક રીતે ફતેહ ઇચ્છતો તારો મામો.
ઘનશ્યામના યથા યદીત.

"શિવ શિવ શિવ શિવ કેટલો અધમ ! અને વિરુ આ પત્ર ત્હારી પાસે કેમ આવ્યો ?"

"કીશોરી કીશોરભાઇના મરણ પહેલાંજ તેમની તકરારની તથા ઘનસ્યામને વિરેન્દ્રની કુટીલ ટોળીનાં અપકૃત્યોની ગંધ મ્હને આવી હતી, હું તેમના પ્રત્યેક કાર્યમાં સંશય દૃષ્ટિથી નિહાળી તેમના માર્ગથી વાકેફ ઘણો હતો. તેમના માર્ગ વિલક્ષણ અને મલીન હતા હું ત્યાં ગયો અને વિરેન્દ્રવાળો પત્ર તેમાં લખેલાં કાગળીયાં સાથે મ્હારી પાસે આવ્યો. મ્હેં સાચવીને પાણીથી ઉખેડી અલબત્ત પાપ કર્યું પરંતુ તે જોતાંજ મ્હારા કસોટીના પત્થરપર પિત્તળનો ચોખ્ખો છેવટનો ઘસારો મ્હેં દીઠો. તેમના કાર્યની જાણ પાડયા સિવાય આખી મતલબનો પુરાવો ઉભો રાખવા હું તરતજ ફોટોગ્રાફરને ત્યાં દોડી ફોટો પડાવી તૈયાર કોપી લઇ આવ્યો ને તે પત્ર પાછો જેમ તેમ મુકી દીધો. અને તે હાલ ત્હારી પાસે દરેક દીશામાં દીવાની જેમ અજવાળું પાડી રહ્યો છે."

"પણ ત્હારે તું કેવો ? તે કાગળીયાં લઇ કેમ ન લીધાં ? હવે આપણે શું કરીશું ? વીરુ તે નરાધમ આપણને સતાવવામાં શરમ તેમજ દયા કાંઇ નહી રાખે. આપણે કેવળ નિરાધાર છીયે."

"ચિન્તા નહી કીશોરી, નિરાધારનો આધાર તો આખા જગતનો સંચાલક છે. આ પરિણામથી તું જોતી નથી કે જે ખોટું કરવા પ્રયત્ન કરે છે તેની આસપાસ લોખંડની સખત સાંકળના આંટા એક પછી એક ભરાય છે અને જેમ જેમ ખોટાં કામો વધુ ને વધુ થતાં જાય છે તેમ તેમ પેલી સાંકળ તે મનુષ્યની આગળ પાછળ વધારે ને વધારે સખત ભીચડાતી જાય છે.

ધનશ્યામ ઘેર આવી રાધાને મળ્યો. પતિપરાયણા રાધાને તેના આ લોકના સ્વામી અને પરલોકના મુક્તીદાતાએ ભમાવી !! પતિ પત્નીએ કોઇપણ હીસાબે શંકર મહારાજનો પગ ઘરમાંથી ટાળવા નક્કી કર્યું. ધનશ્યામે જરૂર પડે અદાલતનો આશરો લેવા પણ સુચવ્યું. રાધાએ તે પહેલાં કીશોરીને સમજાવવા માથે લીધું ને ગઇ. કીશોરીએ સઘળી હકીકત જણાવી પેલા પત્રની છબી રાધા આગળ મૂકી દીધી. રાધા કેવળ નિઃશબ્દ બની ગઇ.

"ફોઇ આ સ્થિતિમાં પણ ત્હમને ધર્મ ત્યાં જણાતો હોય તો ખરેખર હું લાચાર છું. ત્હમને આ લોકમાં અને પરલોકમાં મુક્તિ આપવાની શક્તિ ધનશ્યામ ફુવામાં હવે જોવાની ધાર્મિકશ્રદ્ધા મ્હારામાં નથી. મ્હને ત્હમારો ધર્મ ત્હમને તેમનાથી દુર જોવામાંજ જણાય છે."

"બેટા કીશોરી, બસ હવે મ્હને વધુ ઘા ના કર, આજથી તું અને વિરેન્દ્ર બન્ને મ્હારી જીવનની આશાઓ. અને તે ત્હારા ફુવા...પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપો.

એટલામાં ધનશ્યામ એક વકીલ સાથે ત્યાં આવી પહોંચ્યો. રાધાએ તેને ખાનગીમાં મળી કરેલાં કૃત્યને માટે ભાન આણવા બનતું કર્યું. તેની ઝઝુમતી જવાબદારીનું જોખમ પણ સમજાવ્યું. ધનશ્યામે ઇન્કાર કર્યો. રાધાએ તેના પુરાવામાં પોતાનીજ સહીના કાગળની છબી દેખાડી અને ધનશ્યામ તરત ચાલી ગયો. તે ગયોજ.

× × × × ×

કાકા કાકીની અનુમતિ શંકરને વિરેન્દ્ર બની કીશોરી સાથે લગ્ન માટે મળી હતી. ન્યાતના વાંધા ઉકેલવામાં કાકા રોકાયા હતા આખરે કાકીએ કાશીને ન્યાતના પટેલનો એક બોટ છોકરો હતો તેને કન્યા નહોતી મળતી તે આપી, તેને ફોડયો અને ન્યાત જમાડી સમાધાન કર્યું. વિરેન્દ્ર આ વાતથી કેવળ અજ્ઞાત રહ્યો. કીશોરી તરફથી તેની ન્યાતમાં સમાધાન કરનાર કોઇ નહોતું અને તેમ કરવા તેને જરૂર પણ ન જણાઇ. આ પ્રમાણે પેટા જ્ઞાતીઓ તોડી વરકન્યાએ લગ્ન કર્યાં તેની વર્તમાનપત્રોએ નોંધ લીધી.

× × × × ×

શેરોમાં પુષ્કળ નુકશાન જવાથી ઘનસ્યામનું નામ નાદાર દેવા-દારની યાદીમાં એક દિવસ જગતે વર્તમાનપત્રોમાં વાંચ્યું. તેને આ-શરો આપવા તપાસ કરતાં જણાયું કે તેને તો ક્યારનો વિરેન્દ્રની ધમકી સાચી પાડતો ગાંડાઓની ઇસ્પીતાલમાં આશરો મળી ચુકયો છે. છતાં ખાનદાન કુટુમ્બ તરફથી અવારનવાર તેની સંભાળ તો લેવાતીજ હતી. રાધા તેમાં સાંકળરૂપ હતી.

× × × × ×

કાકા વિરેન્દ્ર પેઢીનો ભાગીદાર વિરેન્દ્ર ફોજદારી ગુન્હા માટે સરકારનો મ્હેમાન થયો હતો.

× × × × ×

વિરેન્દ્ર અને કીશોરી બન્નેનો વિદ્યાભ્યાસ પુરો થઈ ગયો છે અને વિરેન્દ્ર જર્મન લઢાઇ પુરી થવાથી તેના મૂળ જર્મન માલી-કોના ભાગમાં પોતાનો ધંધો પુર જોરથી ચલાવી રહ્યો છે. વાંચક ! આજે વિરેન્દ્ર અને કિશોરીનું લગ્ન છે. વિદ્વાન વર્ગમાં અને સામા-જીક કાર્યોમાં અગ્રગણ્ય વરકન્યાના લગ્નમાં સમાજના સ્થંભોની સાક્ષી હતી, પરંતુ આપણને તે સદ્‌ભાગ્ય ન હોવાથી, તું મ્હારી સાથે તે દંપતીને આશિષ પ્રેરવામાં જોડાઇશ ? જેથી પ્રભુ સ્થળે સ્થળે તેવાં દંપતી દેખાડી આપણા દુર્ભાગ્ય દેશના સામાજીક જીવનમાં નવજીવન આપે, અને આપણને એવી આશિષોની લહાણી વારંવાર આપવાનો લહાવો મળે.

"ઇશ્ક છે શી ચીઝ તે કવિ મસ્તને પૂછ્યું ઘટે:
દિલ સુનેરી પાત્રને વૈરાગ્યથી લૂછ્યું ઘટે !
આતશે ઇશ્ક તે છે, જેમાં સમન્દર જલજાય:
કોરાને, વેદે કહ્યું. જેમાં અહંતા જલજાય."

સમર્થલાલ જેઠાલાલ વૈધ.



# ‘મ્હને સર્વસ્વ ભુલાતું.’

૧

હ્રદયની હાક ના જાણી
પ્રીતિની વાત પીછાણી
શરમ શીદ રાખતી શાણી ?
મ્હને સર્વસ્વ ભુલાતું.

૨

પ્રિયાની પ્રીતિ શા માટે
પ્રિતમ છાનો અનુભવતે ?
છતાં તરછોડવા કાજે
મ્હને સર્વસ્વ ભુલાતું.

૩

કુસુમ પર કાજ સરજેલું
ગ્રહેના વાસ પોતાનું
બને અંગી સદા સૌનું
મ્હને સર્વસ્વ ભુલાતું.

૪

અજાણ્યું પ્રીતિનું ઝરણું
વહ્યું જાણ્યું હ્રદય માન્યું
પ્રીતિનું પાત્ર બદલાણું
મ્હને સર્વસ્વ ભુલાતું.

૫

પ્રભુની ભાળ પણ પ્રેમ
અચળ લક્ષ્મી ભરી નેમ
મળે એ સંગ ના પ્રેમ
મ્હને સર્વસ્વ ભુલાતું.

૬

પ્રવાસી માર્ગે પણ પ્રેમી
કલાપીની કળા પ્રેમી
બની તું ના મ્હને પ્રેમી
મ્હને સર્વસ્વ ભુલાતું.

૭

કુમુદનો ચંદ્ર પણ પ્રેમી
પ્રસાદિ ભક્તિની પ્રેમી
ન ઉર ઉમંગ તું પ્રેમી
મ્હને સર્વસ્વ ભુલાતું.

૮

નયન અશ્રુ ભર્યા સારે
મગજના તંતુને બાળે
બુઝાયે સર્વ એ કયારે?
મ્હને સર્વસ્વ ભુલાતું.

૯

રહમ રાખી પ્રિયા ત્યારે
પુનિત પદ વિસ્મરે જ્યારે
છતાં શું ભિન્ન તું ભાખે!
મ્હને સર્વસ્વ ભુલાતું.

૧૦

સમર્પણ દેહ મ્હારો આ
કર્યો સ્નેહે તણાઇ હા!!!
સદા સન્માન અધુરાં જ્યાં
મ્હને સર્વસ્વ ભુલાતું. ૧૦

આંબાપ્રસાદ ના. શાસ્ત્રી.

# પરણે કોણ?

"બસ, ત્યારે તો તમે કશું કરી શકવાના નથી. જે માણસ પોતાના સ્વાર્થનું કામ પણ સાહસીક રીતે કરી શકતા નથી તે બીજાનું તો શું ભલું કરી શકશે?" વૃક્ષવૃન્દાની ઘટામાં શિતળ સમીરથી નિલાંબર ફરકાવતી એક લાવણ્યમયી હોંસીલી બાળા બોલી.
"પણ, મનસ્વિની, હું શું કરૂં? આપણા આધુનિક હિંદુ સમાજના નૈસર્ગિક બંધન જ એવા છે કે હું એકદમ કોઈ પણ પગલું ભરી શકું નહીં. પિતાશ્રીને પુછ્યા વિના પાણી પણ ન પીવાય તો લગ્ન જેવા મહાન પ્રકરણમાં તો પ્રવેશજ શી રીતે કરાય?" બાળાની સામે વિરાજેલો એક નવયુવાન બોલ્યો.

મનસ્વિની અને સુરેશ એકજ મહાવિદ્યાલયના વિદ્યાર્થી છે. મનસ્વિની સોળ વર્ષની આનંદી, રૂપમયી, નામ પ્રમાણે ગુણ ધરાવતી, અપરિણીત બાળા છે. સુરેશ શાંતપ્રકૃતિનો, વિચારશીલ, અભ્યાસરસીક યુવક છે. સુરેશ મહાવિદ્યાલયના ચોથા વર્ષનો વિદ્યાર્થી છે ત્યારે મનસ્વિની પહેલાજ વર્ષમાં છે. વિદ્યાવિલાસી તેમજ કેટલેક અંશે સમાન વિચાર દષ્ટિવાળા હોવાથી તે બંન્નેની મિત્રતા છે. સામાન્ય રીતે આર્ય દષ્ટિએ યુવાન, બાળાની મૈત્રી વિચિત્ર લાગે છે એટલુંજ નહિ પણ કેટલાક અર્ધ શિક્ષિત વર્ગમાં તો તે નિંદનીય ગણાય છે. આ સિદ્ધાંતાનુસાર મહાવિદ્યાલયમાં કેળવણી લેતા, પોતાની જાતને શિક્ષિત માનનાર કેટલાક વિદ્યાર્થીઓ આ ઉભય પ્રત્યે સંશયની દષ્ટિએ જોતા હતા. કેટલાકમાં અસુયાનો પણ અંશ હતો. પરંતુ તેઓના પ્રત્યે મનસ્વિની તેમજ સુરેશ બેદરકાર હતાં. તેઓ એક બીજાને નિર્દોષ રીતે ચાહતાં હતાં. તેઓનું સખ્ય અલૌકિક સંયોગોમાંથી થયું હતું. એક સમયે આષાઢ માસમાં મનસ્વિની પોતાના અભ્યાસના પાઠય પુસ્તકો લઈ મહાવિદ્યાલય તરફથી પ્રયાણ કરતી હતી. દિવસના આશરે ચારનો સુમાર હતો. આષાઢ માસ

હોવાથી વરસાદના ચિન્હ તો જણાતાં હતાં પરંતુ પ્રસ્તુત પ્રસંગે સૂર્ય પ્રકાશિત હોવાથી મનસ્વિની નિ:શંક હૃદયે ચાલી જતી હતી. મહાવિદ્યાલયના વર્ગ બંધ થવાથી બીજા અનેક વિદ્યાર્થીઓ તેની સાથે અગર પાછળ આવતા હતા. પરંતુ રખેને અન્ય વિદ્યાર્થીઓ પોતાને માટે કાંઇક ભળતોજ અભિપ્રાય બાંધે એ આશયથી પ્રત્યેક વિદ્યાર્થી મનસ્વિનીથી દુરજ રહેતો. બેશક આ સમયે ઘણા વિદ્યાર્થીઓના વાદવિવાદનો વિષય મનસ્વિનીજ હતી. થોડા સમય પછી એકદમ વાદળ ઘેરાઇ ગયું અને વરસાદ શરૂ થયો. સર્વ કોઈ છત્રી વિનાના હતા તે ભીંજાવા લાગ્યા. કેટલાક વિદ્યાર્થીઓ પોતાના છત્રીવાળા મિત્રોની સોડમાં ભરાવા લાગ્યા. કેટલાક પોતાની સ્થિતી જોઈ હસવા તેમજ શરમાવા લાગ્યા. વરસાદ તો વધવા લાગ્યો પરંતુ કોઈ પણ વિદ્યાર્થી છત્રી વગરની ભીંજાતી બાળાને આશ્રય આપવા હિંમત કરી શકયો નહીં. નૈસર્ગિક લાવણ્યમયી અને શરમાળ બાળા વસ્ત્ર ભીંજાવાથી અતિ મનોહર દેખાવા લાગી. તેની લજ્જાની તો હદ વળી. ગુર્જર યુવાનોમાંથી કોઈ પણ યુવાનમાં એ ભીંજાતી બાળાને મદદ કરી લજ્જા મુક્ત કરવાની હિંમત ન આવી. સુરેશ આ દશ્ય વધુ વખત જોઈ શકયો નહીં તે ગભરાતો, શરમાતો, મિત્રોના હાસ્યનું પાત્ર થતો, પોતાની છત્રી આપવા મનસ્વિની તરફ ચાલ્યો. મનસ્વિનીને તો ડુબતા માણસને એકાએક બચાવ થવાથી આનંદ થાય તેવી રીતે લજ્જા સાગરમાંથી બચતાં આનંદ થયો. આભાર સાથે છત્રીનો સ્વીકાર કરતાં તેણે અમીમય આભાર પ્રદર્શિત દૃષ્ટિથી સુરેશ પ્રત્યે જોયું. સુરેશના હૃદયને હલાવનાર દૃષ્ટિ હજુ સુધી પણ તે ભુલતો નથી. આ પ્રસંગ પછી તો બંન્નેનો પ્રસંગ અને પરિચય વધવા લાગ્યો. મહાવિદ્યાલયના શિક્ષણના કઠીન વિષયોમાં મનસ્વિની સુરેશની મદદ લેવા લાગી. પરિચય થતાં અન્યોઅન્યના આચાર વિચારનું બંન્નેને ભાન થયું. "અન્યોઅન્ય કેરી ન્યુન્યતા પુરે અનુગુણ દંપતી" એ સુત્ર મનસ્વિનીને સાલવા લાગ્યું. તેના કોમળ હૃદયમાં પ્રેમ જ્યોત જાગી, સ્નેહાંકુરો સુરેશના લલિત સહવાસના સિંચનથી વૃદ્ધિ પામતાં ગયાં અને વખત જતાં મનસ્વિનીના હૃદયમાં લગ્નની તાલાવેલી લાગી. અને પ્રસંગ મળતાં પોતેજ તે વાત સુરેશ સમક્ષ મુકી.

"પરંતુ તમે શા ઉપરથી કહો છો કે તમારા પિતાશ્રી આપણા લગ્નને અનુમતિ નહિ આપે! અને ધારો કે કદાચ તેઓ સંમત ન થાય તથાપિ તમે પોતેજ તેની જોખમદારી કેમ ન વ્હોરી લ્યો? લગ્ન તો આપણો પોતીકો સંબંધ છે." મનસ્વિની આવેશમાં બોલી.

"ખરૂં, પણ વડિલોના હાથ તળે અત્યાર સુધી રહેલા તે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરી શકાય? વિવેકના નિયમનો લોપ થાય અને સમાજમાં આપણી હાંસી થાય. મારા પિતાશ્રી આપણા સંબંધમાં વચમાં આવે એનાં બે કારણો મને મુખ્ય જણાય છે. એક તો તે વિવાહના વિચારમાં જ્ઞાતીના કુળને અગ્રસ્થાન આપે છે અને બીજુ સ્ત્રીઓને અગર બાળાઓને તે ઉચ્ચ કેળવણી આપવાનું પસંદ કરતા નથી." સુરેશે નિખાલસ રીતે પોતાની મુશ્કેલીઓ રજુ કરી.

"સુરેશ, તમે સમાજની વાત કરો છો પણ હું તમને પુછું છું કે સમાજ અને ખાસ કરીને હિંદુ સમાજ કોની હાંસી નથી કરતો! સમાજ એટલે એક રીતે અંકુશ વગરનો મનુષ્ય સમુદાય. શું તમે હાલનો સમાજ ઉચ્ચ ગણો છો? અને જો ન ગણતા હોય તો તેવા સમાજની આપણને શી દરકાર. આપણાં હૃદય ચોખ્ખાં છે. આપણા નૈતિક આચારવિચાર શુદ્ધ છે અને આપણને પરમેશનો ભય છે તો માનુષિક સમાજની આપણને પરવા નથી, કુળ એટલે કૌટુંબિક મોટાઈ એ મોટાઇ કાંઈ જન્મથી મળતી નથી. શું આપણી જ્ઞાતીમાં કહેવાતા કુળવાન ગ્રહસ્થો કુળવાન છે? તેમનામાં અધમતાના આચારો નથી? વિશ્વાસઘાત, વ્યભિચાર, વિવેક વિરૂદ્ધ વર્તન તેમનામાં જોવામાં નથી આવતાં? કુળવાન તો તેને કહેવાય* કન્યાકેળવણી સંબંધી જુના સિદ્ધાંત ધરાવનાર પુરૂષો પ્રત્યે મને તો સંપુર્ણ તિરસ્કાર છે. સ્ત્રીઓને નિરાધાર પશુવત ગણી પોતાની પશુવૃત્તિને શાંત કરવાની આકાંક્ષા રાખનાર મનુષ્યો કેવી રીતે માનનીય હોઇ શકે?"

---

* आचारो विनयो विद्या प्रतिष्ठा तीर्थ दर्शनम् ।
निष्ठावृत्तिस्तपोदानं नवधाकुल लक्षणम् ॥
कुविवाहः क्रियालोपैर्वेदानध्ययने त च ।
कुलान्यकुलतांयान्ति ब्राह्मणातिक्रमेणेव ॥

મનસ્વિની વધતા જતા આવેશમાં સુરેશની મુશીબતોનું ખંડન કરતાં બોલી.

"મનસ્વિની, તું ખરૂં કહે છે. પરંતુ સમાજના બંધન કાંઇ એકદમ તોડી શકાય. જેમ જેમ યુવક વર્ગ કેળવાતો જશે તેમ તેમ આપોઆપ તે લોપ થઇ જશે." સુરેશ મનસ્વિનીને શાંત પાડવાના હેતુથી બોલ્યો. પરિચય વધતાં સ્નેહાંકુરોથી આકર્ષાઇ સુરેશ કેટલીયે વાર મનસ્વિનીને તું કહી સંબોધતો.

"શું! આજકાલના કહેવાતા કેળવાયલા યુવકો સમાજના બંધન તોડશે! તેવું થાય તો હિંદનું ભાગ્ય ઉઘડયું કહેવાય. તમારો જ દાખલો લ્યો, તમે શું કેળવાયલા નથી? તમે શું યુવાન નથી? તમે તમારૂં પોતાનું સંભાળી શકો તેમ નથી? છતાં પણ તમારા પોતીકા, તમારા સ્વાર્થના અને લાભના વિષયમાં પણ પિતાજીને નાખુશ કેમ કરાય, જન સમાજની હાંસીમાંથી કેમ છુટી જવાય, એ વિચાર નથી આવતો. સુરેશ, હું તો માનું છું કે ગાડરીયા પ્રવાહને માર્ગે ચાલનારો હિંદુસમાજ કોઇ દિવસ સુધરવાનો નથી. એતો છુટા છવાયા દાખલા સમાજબંધન તોડવાના થશે ત્યારે લોકોની આંખ ઉઘડશે અને પછીથી અનુકરણ કરશે. સુરેશ, મારા સુરેશ, તમે જો હિંમતથી મારી સાથે લગ્ન કરવાને સંમત થતા હોય તો સમાજને તો હું પહોંચી વળીશ. સમાજમાં સડો કયાં છે તે બતાવી આપીશ અને આધુનિક અવનતિમાં પડેલા સમાજને ઉન્નત કરવાને પ્રયત્ન કરીશ."

"મનસ્વિની, તું ઉશ્કેરાઇ ન જા. તારી સાથે સ્નેહપાશથી હું ક્યારનોય બંધાર્યો છું અને લગ્ન કરવાને પણ બંધાઉં છું. પરંતુ એકજ કાંકરે બે પક્ષી મરતાં હોય તેવી કાંઈ યુક્તિ શોધવા માગું છું. આપણા લગ્ન આનંદોત્સવથી થાય અને મારા વડિલો પણ આનંદ પૂર્વક ભાગ લે એવા ઉપાય યોજી શકાય તેમ છે કે કેમ તે હું વિચારી રહ્યો છું. હા. મને ઠીક યાદ આવ્યું. આજેજ પિતાજીનો મારા ઉપર પત્ર છે તેમાં તેમણે પોતાની મુશીબતો સૂચવી છે. જો તેનું નિરાકરણ મારા યા તારાથી થાય તો હું ધારૂં છું કે મારા પિતાજી પોતાના સ્વાર્થ ખાતર-પોતાના સિદ્ધાંતોને તિલાંજલી આપશે. ઘણાય જુની પ્રણાલીકાને માન આપનાર વૃદ્ધોએ સ્વાર્થ ખાતર-

પોતાના સિદ્ધાંતોને બાજુ ઉપર મુકયા છે અને મારા પિતાજી તેમાં અપવાદ રૂપે નહિ થાય. ”

“સુરેશ. બોલો, બોલો તેમની શી મુશીબત છે. તેમની મુશીબતો આપણા લગ્નની યોજક થતી હોય તો તેવી હજારો મુશીબતો હું દુર કરવાને શક્તિમાન છું. તમારે ખાતર મારા તન, મન, અને ધનનો ભોગ આપવો પડશે તો તે પણ કરવા તૈયાર છું.” મનસ્વિનીએ આશા સુચક શબ્દ સાંભળતાં આનંદ વશ થઇ ઉદ્‌ગાર કાઢયા.

“મનુ, પિતાશ્રીના પત્ર ઉપરથી જણાય છે કે તે પૈસાની મુશ્કેલીમાં છે. તને ખબર તો હશે જ કે અમારા કુટુંબની આર્થીક સ્થીતી સારી નથી. મારા અભ્યાસ માટે પણ દાનવીર દાતાઓનો મારે આશ્રય લેવો પડે છે. પિતાજીનું દારિદ્ર ફેડવાના ઇરાદાથી જ હું તનતોડ મહેનત કરી રહ્યો છું અને પ્રભુ કૃપાએ આ વર્ષે જો હું પસાર થઇ યુનીવર્સીટીની ડીગ્રી મેળવીશ તો હું આશા રાખું છું કે થોડા જ સમયમાં મારા કુટુંબને હું દુઃખદ સ્થીતીમાંથી મુક્ત કરીશ. અમારા કુટુંબનું દારિદ્ર વધારનાર પણ હિન્દુ સમાજના બંધનજ છે.મારા પિતાશ્રી પોતાનું ગુજરાન શ્રાદ્ધ પાઠ આદિ ક્રિયાઓ કરી ચલાવતા. મહામુશીબતે કુટુંબ નિર્વાહ થતો. તેમાં દાઝયા ઉપર ડામ દેવાય તે પ્રમાણે અમારી નિર્ધનતાની પરિસીમાએ મારા દાદાશ્રીનું મરણ નીપજ્યું. જ્ઞાતીની અંદર અમારૂં કુળ સર્વથી શ્રેષ્ટ કહેવાય. પ્રપિતામહના સમયથી વૃદ્ધ કુટુંબી જનના મરણ સમયે જ્ઞાતી સંમેલનો થયેલા. તો આ પ્રસંગે પણ અમારી ગમે તેવી દૌર્બલ્ય સ્થિતિ હોય તો પણ જ્ઞાતી સંમીલન થવું જ જોઇએ. ન થાય તો પરાપૂર્વની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે; એવા ઉદ્‌ગારો સગાં સંબંધીના નિકળવા માંડયા. પિતાજી પણ તેમને અનુમોદન આપવા લાગ્યા–પાયમાલીની પરિસીમાએ પહોંચી, સંતાનોને સદાને માટે ભિખારી કરીને પણ જ્ઞાતી સમક્ષ મિથ્યા કુળાભિમાન રાખવું જ જોઇએ. ન રાખીએ તો પુત્ર પુત્રાદિ પરણાવવામાં વાંધો આવે અને પિતૃઓને મોક્ષ અપાવનાર કોઇ રહે નહિ એ વિચારો તેમના મગજમાં ઉભરાવા લાગ્યા, અને પોતાનું ધાર્યું કર્યું. આત્મા અને સંતતીના ભોગે જ્ઞાતીમાં વાહ્‌ વાહ્‌ મેળવી. તે

વાહ્ વાહ્‌નો પ્રાણઘાતક પ્રતિધ્વની અત્યારે સંભળાયો હતો. કરજે લીધેલા રૂપીયાની લેણદારે તાબડતોબ માગણી કરી છે અને ગમે તે રીતે સવડ કરી તેમની પ્રતિષ્ટા સચવાય તેવું કરવા લખ્યું છે. ન થાય તો આત્મહત્યાનો પણ પ્રસંગ આવે એવી પત્રમાં ધમકી છે. મનુ, શું કરવું તે સુઝતું નથી. આવાં કેટલાંયે હિન્દુ કુટુંબો જ્ઞાતીના કુત્સીત રીતરીવાજોને લીધે પાયમાલ થઈ ગયાં હશે."

"સુરેશ—ગભરાશો નહિ, મુંઝાશો નહિ. તમને સહાય કરવામાં હું પાછી પાની કરીશ નહિ. પૈસા અને પ્રેમમાં હું પ્રેમ વધારે પસંદ કરૂં છું. જો પૈસાથી જ આપણા પ્રેમનું પરિણામ સફળ થતું હોય તો હું જરૂર એ મેળવીશ. બોલો, તમારા પિતાશ્રીને કેટ-લાની જરૂર છે." મનુ આશ્વાસન આપતાં બોલી.

"તેઓ જણાવે છે કે ઓછામાં ઓછા બે હજાર રૂપીયા જોઇએ. મનુ, હું કેવી રીતે તે મોટી રકમ મેળવી શકીશ તે સમજી શકતો નથી. જો ન મેળવાય તો પિતાનો ઘાત થાય, કુળ પ્રતિષ્ટાની હાની થાય અને સદાને માટે કલંકિત થઇ અવનતિમાં જ રહેવાનું થાય."

"સુરેશ, તેની હું આજે જ સવડ કરી આપીશ. મારા પિતાશ્રી મારા જીવનના વિકાસને માટે તેટલી રકમની દરકાર નહી રાખે. તેઓ આપણા પરિચય પ્રસંગ અને પ્રેમથી અજ્ઞાત નથી. તેઓની આપણા કાર્યમાં સહાનુભુતિ છે એ વાત મારાં માતુશ્રી પાસેથી મને માલુમ પડી છે. તેઓ જરૂર મને મદદ કરશે, અને મારૂં જીવન સુધારશે."

"પરંતુ, મનુ. હું તારો રૂણી થઇશ—અને ઋણમાંથી મુક્ત થવામાં મને વખત લાગશે; પણ જો તે ઋણમાંથી મુક્ત થવા દેવા ને મને તું વચન આપતી હોય તો જ હું તારો દેવાદાર થઇશ."

"સુરેશ—એ શું બોલો છો. તમારાથી મારે શું વધારે છે. મારી દોલત, મારો વૈભવ શાના ઉપર આધાર રાખે છે ? તમારા જ ઉપર. તમે જ મારૂં સર્વસ્વ છો અને તમારે માટે હું જે કાંઇ કરૂં તે મારા સ્વાર્થને માટે જ. નહિ કે તમને રૂણી બનાવવાને માટે.

—મારા પિતાશ્રી અપુત્ર છે. તેમનો વૈભવ મારે માટે છે. મારો વૈભવ તમારે માટે છે."

" તું ગમે તેમ માનતી હોય. પણ, મનુ. મારા સિદ્ધાંતો જુદા જ છે. સ્વાશ્રયથી જ જીંદગી સુધારવી એ મારી અભિલાષા છે. કોઈના પણ રૂણી ન રહેવું એ મારો ટેક છે, અને તે હું જાળવી રાખીશ. મારા અભ્યાસ માટે પણ જેઓનો હું રૂણી છું તેઓની પણ ગમે તે પ્રકારે સેવા કરી બદલો વાળીશ. તું આપેલી રકમ મારા સુખ સમયે પાછી લેવા બંધાતી હોય તો જ હું તે સ્વીકારવા તૈયાર છું."

વારૂ સુરેશ તેમ કરજો. હાલ તો આવેલ વિપત્તી દુર કરો. તમારા પિતાજીને તાર કરો. હું મારા પિતાજીને વીનવી આપણું કાર્ય સરળતાથી સફળ કરી શકીશ."

વાર્તાલાપમાં સમય ઘણો વ્યતિત થયો હતો પણ આવેશ યુક્ત યુવાન યુગલને તે જણાયો પણ નહિ. સંધ્યા થતાં પક્ષીઓનો કિલકિલાટ અન સમીરનો સડસડાટ જ્યારે વધવા માંડયો ત્યારે જ તેમને સમયનું ભાન થયું. મનસ્વિની એક સ્નેહ ભરી દૃષ્ટિ નાંખી પોતાની હૃદય ભાવના પરિપૂર્ણ થવાનો સમય આવશે એમ ધારી હરખાતી મલકાતી મદમાતી પ્રફુલ્લ વદને ગૃહ પ્રતિ ગમન કરવા લાગી. સુરેશ પ્રેમભરી દીન દૃષ્ટિથી તે દષ્ટિ મર્યાદાની બહાર ગઈ ત્યાં સુધી અનિમિષ નયને જોઈ જ રહ્યો.

---

( ૨ )

સુરેશ અને મનસ્વિનીનાં લગ્ન થઇ ગયાં. લગ્નમાં ઉત્સાહપૂર્વક સુરેશના પિતાએ ભાગ લીધો. તેમને કયારનીએ ખબર પડી હતી કે તેમનો સંકટ સમયનો સાથી,જીવનનો રક્ષક અને ઉદ્ધારક મનસ્વિની હતી. તેઓ તો કટોકટીના સમયે પૈસા તેમને પહોંચેલા તે ઉપરથી તો એટલા આનંદમાં આવી ગયા હતા કે સાક્ષાત્ કૃષ્ણ મૂર્તિએજ તેમને સહાય કરી છે એમ માનતા અને દાતારને અંતઃકરણપૂર્વક અભિનંદતા. જ્યારે ક્રમે ક્રમે તેમના જાણવામાં આવ્યું કે તેમનું દળદર ફેડનાર મનસ્વિનીજ હતી ત્યારે પોતાનો ઉગ્ર ટેક પાળવાર

ભૂલી ગયા. સ્ત્રી કેળવણી જરૂરની છે એવો ખ્યાલ ઉત્પન્ન થયો અને કોઇના પણ કહ્યા સિવાય મનમાં અડગ નિશ્ચય કર્યો કે લોકમાં ગમે તેમ વાતો થાય છતાં પુત્રવધુ તરીકે તો તેનેજ મેળવવી. તેમણેજ સુરેશને આ સંબંધમાં પત્ર લખ્યો. સુરેશ અને મનસ્વિની પત્ર વાંચતાં અજાયબ થઇ આનંદની પરિસીમાએ પહોંચ્યાં. જ્ઞાતીના વૃદ્ધોએ ઘણુંય કહ્યું કે સુરેશનું પૈસા માટે વેચાણ થયું. કુળવાન ગૃહસ્થે અકુલીન કન્યાને પોતાની જાત વેચી ગુલામી સ્વીકારી. પરંતુ સુરેશ, તેના પિતા, મનસ્વિની તેમજ તેના પિતાએ આ સર્વ તરફ દુર્લક્ષ આપ્યું.

સુરેશનો ગૃહસંસાર આદર્શ નીવડયો. લગ્નના વર્ષમાંજ સુરેશે વિશ્વવિદ્યાલયની ઉપાધી માનસહિત મેળવી. મનસ્વિનીના આગળ અભ્યાસ ચલાવવાનાં ઘણુંય દબાણ થયાં પણ સુરેશ એકનો બે ન થયો. તેને પોતાની જોખમદારી–પોતાના કુટુંબનું દારિદ્ય સામ્હા કરવું હતું. મનસ્વિની તેને કુટુંબની સ્થિતિ ઉપર દુર્લક્ષ આપવા સમજાવતી અને કહેતી કે હવે આપનું કુટુંબ તે મારૂંજ કુટુંબ. મારી મીલકત તે તમારા કુટુંબની જ મીલકત. મારા પિતાશ્રી પણ તેમજ સમજે છે એટલે તમારે ચિંતા કરવાનું કારણ નથી. પરંતુ સુરેશના હૃદયમાં આ વાત ઉતરતી નહિ. મનસ્વિનીની એક પાઇ પણ તેને ખપતી નહતી. અને પોતાની સ્ત્રી તરફથી કાંઇ પણ મદદ મેળવી તે તેનો વધુને વધુ રૂણી થવા માગતો ન હતો. જ્ઞાતીમાં જે માન્યતા બંધાઇ હતી કે પૈસાને માટે તેણે પોતાની જાત વેચી છે તે તે દૂર કરવા માંગતો હતો અને વધારામાં જણાવા માગતો હતો કે સુરેશ અને મનસ્વિનીનું લગ્ન પ્રેમ લગ્ન હતું અને નહિ કે દ્રવ્ય લગ્ન. આવા વિચારોને લીધે પરિક્ષામાં ઉત્તીર્ણ થયા પછી તરતજ તેણે પ્રોફેસરની જગા સ્વીકારી હતી. તેની અખંડ કાર્ય શક્તિ, જ્ઞાનવિશાલતા અને મળતાવડા સ્વભાવને લીધે થોડાજ સમયમાં તે વિદ્યાર્થી વર્ગમાં જાણીતો થયો. તેની પ્રતિષ્ઠા વધી. તેની પ્રમાણિકતાએ, તેના નિષ્પક્ષપાતપણાએ અને તેની કાર્યદક્ષતાએ તેને તેના ઉપરી અધીકારીઓમાં પણ માનીતો બનાવ્યો. વખત જતાં વિશ્વવિદ્યાલયની અનેક પરિક્ષાઓમાં તે પરિક્ષક નિમાવા લાગ્યો. થોડાજ વર્ષમાં પોતાની સાદી રહેણી કહેણીથી, જાત મહેનતથી અને મનસ્વિનીની મદદથી તે પોતાનું દેવું પતાવી

શક્યો. મનસ્વિનીના રૂપીયા તો તેણ નોકરીના પ્રથમવર્ષમાંજ પતાવી દીધા. મનસ્વિનીએ ઘણીએ ના પાડી પણ તેનું કાંઇ ચાલ્યું નહીં. આખરે એમ નિશ્ચય થયો કે તે પૈસાની મનસ્વિનીના પિતાના નામની જ્ઞાતીના વિદ્યાર્થી માટે સ્કોલરશીપ કાઢવી. જ્ઞાતીજનો સુરેશના હૃદયને હવેજ સમજ્યા અને કેટલેક અંશે તેને દોષ દેતા અટક્યા. અન્ય ગૃહસ્થો, જેની મદદથી સુરેશે અભ્યાસ કર્યો હતો, તે સર્વનો બદલો સુરેશે એક યા બીજી રીતે વાળ્યો, અને તે પોતાના સર્વ રૂણમાંથી મુક્ત થયો.

મનસ્વિનીએ લગ્નના વર્ષમાં મહાવિદ્યાલયની પ્રથમ વર્ષની પરિક્ષા પસાર કરી. ત્યાર બાદ અભ્યાસ ચાલુ રાખવો યા અટકાવવો તે વિશે તેના હૃદયમાં ગડભાંજ થવા લાગી. એક વખત એમ લાગતું કે સાંસારિક જીવોની મુશીબતોને લીધે અભ્યાસ ચાલુ નહિ રખાય તો બીજી વખત એમ થતું કે મુશીબતો ગમે તેમ આવે તો પણ આદરેલ કામતો સંપૂર્ણ કરવું. લગ્ન પછીના બીજા વર્ષ સુધી તો તે ચાલુ રાખી શકી. મહાવિદ્યાલયના મધ્યમ વર્ગની પરિક્ષા આપી, પસાર પણ કરી. પરંતુ ઉપાધી મેળવવાના વર્ગમાં તે દાખલ થઈ શકી નહી. કારણ સુરેશના પિતાની જીવન આશા સફળ થવાનો પ્રસંગ આવ્યો હતો. પોતે પિતામહ થશે અને કુટુંબનું નામ ચાલુ રહેશે એ જીજ્ઞાસાથી તે હર્ષ પામતા હતા. જ્ઞાતિના રીવાજ મુજબ સીમંતનો ભોજન વ્યવહાર થવોજ જોઇએ, એમ તેઓને લાગ્યું. પરંતુ સુરેશ અને મનસ્વિની હવે સ્વતંત્ર હતાં. તેમણે સ્વપરાક્રમથી પોતાની જીંદગી સ્થાપી હતી અને તેને અસ્ખલિત આનંદ રસ્તે જતી અટકાવવા તેઓ રાજી ન હતાં. સુરેશે પિતાની દરખાસ્ત ને અનુમોદન ન આપ્યું. તેઓએ મનસ્વિની સ્ત્રી હોવાથી પોતાને સંમત થશે તેમ ધારી તેને સમજાવવાના અનેક ઉપાયો યોજ્યા પરંતુ તેમાં પણ સફલ થયા નહી. મનસ્વિની તે કાંઇ સામાન્ય હિંદુ બાળાની માફક પ્રજોત્પતિજ માટે સંસાર છે એમ માનતી ન હતી. તેનું સંસારનું ધ્યેય જુદુંજ હતું. સ્ત્રીઓના સામાન્ય નૈસર્ગિક ગુણોનો પુરૂષોને, જનસમાજને લાભ આપી દેશને ઉન્નત કરવાની તેની ઉચ્ચ અભિલાષા હતી. સાંસારિક જીવન સાથે તેણે સામાજીક જીવનમાં રસમય ભાગ લેવા માંડયો હતો. સ્ત્રી કેળવણી, બાળરક્ષા, પતિતો-

દ્ધારક મંડળોમાં તે જતી અને પોતાના જ્ઞાન તથા અનુભવનો લાભ આપતી. ગરીબોને મૃદુ વચનથી, દ્રવ્યથી, મદદ કરતી. નિરાધાર, નિરાશ્રીતોને મદદ આપતી. જરૂર પડતી તો કલાકોના કલાકો ગરીબ દરદીઓની પાસે બેસી તેમને પોતાના મૃદુ વચનથી આશ્વાસન આપતી. આ સર્વ તેને પ્રિય હતું. એવી એકે સામાજીક સંસ્થા ન હતી કે જેની સાથે મનસ્વિનીનું નામ જોડાયેલું ન હોય.

સમય જતાં મનસ્વિની પુત્રીની માતા થઈ. સુરેશ તેમજ મનસ્વિનીને આનંદ થયો પરંતુ સુરેશના પિતા સહેજ કચવાયા. પુત્ર રત્ન પ્રાપ્ત થયું હોત તો નિઃશંક વંશ ચાલુ રહેત એમ લાગ્યું. પરંતુ દૈવ આગળ પોતાનું કશું ચાલતું નથી એમ ધારી સંતોષ માનતા. બાળક, માતાની સંભાળ નીચે વૃદ્ધિ પામતું ગયું અને થોડાજ માસમાં બેસતાં તેમજ ચાલતાં શીખ્યું. તેના દિવ્ય ચહેરા ઉપરથી સૌ કોઈ ભવિષ્ય ભાખતા કે આ બાળક સુંદર થશે અને તે ઉપરથી મનસ્વિનીએ તેનું નામ જ્યોતિર્મયી રાખ્યું. હવે મનસ્વિનીના જીવન ક્રમમાં ફેરફાર થવા લાગ્યો હતો. કુટુંબની વૃદ્ધિ સાથે ગૃહકાર્યમાં પણ વધારો થયો હતો સુરેશના પિતા વૃદ્ધાવસ્થાને લીધે અપંગ થયા હતા. તેમની શારીરિક દુર્બળતાની સાથે માનસિક નિર્બળતા વધતી હતી અને પ્રસંગોપાત વૃદ્ધ સ્વભાવાનુસાર તેમનું ધાર્યું ન થતાં ક્લેશ પણ કરતા. આ બધું મનસ્વિની ધૈર્યથી સહન કરતી; બાળક જ્યોતિના સમાન વૃદ્ધ પણ દ્વિતિય બાલ્યાવસ્થામાં છે એમ માની સર્વ ક્લેશ પ્રસંગો પ્રત્યે દુર્લક્ષ રાખી આનંદથી સંસાર ચલાવતી. સુરેશ ગૃહમાં જે થતું તે જાણતો અને પોતાને મનસ્વિની જેવું વિદ્વાન ને ગુણીયલ રત્ન પ્રાપ્ત થયું છે માની પરમેશ્વરનો આભાર માનતો. ગૃહ જીવનની ગુંચ વધતી ગઈ એટલે સામાજીક જીવનનો રસ ઓછો થયો પરંતુ તે પ્રત્યે દુર્લક્ષ તો બીલકુલ થયું નહિ. હજી પણ પ્રસંગોપાત તે જાહેર મેળાવડાઓમાં જતી. ગરીબ લતાઓમાં ફરતી અને દુઃખદ સ્થિતિમાં આવી પડેલાં સ્ત્રી બાળકોને સંતોષતી.

સમય સમયનું કામ કર્યેજ જાય છે. તેની ગતિમાં કોઈ અંતરાય લાવી શકતું નથી. પ્રણયી યુગલના જીવન પ્રવાહમાં આઠ દસ વરસ વહી ગયાં. દરમ્યાન ઘણો ફેરફાર થયો હતો. બાળજ્યોતિ તે કુમારિકા જ્યોતી થઈ હતી. પ્રભુ કૃપાએ સુરેશના પિતાની અંતિમ

ઇચ્છા પરિપૂર્ણ થઇ હતી અને અત્યારે જ્યોતીને કાલુ કાલુ બોલનારો, માતા પિતાને રીઝાવનારો અને દાદાને પોતાની અવનવી રમતોથી રંજાડી રીઝાવનારો પાંચ વર્ષનો ભાઈ હતો. જ્યોતી અને સુબોધ ભાઇ અને બેન એક મૂર્તિરૂપ, એક વિચાર રૂપ હતાં. બાળપણમાંય એવો એકે દિવસ નહોતો જોવામાં આવ્યો કે તે બંન્નેના બાલ કલહમાં મનસ્વિનીને ન્યાયાધીશ થવું પડયું હોય. જ્યોતી મોટી થતાં સુબોધને સાથે લઇને ફરતી અને આટલી બાળ વયના સુબોધમાં માતા પિતાની વિદ્વતાને લીધે, બ્હેનના સંસર્ગને લીધે કુદરીતે ઘણીજ ચાલાકી આવી હતી. જ્યોતિનો અભ્યાસ સારો થયો હતો. તેણે લેખન, વાંચનમાં સારો અનુભવ મેળવ્યો હતો એટલુંજ નહિ પણ સ્ત્રી સુલભ કળાઓમાં પણ પ્રવેશ કર્યો હતો. ચિત્રકામ, સંગીત સીવણ વિગેરે વિષયો શિખવામાં તેણે ઉમંગ દરશાવ્યો હતો અને શાળાઓના શિક્ષક શિક્ષીકાઓ એકે અવાજે કહેતાં કે જ્યોતી જ્યોત પ્રકટાવશે. જ્ઞાનબળ ફેલાવશે.

મનસ્વિની ને સુરેશમાં ઝાઝો ફેરફાર થયો નહતો. સુરેશ પોતાના ધંધામાં ઘણોજ આગળ વધ્યો હતો અને નિષ્ણાત પૌર્વીય વિદ્યાર્થી તરીકે મશહુર થયો હતો. કેળવણી પ્રચારક મંડળો તરફથી તેને વારંવાર નિમંત્રણો મળતાં. તેમાં તે ભાગ લેતો. હાલની કેળવણીની ખાંમીઓ કઇ છે અને તે કેવી રીતે દુર કરી શકાય તે બતાવતો. તેની કીર્તી દિગંતમાં પ્રસરી હતી અને તેથી પાશ્ચાત્ય દેશોમાંથી પણ તેને નિમંત્રણ થતું પરંતુ તે મહાન વિદ્વાનો સમક્ષ હજુ બાળક છે સમજી આભાર સાથે ન સ્વીકારતો. પોતાની પાર્કા વયે બહોળા અનુભવ મેળવ્યા પછી દુનીયા ભરના દેશોની મુલાકાત લેવાનો તેનો નિશ્ચય હતો એટલે પરદેશ ગમન માટે હાલ તે ઉત્સુક નહોતો.

મનસ્વિનીમાં આ વર્ષો દરમ્યાન માનસીક શક્તિમાં વધારો થયો હતો ત્યારે શારીરિક શક્તિમાં ઘટાડો થયો. પહેલાંની લાવણ્યમયી, જુસ્સાદાર, અને હોંસીલી મનસ્વિની સહેજ બદલાઇ હતી. તેની કાંતિમાં સ્હેજ ફીકાશ પડતી. તેનો જુસ્સો અનુભવને લીધે દબાતો અને તેની હોંસ સહનશક્તિથી સ્હેજ કચરાઇ હતી. છતાં પણ તેના કુદરતી સ્વભાવમાં લગાર પણ ફેરફાર થયો નહોતો. હજુ પણ

પ્રથમની માફક કાર્યદક્ષતાથી ગૃહસંસાર ચલાવતી અને સમાજને ઉપયોગી થતી.

સુરેશના પિતા આ વર્ષો દરમ્યાન વધારે ને વધારે અપંગ થતા ગયા. તેમની તબીયત પણ લથડવા લાગી અને એકાદ બે વખત તો મહા મહેનતે મરણ પથારીએથી ઉઠેલા. તેમના મગજમાં હવે એકજ અભિલાષા રહેલી હતી. જ્યોતિને પરણાવવી અને સુબોધને ઉપવીત દેવું. જો આટલું જીવનમાં પોતે કરી લ્હાવો લે તો પોતાને કૃત્ય કૃત્ય માને એમ તેઓ માનતા. પ્રસંગોપાત તેમણે સુરેશને આ સંબંધી ઈસારો કર્યો હતો પરંતુ તે ઉપર લક્ષ અપાયું નહતું. એક સમયે સુરેશના પિતા ઘણાજ ગંભીર થયા. સર્વને લાગ્યું કે આ સમયે તો તે ફરીથીજ નહિ ઉઠે. સુરેશ અને મનસ્વિની વૃદ્ધ વડિલ પાસે તેમની અંતિમ ઇચ્છા સાંભળવા આતુર થયા. તેમને નમ્રતા પુર્વક વિનયથી પૂછ્યું.

" પિતાશ્રી, તમારી સેવા અમારાથી બની શકે તેટલી કરી છે. તમારી અંતિમ અભિલાષા જણાવો અને અમારી પાસેથી જે કાંઇ માગવું હોય તે માગી લ્યો. અમોને છેવટના આશિર્વાદ આપતા જાઓ. "

" સુરૂ. ત્હારા અને કુલવધુ મનસ્વિનીના વર્તનથી હું સંતુષ્ઠ છું. પ્રભુ પ્રત્યે એજ પ્રાર્થના છે કે જન્મો જન્મ તારા જેવો પુત્ર અને મનસ્વિની જેવી કુળ વધુ મને આપે. તમારૂં સર્વ પ્રકારે ભલું થશે. પણ. મારો જીવ એકજ વાતમાં ભરાયેલ છે. જ્યોતીને પરણાવવાનો મારો અભિલાષ પૂર્ણ નથી થયો. સુરેશ હું વૃદ્ધ તરીકે તને જે સ્થળ બતાવું છું તે યોગ્ય છે, ગ્રાવીના સર્વસ્થળોનો મેં વિચાર કરી જોયો છે. વિનય વિદ્યા, વય, વપુની દ્રષ્ટિ એ સર્વ રીતે યોગ્ય છે. જો તું મારી છેલ્લી ઇચ્છાને માન આપે તો મારા સર્વ કોડ પુરા થાય અને મારૂં મરણ સુધરે. "

" પિતાજી, શું કહો છો. જ્યોતીનું બાર વર્ષની બાળ વયે લગ્ન. તે બીચારી તે શું છે તે જાણતી પણ નથી. આપ નિશ્ચિંત રહો કે યોગ્ય વયે તે લગ્ન કરશે. આપ સાંસારિક જાળમાંથી આપની વૃત્તિ પાછી ખેંચી લ્યો. "

"સુરેશ, વૃદ્ધની લાગણીઓ તું શી રીતે અનુભવી શકે? તારા આ બોલથી મારા હૃદયમાં થતો ચીરો તું શી રીતે જોઇ શકે! યાદ રાખજે કે ગમે તેવો મારો મંદવાડ હશે પરંતુ જ્યાં સુધી મારી અભિલાષા પરિપૂર્ણ નહી થાય ત્યાં સુધી મારી જીવન દોરી નહી તુટે. જો તું મરણુ ફાંસીને લાકડે મૃતવત્ દેહથી લટકતો મને વધુ વખત જોવા ઇચ્છા રાખતો હોય તો મારી અભિલાષા પૂર્ણ ન કરીશ. મને સંપૂર્ણ શાંતિથી સ્વર્ગીય સુખ અપાવવાની ત્હારી આકાંક્ષા હોય તો મારૂં ધાર્યું કર. મારે ખાતર તારા આધુનીક નવા સિદ્ધાંતોનો પળવાર ત્યાગ કર. તારા પિતાથી તને શું વધારે વહાલું છે. તું લોકનિંદાથી ડરતો હોય તો તેની દરકાર ન કર. પિતાના સુખી મરણુ અને લોકનિન્દા વચ્ચે પિતાનું સુખી મરણુ પસંદ કર. જો તું સંમત થઇશ તો મને ખાત્રી છે કે લગ્ન પ્રસંગ જોવાને હું ભાગ્યશાળી થઇશ અને નવલ દંપતિને આશીષ આપી મારે પંથે પડીશ."

મનસ્વિની સઘળો વાદવિવાદ સાંભળતી હતી. સુરેશ અડગ હતો પરંતુ ડોસાની ઇચ્છા—ધમકીથી તે સહેજ પીગળી હતી. ડોસાએ બતાવેલ સ્થળ યોગ્યજ હતું. સર્વને પ્રિય હતું. સુરેશને પણુ તે પસંદ હતું. જ્યોતિ અને વિનય એક નિશાળે ભણેલાં એટલે એક બીજાને પરિચિત હતાં એટલુંજ નહિ પણુ ડોસાએ દીર્ઘદૃષ્ટિ વાપરી તેઓનો પરિચય વધાર્યો હતો. વિનય સુરેશને ત્યાં રમવા આવતો. જ્યોતી તેની રમતો પસંદ કરતી તેમાં ઉત્સાહ પુર્વક ભાગ લેતી. તેના આનંદી સ્વભાવને લીધે તેનો સહવાસ પસંદ કરતી. સર્વ રીતે આ જોડ યોગ્યજ હતી. ફક્ત સુરેશને વાંધો એટલોજ લાગતો કે હજુ જ્યોતિ નાની ઉમરની છે. તેને લગ્નનો ખ્યાલ નથી માટે થોડો વખત થોભી જવું. મનસ્વિનીનું હૃદય ડોસાની વિનવણીથી દ્રવ્યું તેથી એકાંત મળતાં તેણે સુરેશ સમક્ષ પિતાની અંતિમ અભિલાષા તૃપ્ત કરવા વાત ઉપાડી.

"સુરેશ, પિતાજીની સ્થીતીથી તમે અજ્ઞાત નથી. દિવસે દિવસે તબીયત લથડતી જાય છે. દુઃખમાં વધારો થાય છે. શક્તી નથી પણુ પ્રાણુ ટકી રહ્યો છે. તેમના કહેવા ઉપરથી મને પણુ ખાત્રી થાય છે કે તેમનો જીવ જ્યોતીમાંજ છે. તેને જો ધારેલે સ્થળે વિવા

જીત કરી લગ્નનો લ્હાવો પિતાજીને આપીયે તોજ તેઓ સુખી થશે તેઓનું મરણ સુધરશે અને આપણને આશીષ મળશે."

"મનુ, તારા પણ હૃદયમાં આ વિચારને ટેકો મળશે તેવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. જ્યોતી બાળક છે. તેનું લગ્નજ કેમ થાય? જે ક્રિયાનું તેમાં મુખ્ય ભાગ લેનારને ભાન ન હોય તે ક્રિયા કેમ કરાવાય? લગ્ન કરાવવું ન જોઇએ. લગ્ન તો થવું જોઇએ. ફક્ત તેમાં માબાપનું તો અનુમોદન જોઇએ. માબાપનો ભાગ તો ગૌણ છે. વર-કન્યાનોજ મુખ્ય છે. મારી આ માન્યતા છે તો હું શી રીતે જ્યોતીનું લગ્ન કરાવું?"

"સુરેશ, તમારા વિચારો સ્તુત્ય છે. હું પણ તેજ વિચારની છું પરંતુ ફક્ત પિતાજીને રીઝવવાની ખાતરજ, તેમના આત્માને સંતોષવા ખાતરજ હું આટલું વીનવું છું. જ્યોતી અને વિનય હળીમળી ગયેલાં છે અને તેઓનું યુગલ સુખી નીકળશે." મનસ્વિનીએ સુરેશને પીગાળવા કહ્યું.

"મનુ, તારૂં ચિત્ત આજ ઠેકાણે નથી એટલેજ તું હઠ લઇ બેઠી છું. શું પિતાને ખાતર પુત્રીનો ભોગ? ના. મારાથી નહી બને." સુરેશ સ્હેજ ગુસ્સે થતાં બોલ્યો.

"પણ સુરેશ,આમાં ભોગ જેવું નથી. સર્વ રીતે સ્થળ યોગ્યજ છે. વિનય, વિદ્યા, વય, વપુ, વસુ, અને વિનયવાળો છે. તે ભવિષ્યમાં એક મહાન નર થશે તેવાં તેનાં કામો, તેની રમતો અને તેનાં પરાક્રમો આગાહી કરી સાક્ષી આપે છે. જ્યોતી પણ તેનો સહવાસ પસંદ કરે છે. તેના સર્વે ગુણો મને પણ પસંદ છે. અને તેના જેવું રત્ન આપણા હાથમાંથી ન જાય તેને માટે હું પણ આતુર છું. સુરેશ—આમાં ભોગ નથી પણ ભાગ્ય છે." મનુએ પોતાનો મુદ્દો ખર સાચવવાના હેતુથી કહ્યું.

"મનુ, એ બધું હું સમજુ છું પણ લગ્ન કરવું એ વર, કન્યાનો હક્ક છે અને પુત્ર અથવા પુત્રીના હક ઉપર હું ત્રાપ મારવા નથી માગતો."

"એ સત્ય છે. પણ જે આપણુ આપણને સોંપાયલી છે તેનું સારી રીતે રક્ષણ કરી યોગ્ય સ્થળે પાછી આપવી એ પણ આપણું કર્તવ્ય છે. ફક્ત સમયનોજ બાધ છે તો વડિલને ખાતર તે બાધ ન ગણકારીએ તો બહુ દોષીત ન ગણાઇએ."

" મનુ સમયનો બાધ તે કાંઇ રહેજ બાધ ન કહેવાય. પિતાના સંતોષ ખાતર તેનો હક લઇ તેની સંમતિ વગર તેને બંધનમાંજ નાખવાનું થાય."

" સુરેશ—જ્યોતીને લગ્ન બંધન રૂપ નહિ નીવડે. તે સુખીજ નીવડશે. મારૂં માનો. મારે ખાતર, અને પિતાજીને ખાતર સંમત થાઓ અને સમારંભ કરો" સુરેશને નરમ થતો જોઇ મનુએ વિનંતી કરી.

સુરેશ શાંત રહ્યો. મનસ્વિનીએ શાંતિને અનુમોદન માન્યું એટલામાં જ્યોતિ દોડતી દોડતી આવી અને મનસ્વિની પાછળ છાની-માની સંતાઈ ગઇ. જ્યોતીની પાછળ વિનય પણ દોડતો આવ્યો અને આમતેમ શોધવા લાગ્યો. તરતજ તેની દૃષ્ટિ જ્યોતી ઉપર પડી અને "પકડી છે" કહી તેનો હાથ ઝાલી ઉઠાડી. જ્યોતિ પણ હસી પડી. બન્ને હસતાં કુદતાં બાગમાં નાસી ગયાં. સુરેશ અને મનુ તેમની નિર્દોષ રમત જોઇ રહ્યાં પરંતુ વિનયના " પકડી છે" શબ્દનો પડઘો મનુના હૃદયમાં હજુ ઘોષ કરતો હતો અને તે પણ આંતરીક કહેતી કે " ખરેખર વિનય, જ્યોતિને તેં પકડી છે."

( ૩ )

આજે જ્યોતિના લગ્નનો દિવસ છે. સુરેશના સ્નેહી સંબંધીજનો આનંદ પુર્વક ઘરમાં આમતેમ ફરે છે. સુરેશના પિતાના આનંદનો પાર નથી. તેઓતો લગ્ન ઘડી કયારે આવી પેહોંચે એટલુંજ વિચારી રહ્યા છે. લગ્ન થવાનાં છે એ સમાચાર સાંભળતાંજ તેમનામાં નવચૈતન આવ્યું હતું અને આજે તબીયત સુધારા ઉપર હતી. મનસ્વિનીના હર્ષની પણ સીમા નથી. તે પણ પ્રફુલ્લ વદને સ્વસ્થ ચિત્તથી લગ્નકાર્યમાં ભાગ લેછે. જ્યોતી આસપાસનું વાતાવરણ જોઇ આશ્ચર્ય થાય છે. હરખાય છે. સગાં સંબંધીનું સંમેલન, અવાર નવાર ગવાંતાં માંગલિક ગીતો, ગૃહદ્વાર સમક્ષ રચવાંમાં આવેલો મંડપ, નોકર ચાકરોની દોડધામ, આતિથ્ય સત્કાર કરવા માટે રચાયલી યોજનાઓ આ સર્વ તેને આશ્ચર્ય તેમજ આલ્હાદકારક લાગતું. લગ્નોત્સવ એટલે તેની સમજ પ્રમાણે સગાં સંબંધી એકઠાં થાય, ગીતો ગાય, જમણુ થાય. વાજાં વાગે, ફેરા ફરાય, અને બે દિવસ થાય એટલે વરકન્યા ગાડીમાં બેસી વાજતે ગાજતે કન્યા વરને ઘેર જાય. તેને આવું ઘણીએ વાર જોયલું અને વિદાયગીરી વખતે કન્યા આંસુ ઢાળતી

જોઇ મનસ્વિનીને પુછેલું પણ ખરૂં કે આ છોકરી શામાટે રડતી હશે ત્યારે એટલોજ જવાબ મળેલો કે લગ્ન શું છે અને તેની જવાબદારી કેટલી છે તે ન સમજનાર બાળાને પિતાના ગૃહનો પ્રથમજ ત્યાગ કરવો પડતો હોવાથી તે રડે છે. પોતાને સારા સારા વસ્ત્ર પહેરી સ્નેહી સગાંના સમાગમમાં ફરવાનું મળેલું તેથી તે ખુશ હતી. તેને પણ લગારે ખ્યાલ ન હતો કે ફેરા ફરવામાં, અને ગાડીમાં બેસી વરને ઘેર જવામાં શી જોખમદારી હતી.

યોગ્ય સમય થતાં રીવાજ મુજબ વરઘોડો આવ્યો. લગ્નમંડપ ચિકાર ભરાઇ ગયો. બ્રાહ્મણો લગ્ન મંત્રોચ્ચાર કરવા લાગ્યા. તેનો અર્થ તેઓ પોતે પણ સામાન્ય સમજતા હશે. વરરાજાને કથારનાય પાટલા ઉપર બેસાડવામાં આવ્યા હતા. કન્યાની રાહ જોવાતી હતી. મંગળાષ્ટકો સ્નેહી સંબંધી સ્ત્રીજનો તરફથી બોલાવા લાગ્યાં. જયોતિને કન્યાના પોશાકમાં લાવવામાં આવી. વરની સામે પાટલા ઉપર બેસાડવામાં આવી. વાજાં વાગ્યાં. આચમનીયોનો રણકાર થયો. બન્ને પક્ષના સ્નેહી તરફથી માંગલિક ગીતો ગવાયાં. અંતરપટ ખેંચાઇ ગયો. વિનયને જયોતી બાળચેષ્ટામાં હસ્યાં અને હસ્તમેળાપ થયો.લગ્ન વીધીની ગાંઠ ગંઠાઇ. ફેરા ફરાયા અને લગ્નગ્રંથી ઉપર સીલ પડી. લગ્નની ગંભીર વીધીની અવગણના થઇ. જયોતી શું થયું તે સમજી નહી.વિનય પણ યંત્રના પુતળાની જેમ તેને કહેવામાં આવ્યું તે કરતો ગયો.. શું કર્યું, શું બોલ્યો તે કાંઇ સમજ્યો નહી. લોકોની દૃષ્ટિએ તેઓ પરણ્યાં, તેમને કહેવામાં આવ્યું કે તમે પરણ્યાં અને તેઓએ માન્યું કે તેઓ પરણ્યાં.

લગ્નવીધી પુરી થઇ. સર્વે કોઇ આનંદસાગરમાં ડુબ્યાં.ડોસા તો આનંદની પરિસીમાએ પહોંચ્યા અને તેમને હર્ષ સંનિપાત થઇ જશે એમ લાગ્યું. તેમની આશા પરિપૂર્ણ થઇ અને તેમને સંતોષ થયો. લગ્ન નજરો નજર જોયું અને લ્હાવો પૂર્ણ રીતે લીધો. મનસ્વિની પણ હરખાઇ. ફકત સુરેશજ સ્હેજ ગ્લાનીમય રહ્યો.

વિનય અને જયોતિના લગ્ન સંબંધી સુરેશના મિત્રવર્ગમાં ચર્ચા થતાં કેટલાક તેને દોષિત ઠરાવતા તો કેટલાક તેને નિર્દોષ કહેતા. સામાન્ય રીતે વરકન્યા સમગુણી હતાં એટલે અઘટતું તો નહોતું લાગતું પરંતુ બન્નેની ઉમર નાની હતી એ દોષ કોઈપણ રીતે ટળે

તેમ નહતો. લગ્ન પછી પણ સુરેશનું હૃદય જાણે ભવિષ્યની કમનસીબ આગાહી કરતું હોય તેમ ગ્લાનીમયજ રહેતું. તે પોતાને આગળના જેવો સાહસીક, ઉત્સાહી અને આનંદી કરવા મથતો પરંતુ તેનું અંતઃકરણ તેને ટેકો આપતું નહી. સુરેશ અંતે હૃદયબળને તાબે થયો અને નિરૂત્સાહી જીવન ગાળતો. મનસ્વિની પણ પતિને રીઝવવા તેનું ધાર્યું કરતી, તેનો પડતો બોલ ઉપાડતી અને તેને હરકોઇ રીતે સ્વસ્થતા મળે તેમ ચાહતી પરંતુ તે સર્વેની પણ કાંઇ અસર સુરેશ ઉપર ન થતી. સુરેશના ચિત્તની અસ્વસ્થતાથી મનસ્વિની પણ ચિંતાતુર રહેતી.

સુરેશના પિતા પોતની અંતિમ અભિલાષા પુરી થવાથી દેવદૂતનું નિમંત્રણ ક્યારે આવે તેની રાહ જોતા હતા. પ્રસંગ બહુ દુર નહોતો. મુળ તો લથડતી તબીયત હતી. તેમાં લગ્ન પ્રસંગે ઉત્પન્ન થયલો તાત્કાલીક જુસ્સો પાણીના મોજાની માફક ઉતરી ગયો. તેની અસર બમણી થઇ. તબીયત વધારે બગડી, પ્રસંગોપાત લેવાયલ ભારે જમણની અસરે પણ નબળાઇમાં વધારો કર્યો. તેઓ પથારી વશ થયા ને તેમનું શરીર કૃશ થતું ગયું. મનસ્વિનીની પતિ પ્રત્યેની ચિંતા, તેની ડોસાની સેવાવૃત્તિ, અને ગૃહકાર્યકાજ, આ સર્વે તેના શરીર ઉપર પણ અસર કરવા લાગ્યા. તેની કાંતિમાં વ્યાપેલી ફીકાશમાં વધારો થયો. તેણે સુરેશને પોતાની સ્થીતી સમજાવી ગૃહકાર્યમાં અંગત માણસની મદદ માટે જરૂર હતી તે જણાવ્યું. સુરેશ તેને ખુશી રાખવા કોઇ પણ પ્રતિબંધ કરે તેવો નહતો. તેની દરખાસ્તને તેણે અનુમોદન આપ્યું અને મનસ્વિનીના કાકાની દીકરી તરલા સુરેશને ત્યાં રહેવા લાગી. નાની બેનના આવવાથી મોટી બેનને રાહત મળી અને તબીયત સચવાઈ. તરલા અને જ્યોતિમાં પાંચ છ વર્ષનોજ તફાવત હતો. જ્ઞાતીમાં યોગ્ય વર મળવાના અભાવે હજુ તે કુંવારિકાજ હતી. બન્ને બેનોમાં ઉમરનો તફાવત હતો પરંતુ હૃદય સરખાં હતાં. વિચારો શુદ્ધ હતા અને આચારો આદર્શ હતા એટલે બનતું ઠીક હતું અને તેથીજ મનસ્વિનીએ સંકટ સમયે તેને મદદ માટે બોલાવી હતી. ડોસાની મનસ્વિનીએ અને તરલાએ ઉભે પગે સેવા કરી. સુરેશે પણ પૈસો ખર્ચ કરવામાં, પોતાથી થાય તેટલી સેવા કરવામાં, પાછી પાની કરી નહી પરંતુ તે સર્વનું છેવટ સુખ રૂપ ન આવ્યું. પ્રભુનું ધાર્યું થયું. તેમની જીવન દોરી

ત્રુટી અને કુટુંબી જનોને આશીષ આપતો તેમનો અમર આત્મા પ્રભુના ધામમાં પહોંચી ગયો.

પિતાના મરણથી કોને દુઃખ ન થાય? ગમે તેટલી પિતાની ઉમર હોય–ગમે તેવો સમજુ વિદ્વાન પુત્ર હોય તો પણ મરણનો શોક તો થાય જ. સુરેશના આંતરિક દુઃખમાં વધારો થયો. તેને તો એમ જ લાગ્યુ કે હવે તેના સુખનો સુર્ય અસ્ત થયો છે અને કાળ-રાત્રિના પંઝામાં સપડાતો જાય છે. તરલા અને મનસ્વિની તેને આશ્વાસન આપતાં અને હૃદય ભાર ઓછો કરાવતાં પરંતુ એકાંત મળતાં તેજ દુઃખદ વિચારો તેના મગજમાં ઘોળાતા. ડોસાની મરણ ક્રિયાઓ તેણે કરી. અન્ન વસ્ત્રનાં યોગ્ય સ્થળે દાન કર્યાં. ગરીબ પરંતુ પાત્ર હોય તેને તેણે સંતોષ્યા. ગ્નાતી ભોજન સગાં સંબંધીના કહેવા છતાં પણ ન જ કર્યું, તેના પિતા સુધી ટકી રહેલી કુટુંબી કીર્તિ ! ને તિલાંજલી આપી. દ્રવ્યનો સદુપયોગ કર્યો. ગ્નાતી ભોજન માટે વપરાતા રૂપીયા તેણે ગ્નાતીના યુવાનોને પરદેશ-ગમન કરી શોધખોળ કરી, વિદ્યા હુન્નર પ્રાપ્ત કરી લાવવા માટે શિષ્યવૃત્તિ કાઢી અને તેમનામાં જોમ રેડયું. વૃદ્ધોએ સુરેશને વખોડયો. યુવાનોએ પ્રસંશા કરી. સુરેશને મન બન્ને સરખાં હતાં.

સુબોધ અને જ્યોતિને દાદાની ખોટ જણાવા લાગી. તેમની નિર્દોષ રમતોનો લાભ કોને આપવો તે સુઝયું નહી. લગ્ન થયા પછીં વિનય પણ તેના પિતાની સાથે ઉનાળાની રજાઓમાં દેશના રમણીય સ્થળો જોવા ગયો હતો. સુરેશની માનસિક સ્થિતી તો દુઃખમય જ રહેતી હતી. મનસ્વિનીનો જો કે ગૃહભાર તરલાના આવવાથી ઓછો થયો હતો તોપણ સુરેશની ચિંતાના કારણોથી તેના પણ શરીરમાં ફેર પડયો નહતો. તરલા બન્નેની સ્થીતી નીહાળતી પરંતુ શાથી તેઓ આવી સ્થીતીમાં રહે છે તે કળી શકતી નહોતી. ગૃહમાં વસવાટને લીધે સુરેશના સંબંધમાં તે આવી હતી અને તેને પણ તેણે ચિંતાનું કારણ પુછેલું પરંતુ તે કાંઇ સમજાવી શકયો ન હતો. નિર્દોષ બાળકો આનંદથી રમતાં હસતાં પોતાનો અભ્યાસ આગળ વધારે જતાં હતાં.

રમ મી મેનો દિવસ હતો. તાપ દિવસના સખત પડયો હતો. અને સાંજ થવા આવી હતી તો પણ ગરમ પવન ફુંકાતો હતો.

સુરેશ પોતાના કોમ્પાઉન્ડમાં ઇન્ટરની પરિક્ષામાં બેઠેલા ઉમેદવારો-નાં જવાબ પત્ર તપાસતો હતો. સુબોધ અને જ્યોતિ સુગંધીદાર પુષ્પ એકઠાં કરી માળા બનાવતાં હતાં. તરલા અને મનુ ફુવારા પાસે ખુરશીઓ નાંખી ફુવારાની છાંટની ઝાંખી કરતાં વાતો કરતાં હતાં. મનસ્વિની પોતાની તબીયત ટકાવી રહી તેનું કારણ તરલાજ હતી. તે આનંદી હોઈ અનેક સુગોષ્ટિ કરી તેને આનંદમાંજ રાખતી. આજે પણ સાહીત્ય ગોષ્ટિ ચાલતી હતી. સુરેશ પણ તેમાં વખતો વખત ભાગ લેતો. ગુજરાતી સાહિત્યને પ્રથમ પંક્તિએ કેવી રીતે લાવી શકાય અને તેમાં વચ્ચે આવતી મુશીબતો દુર કરવા શા ઉપાય યોજાય તે ઉપર રસભર ચર્ચા ચાલતી હતી તેવામાં તાર-વાળાની સાયકલ જોસભેર મકાન તરફ આવતી જણાઇ અને પળ-વારમાં તો તે કોમ્પાઉન્ડમાં દાખલ થયો. તારનું કવર સુરેશના હાથમાં મુકયું. સુરેશે સહી કરી. તારવાળો ચાલ્યો ગયો. સુરેશે કવર ખોલ્યું. ખોલતાંજ એની મુખમુદ્રા ઉપર ફેરફાર થઇ ગયો. તાર હાથ-માંથી પડયો અને સુરેશ ખુરશીમાં ઢળી પડયો. તરલા તેમજ મનસ્વિની ગભરાઇ ગયાં. મનસ્વિની સુરેશની સ્થીતિ સમજી શકી નહી. તેણે તાર લીધો, વાંચ્યો. Vinay collapsed. Coming immediately. વાંચતાંજ તે પણ ધર્ણી ઉપર ઢળી. પડવાનો ધબાકો સાંભળતાંજ બાળકો દોડી આવ્યાં. માતાને બેશુદ્ધ દેખી રડવા લાગ્યાં. તરલાએ જ્યોતિને ખોળામાં લીધી અને ચોધાર આંસુએ રોવા લાગી. કોઇ કોઇને આશ્વાસન આપનાર ન હતું. સુરેશ શું કરવું તે સમજી શકયો નહી. તરલા પણ ગાંડાની માફક રડતી હતી. બાળકોના પણ કલ્પાંતનો પાર નહતો. સુરેશના ઘરનો નોકર દોડી આવ્યો, તરલાને પૂછ્યું, સમાચાર જાણ્યા. તે પણ દીલગીરીમાં સામેલ થયો. તે વૃદ્ધ હતો. છેવટે સુરેશને તેણે શાંત થવા જણાવ્યું. મનસ્વિનીને ઉપચાર કરી શુદ્ધિમાં લાવ્યો. તે તો બેફાટ હૃદયે રડતી હતી. સગાં, સંબંધી, જ્ઞાતિમાં સમાચાર ફેલાઈ ગયા. જ્યોતિ વિધવા થઇ એ ખબરે કઠોર હૃદયી પુરૂષોના હૃદયને એકવાર પીગળાવ્યું. સગાં સંબંધી એકઠાં થયાં. જ્યોતિ વિનય પરલોક ગયો જાણી પુષ્કળ રડી. પોતાની રમતોનો સોબતી એકાએક સદાને માટે ચાલી ગયો જાણી અતિશય કલ્પાંત કર્યું. જ્ઞાતીની સ્ત્રીઓએ એકત્ર થઇ, "તારો સૌભાગ્ય સૂર્ય અસ્ત

થગો, અને તું વિધવા થઇ." એમ તેને જણાવ્યું અને તેણે માન્યું કે તે વિધવા થઈ.

ઉપરોક્ત દિવસને દસ બાર દિવસ થઇ ગયા. વિનયના પિતા અને માતા બીજેજ દિવસે ગામ આવી પહોંચ્યા હતા. વિનય કેવી રીતે એકાએક કોલેરાનો ભોગ થઇ ફક્ત બારજ કલાકમાં વિભુના ધામમાં પહોંચી ગયો હતો તે દુઃખદ વૃત્તાંત અતિશય કલ્પાંત વચ્ચે કહ્યો હતો. સર્વ કોઇના હૃદયદ્રવી ભૂત થયાં હતાં. સુરેશ પ્રોફેસર સુરેશ એક યંત્રની માફક પોતાનું નિત્ય કર્મ કરતો. તેને આસપાસના વાતાવરણનું બીલકુલ ભાન રહ્યું નહતું. મનસ્વિનીને પણ આ આઘાત સખતજ હતો. જ્યોતિ, બાળ જ્યોતિ વિધવા થઇ એ ખ્યાલ તેના મગજમાંથી જતોજ નહતો અને તેને લીધે પથારી વશ થઇ હતી. સુબોધ અને જ્યોતિ માતાપિતાને દીલગીર દેખી દીલગીર રહેતાં. ફક્ત તરલાજ હીંમત રાખી એક વખતના સુખી પરંતુ હાલમાં દુઃખમાં આવી પડેલા કુટુંબને સાચવી રહી હતી. મનસ્વિનીની તબીયત સાચવતી, બાળકોને પ્રસંગોપાત રીઝવી આશ્વાસન આપી સમજાવતી. વખત મળતાં પ્રોફેસર પાસે પણ જ્ઞાનદૃષ્ટિથી વાત કરતી તેમને શાંત થવા કહેતી. વિધિપૂર્વક વિનયના મરણ ક્રીયા થઇ અને પંદરમે દિવસે જ્યોતિનું નામ વિધવાની યાદીમાં ગણાવા લાગ્યું.

સમય પસાર થવા લાગ્યો "દુઃખનું ઓસડ દહાડા" એ સુત્રાનુસાર સમય જતાં સુરેશ દુઃખ ભુલવા લાગ્યો. બાળકો પણ આ બનાવ ભુલી ગયાં અને પોતાની અસલ રમતમાં, વિદ્યામાં ધ્યાન આપવા લાગ્યાં. તરલા તેઓને દુઃખ ભુલાવનાર પ્રસંગો લાવતી ગઇ અને તેમને સુમાર્ગે દોર્યાં; પણ તે મનસ્વિની ઉપર કાંઇ પણ અસર કરી શકી નહી. તેણે તેને ઘણીયે સમજાવી પરંતુ જ્યોતિ વિધવા થઈ એ ખ્યાલે જ તેને ખુની ખંજરથી ઘાયલ કરી હતી અને તે ઘા રૂઝાય તેમ નહતો. પ્રથમની નરમ તબીયત અને તેમાં લાગેલો આ કારી ઘા—મનસ્વિનીની તબીયત નહી સુધરે એમ તેને ખાત્રી થઈ. સુરેશને આ વાત તેણે જણાવી. તે પણ સમજી ગયો હતો પણ તરલાના કહેવાથી ખાત્રી થઇ. ડાક્ટરો બોલાવી અભિપ્રાય માગ્યા અને તેમણે પણ તેમજ જણાવ્યું. શરીરની નબળાઇ છે તેમાં માન-

સીક નબળાઇએ વધારો કર્યો છે એટલે ક્યારે એ હૃદય બંધ થશે તે જણાતું નથી પરંતુ થોડા સમયમાં થશે એતો ખાત્રી જ. મનસ્વિની પોતે પણ જાણતી હતી કે પરિણામ સારૂં નથી આવવાનું. તે ઇચ્છતી પણ તેમ હતી. તેનાથી દીકરીનું વૈધવ્ય જોઇ શકાય તેમ હતું જ નહી. સંસારની સઘળી મોહજાળમાંથી તેનું ચિત્ત છુટું થયું હતું. ફક્ત પોતાના બાળકોનું શું થશે તેનો તેને સંશય રહેતો. તેને સુરેશ ઉપર અચળ શ્રદ્ધા હતી. પ્રેમ હતો અને તે સારૂં જ કરશે એમ તે માનતી પરંતુ બાળકોની સુપરત પોતાને હાથે તેમને કરવી એમ તેના હૃદયમાં ઘોળાયા કરતું.

સુરેશ અને તરલા તેની પથારી આગળ કલાકોના કલાકો બેસતા. તેને આશ્વાસન આપતાં અને પ્રભુ કૃપાએ સારૂં પણ થશે એમ પણ સમજાવતાં. પરંતુ મનસ્વિનીનું અંતઃકરણ સાક્ષી પુરતું ન હતું. તેણે તો મરણ પસંદજ કર્યું હતું અને તે પ્રભુને ચરણે જવા તૈયાર હતી.

એક વખતે સુરેશ કોલેજમાંથી ઘેર વહેલો આવ્યો હતો. તેનું ચિત્ત પોતાના કાર્યમાં ગોઠતુંજ નહોતું. અવનવા વિચારો મગજમાં ઉપરા છાપરી આવ્યા જ કરતા હતા અને તેથી જ તે વહેલો આવ્યો હતો. મનસ્વિનીને આજે ઠીક ન હતું. શુદ્ધિ સંપૂર્ણ હતી. પરંતુ ચેન પડતું ન હતું. તરલા પાસે જ બેઠી હતી અને દરેક રીતે સેવા બજાવતી હતી. એકદમ મનસ્વિનીએ કહ્યું.

'બેન, તરલા, મારા સુરેશને બોલાવ, મને તેમનો આનંદી ચ્હેરો છેલ્લી વખત જોઈ લેવા દે. મારૂં અંતઃકરણ છેલ્લી વખત તેમની આગળ ખોલવા દે.'' તરલા તરત સુરેશ સમક્ષ ગઇ. મનસ્વિની અકળાય છે એમ સજળ નેત્રે જણાવ્યું અને પાસે બેસી તેને શાંત્વન આપવા આવવા કહ્યું. સુરેશ એકદમ ઉઠયો અને મનુની પથારી પાસે આવી બેઠો.

"સુરેશ. મારે મારૂં અંતઃકરણ તમારી સમક્ષ ખોલવું છે. મને ખોલવા દો. મારી છેવટની અભિલાષા પુરી કરવા દો.'' મનસ્વિની દેવદૂત સમક્ષ દેખતી હોય તેમ બોલી.

"મનુ. તું શું બોલે છે. શું કરવા અકળાય છે. તને સારૂં થશે

જશે. તારે જે કહેવું હોય તે કહે. તું જે કહીશ તે કરવા અને સાંભળવા તૈયાર છું.'' મનુને ગભરાતાં જોઇ પોતે ગભરાતાં પણ આશ્વાસન આપતાં સુરેશ બોલ્યો.

''તમારી સાથે સ્નેહ સંબંધથી ગંઠાઇ હું અત્યંત સુખ પામી છું. મારા બધા મનોરથો તમે સંપૂર્ણ કર્યા છે અને હું તમારી ઋણી છું. પ્રભુ તમને સારો બદલો આપે. હું જાઉં છું પણ બાળકો આપને સોંપી જાઉં છું. તેની સંભાળ રાખજો. મારી ખોટ તેમને જણાવવા દેશો નહિ.''

''મનુ. તું ચિંતા રાખીશ નહી. તારા જેવી સ્ત્રી પ્રાપ્ત કરતાં હું મારી જાતને ભાગ્યશાળી ગાનતો. તું જાય તો સુબોધનું શું? જ્યોતિનું શું?'' સજળ નેત્રે સુરેશ બોલ્યો.

''સુરેશ. તેઓના રક્ષક તમે એક અને બીજી તરલા. તરલા, બાળકો તારા ઉપર પ્રેમ રાખે છે. ચાહે છે. તું તેમને પાળજે. પોષજે - અને તારી બેનનું નામ રાખી તેની અંતિમ અભિલાષા પુરી કરજે. બાળકોને મા ન હોય તો માશી. બોલ–વચન આપ કે તું મારા બાળકોનું રક્ષણ કરીશ.'' મનસ્વિની તરલા તરફ દૃષ્ટિ કરતાં બોલી.

''બેન. નિશ્ચિંત રહેજે. તારાં બાળકો તે મારાં જ બાળકો છે. મારાથી તેઓને વિખુટાં નહિ કરૂં. તારી માફક મારા પ્રાણ જતાં સુધી પણ મારી પાસે રાખીશ.'' તરલા આવેશમાં બોલી.

''બસ–મારે એજ જોઇએ છીએ. સુરેશ. મારી ખોટ તરલા પુરશે.''

આ શબ્દ બોલતાં જ મનુની ગભરામણ વધી. શ્વાસ વધવા લાગ્યો. આંખો નિસ્તેજ થવા લાગી. ફરીથી એકવાર તે બોલી. ''સુરેશ બાળકો ક્યાં?'' તરત જ સુબોધ અને જ્યોતિ દોડી આવ્યાં, માતાની સ્થીતી જોઇ ગભરાયાં. મનુએ એકવાર દરદ ઉપર કાબુ મેળવ્યો અને બોલી. ''પણ સુરેશ, મને માફી આપો. મારી ગંભીર ભૂલની માફી આપો. મારૂં હૃદય મને કહે છે કે જ્યોતિને આ સ્થિતિમાં લાવનાર હું જ છું. મેં ઉતાવળ કરી ન હોત તો આ સ્થિતી ન આવત.''

"મનુ, તું દોષીત નથી. થવાનું હોય તે થાય છે જ. તારૂં ચિત્ત પ્રભુમાં દોર." સુરેશ માફી આપતાં બોલ્યો.

સુબોધ અને જ્યોતિ માતાની સોડમાં છેલ્લીવાર ભરાયાં. તેમને આશીર્વાદ આ ી સુરેશ અને તરલા પ્રત્યે બોલી. "સુરેશ–તરલા. આ બાળકો તમારાં. હું જાઉં છું. પ્રભુ...પ્રભુ...પ્રભુ." શબ્દ ઉચ્ચારતાં જ આંખો ઢળી ગઇ અને મનસ્વિની શબરૂપે શય્યામાં પડી.

( ૪ )

મનસ્વિનીના મૃત્યુને બે વર્ષ થઇ ગયાં. સંસાર ચક્ર ચાલ્યાંજ કરે છે. તેનો આદી અને અંત જણાતો નથી. સુરેશના જીવનમાં ભરતીઓટ આવી ગયા પછી તે સામાન્ય સ્તબ્ધ થયું હતું. પ્રથમનો ઉત્સાહી સાહસીક પ્રોફેસર તે હાલ જીવનના ખડકો સાથે અથડાઇ શાંત અને ગંભીર બન્યો હતો. સાંસારિક જીવનનો લાભ લઈ વિધુરાવસ્થા ભોગવતો હતો પરંતુ હજી પણ પ્રિયાને ભુલ્યો નહતો. મનસ્વિનીના મૃત્યુ પછી તરલા બાળકોની સંભાળ લેવા અને સુરેશને શાન્તિ આપવા ત્યાં રહી હતી. મનુના છેવટના બોલો તેને અર્થ સુચક અને ગંભીર લાગ્યા હતા. બાળકોને તજીને તે જઇ શકે તેમ ન હતી. સુરેશ પણ બાળકોને તેની સાથે જવા દે તેમ ન હતો. બેન અને બનેવીના સંબંધને સ્થાયી રાખનાર સાંકળ તુટી હતી એટલે વધુ વખત બનેવીને ત્યાં રહેવું તે પણ ઠીક ન હતું. મનસ્વિનીનાં માર્મિક અર્થ સુચક બોલો જો કે સમાજના સાંભળવામાં આવ્યા ન હતા તોપણ તેની કલ્પના શક્તિ કંઇ અટકે તેમ નહતી. ક્યારનીય જ્ઞાતીમાં વાત ચર્ચાતી કે સુરેશ અને તરલાના લગ્ન થશે. સમાજે સંજોગો પણ તેવાજ જોયા હતા. તરલા તરૂણ હતી. અપરિણીત હતી. સુરેશના સંબંધમાં લગભગ છેલ્લા ત્રણ વરસથી આવી હતી. આચાર અને વિચારમાં મનુનાથી ઉતરે તેમ ન હતી. મનુ પણ પોતાની માંદગી દરમ્યાન સુરેશ અને તરલાને પોતાની સમક્ષ સંબંધમાં લાવી હતી. અરસ્પરસ વાર્તાલાપની છુટ, સંપુર્ણ સહવાસ, લગ્નની કેટલીક યોગ્યતા, આ ત્રણે લોકોના અભિપ્રાયને ઉશ્કેરવા બસ હતા. તેમાં એક બાજુનું સત્ય પણ હતું. મનસ્વિનીની રીતભાતથી, તેની માણી જોઇને પોતાને સુરેશના સંબંધમાં લાવવાની ગોઠવણથી અને અનેક-

વાર માર્મિક શબ્દોના સુચનથી તરલાના હૃદયમાં આ સંબંધ માટે સંશય ઉભો થયો હતો. તેના મૃત્યુ સમયના શબ્દોથી તે સંશય દૃઢ થયો હતો. આ વિચાર પાશથી પોતે વધુને વધુ ન જકડાય અને જનસમાજની વાકૂકટારથી દુર રહેવાય એ આશયથી તેણે સુરેશ પાસેથી બાળકો લેઇ પોતાના પિતાને ત્યાં રહેવા જવા માટે આજ્ઞા માગી હતી. પરંતુ મનુના શબ્દો સંભારી તે નિર્દોષપણે કહેતો કે "બાળકો તારાં અને મારાં છે, આપણે બન્ને તેઓના રક્ષક છીએ. હું તેઓને મારાથી શી રીતે દુર કરી શકું ?" તરલા આનો અર્થ જુદોજ સમજતી. પોતાના હૃદયના દુરના ખુણામાં જાગ્રત થએલો સંશયનો કીડો પોષાતો અને માનતી કે કદાચ સુરેશ લોકવાયકા ખરી પાડે. આવા સંજોગોને લીધે તરલા સુરેશને ત્યાંજ રહી હતી. સુબોધ અને જ્યોતિ માતાને સંભારતાં અને રડતાં અને તરલા પોતાને ત્યાંથી જાય તે ઇચ્છતાં ન હતાં કારણ માશી તે માના જેવીજ સંભાળ લેતી અને તેમને રીઝવી તેમના અભ્યાસમાં મદદ આપતી. કુમારિકા જ્યોતિ વયમાં આવી હતી. તેનો અભ્યાસ પણ સારો થયો હતો અને વિદ્વાન માતા પિતાનું ફરજંદ વિદ્વાનજ હતું. ઉમદા વિચારો, વાકચાતુર્ય, અને સામાજીક સમજ તેનામાં આવી હતી અને તરલા શાંત રીતે તપાસ રાખતી કે તેનું જીવન વિમળ અને વિશુદ્ધ છે.

ગર્મી સંધ્યાનો સમય હતો. તરલા અને જ્યોતિ મકાનના કોમ્પાઉન્ડમાં ફરતાં હતાં. સુબોધ સાયકલ ચલાવતો હતો અને સુરેશ ન્યુસ પેપર વાંચતો હતો. એટલામાં સુરેશના સહાધ્યાયી મિત્ર અને હાલ તેની સાથે કોલેજમાં કામ કરતા પ્રોફેસર પંડયા આવી પહોંચ્યા. સુરેશ તેમને આવકાર આપવા ઉઠયો. સુબોધ સાયકલ બહાર લઇ ગયો ત્યારે તરલા અને જ્યોતિ પ્રોફેસર સામુંજ જોઇ રહ્યાં. સુરેશે જ્યોતિને બોલાવી. જ્યોતિએ તરલાને આગ્રહ કર્યો. બન્ને સાથે આવ્યા અને સુરેશે બન્નેને પ્રોફેસરનું ઓળખાણ કરાવ્યું. પ્રોફેસર પંડયા વિદ્વાન હતા પરંતુ વ્હેમી હતા. સમય સાથે ચાલવાના મતના હતા પરંતુ જુના સિદ્ધાંતોને માન આપનાર હતા. સુરેશનું જીવન નિરસ થયું હતું તે સુરેશના કરતાં તેમને વધારે સાલતું. તેમને કાને પણ તરલા અને સુરેશ સંબંધી વાતો આવેલી અને આજે જાતેજ ખાત્રી કરી યોગ્ય લાગે તો સુરેશને પુનર્જીવનમાં

દાખલ થવાની સલાહ આપવાના ઈરાદાથી આવ્યા હતા. જ્યોતિ અને તરલાની પ્રતિભા જોતાંજ તેઓ છક થયા. आकृतिगुणान्कथयति એ ન્યાયે તેમના હૃદયમાં તેઓને માટે સારી છાપ પડી અને સુરેશને આજે ગમે તેમ સમજાવવો એમ તેમણે નિશ્ચય કર્યો અને વાત ઉપાડી.

"સુરેશ આપણા સમાજ બંધન કેવાં? અવિવાહિત સ્ત્રી અને પુરૂષ મીત્ર તરીકે રહી શકે નહી, સ્નેહી સગાં હોય તોપણ સાથે રહી શકે નહિ. રહે તો તો લોક નિન્દે"

સુરેશ આ સવાલ માટે તૈયાર નહતો. તરલા પણ પ્રોફેસરને સાંભળતાંજ ગભરાઇ અને શરમાઈ. જ્યોતિના હૃદયમાં ધ્રાસકો પડયો.

"રમણીકરાય. આપણા સમાજમાં ઘણીયે ખામી છે. તેમાંની આ એકપણ છે. સ્ત્રી પુરૂષના સમાગમને દોષીત ગણી કાયદાકાનુનો ઘડી અંતરાય લાવનારા પુરૂષોએ તેમ કરી બન્ને પક્ષનું અપમાન કર્યું છે. માનસીક નબળાઈ એ સમાજની અધોગતિનું મૂળ કારણ છે." સુરેશે પ્રોફેસરનો મર્મ બરાબર ન સમજતાં તેમની શંકાનું ખંડન કર્યું.

"તમે ગમે તેમ કહો પણ સમાજની દ્રષ્ટિમાં અવિવાહિત સ્ત્રી પુરૂષ સાથે રહેવાનાં અનિષ્ટ દૃષ્ટાંતો વારંવાર આવે એટલે એ સામાન્ય માન્યતા બાંધે અને તેને અંગે સર્વને દોષીત ગણે."

"છુટા છવાયા દ્ષ્ટાંતોથી સામાન્ય નિયમ બાંધવો તે કાંઇ ડહાપણનું કામ નથી." તરલાએ વાતમાં ભાગ લીધો.

"બેન. ગોળી ને મોંએ ઢાંકણું હોય. કાંઇ કુવાને મોંઢે હોય. એતો ભિન્ન ભિન્ન મતિના ભેગા થયેલા સમાજને આપણે ડાહ્યો યા અણુ સમજુ શી રીતે ગણી શકીએ? પરંતુ હું તો અભિપ્રાય ધરાવું છું, કે જ્યારે સમાજ સમક્ષ રહેવું છે તો તેનાથી ઉલટું કાર્ય કરવું ન જ જોઇએ."

"પ્રોફેસર સાહેબ. સમાજ શરીરને તો પુરાણાં નેત્ર છે અને વ્હેમની ઝાંખ વખતના વહેવા સાથે વધી છે. એતો વિસમી સદીનાં

જ્ઞાનરૂપી ચશ્મા પહેરાવાય અગર નવા આચાર રૂપી કડક દવા નંખાય તોજ સુધરે. જ્ઞાનપ્રચારક સદ્‌ગુરૂજ સમાજની બેડીમાં જકડાશે ત્યારે તેનો ઉદ્ધાર કોણ કરશે !" જ્યોતિ ટકોર કરતાં બોલી.

"સુરેશ. બ્હેન જ્યોતિ ભલે ને નવીન જુસ્સાને લઇ ગમે તે બોલે; પરંતુ તમે વિદ્વાન, અનુભવી હોઇ, નથી સમજી શકતા કે અવિવાહીત સ્ત્રી પુરૂષોએ એકજ સ્થળે રહેવું તે અયોગ્ય છે. હું અત્યારે ખુલ્લું જણાવું છું કે તમારો અને તરલા બેનનો પરિચય લોકોમાં વગોવાય છે. લોકોને મોઢે તાળાં મારવાં હોય તો ફરીથી લગ્ન કરો. તમે સુખી થાઓ. તરલા બેનને સુખી કરો અને સંસાર આદર્શ બનાવો."

" પ્રોફેસર, શું બોલો છો ? પરણે કોણ ? મારા પિતાજી ?" જ્યોતિ આશ્ચર્ય પામતાં બોલી

" હા. તેજ. " પ્રોફેસરે કરડાકીમાં જવાબ વાળ્યો.

" કારણ ?"

" તમારા પિતાનું જીવન નિરસ થયું છે. સંસાર યાત્રા સફળતાથી અને સહેલાઈથી કરવી હોય તો સોબતી તો જોઇએજ."

"પ્રોફેસર સાહેબ. પુરૂષનેજ જોઇએ કે સ્ત્રીને પણ જોઇએ ?" જ્યોતિ સખતાઇથી બોલી.

પ્રોફેસર ગભરાયા. જ્યોતિ વિધવા છે તે ખ્યાલ મગજમાં ખડો થયો. સમાજ બંધના હિમાયતીને તે ડંખ્યો. સવાલ કર્યો. પરણે કોણ ? પિતા પુત્રીનું જીવન નજર સમક્ષ ખડું થયું. એક તરફ જ્યોતિ બાળ વિધવા છે. લગ્ન પ્રસંગે લગ્ન અને તેની જોખમદારી શું તે સમજતી ન હતી. લગ્નમાં શા ગંભીર વચનો અપાયાં છે તેનો ખ્યાલ પણ નહતો. હાલ તે યુવાન છે. સંસારથી અજ્ઞાન છે. પિતાની પ્રસાદીથી કેળવણી પ્રાપ્ત કરી છે. નવીન જુસ્સો છે. મહાન મહેનત કરી જ્ઞાનજ્યોતિ ફેલાવવાની અભિલાષા છે.

બીજી તરફ સુરેશ ૩૫-૩૬ વર્ષની ઉમરનો વિદ્વાન પુરૂષ છે. મનસ્વિની સાથે આદર્શ સંસાર અનુભવી નિવૃત્ત થયો છે. સંતાનમાં

એક પુત્ર અને યુવાનીમાં પ્રવેશ કરતી બાળવિધવા પુત્રી છે. સાંસારિક સુખની તેને લગાર પણ તૃષ્ણા નથી. ફક્ત મરનાર બાળ પત્નીની અભિલાષા પુર્ણ કરવા બાળકો યોગ્ય વયનાં થઈ તેમનું સંભાળી લે તેની રાહ જોતો જીવન પ્રવાહ દોરે છે.

સ્થીતી સરખાવતાં ફરીથી સ્વગત પ્રશ્ન કર્યો "પરણે કોણ ?"

આ વિચારથી પ્રોફેસર સાહેબ અકળાયા. શરમાયા. અધુરી મુકી. ઘેર જવાની રજા માગી. સુરેશ અને તરલાના જમાં સમાજ બંધનના હીમાયતી પુરૂષને કહેવાના વિચારો રહી ગયા. તેઓ ચાલ્યા પરંતુ એકજ સવાલ મગજમાં ઘુમતોજ રહ્યો.

" પરણે કોણ ? "

× × × ×

સમાજની સખત ટીકાઓ છતાં સુરેશ, તરલા, જયોતિ અને સુબોધ એકજ સ્થળે રહે છે. સુરેશ નોકરીમાંથી નિવૃત્ત થયો છે. તેણે નવિન પદ્ધતિસર વિદ્યાલય ખોલ્યું છે. તરલા અને જયોતિ ત્યાંજ કામ કરે છે. જ્ઞાનજયોતિ પ્રકટાવી નવયુવાન બાળકોનાં ભવિષ્યનાં જીવન પ્રકાશિત કરે છે.

" નિરંજન. "



